# ધર્મ અને સમાજ

પુસ્તક: ૧ :



પ્રકાશક:

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

સર રમણભાઈ સ્મારક ગ્રંથમાળા, અં. ૩.

# ધર્મ અને સમાજ

પુસ્તક: ૧:

કર્તા,

સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

પ્રકાશક,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી–અમદાવાદ.

કિમ્મત એક રૂપિયો.

આવૃત્તિ પહેલી — પ્રત ૧૬૦૦

સન ૧૯૩૨ — સંવત્ ૧૯૮૮



"ધી ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સલાપોસ રોડ—અમદાવાદ.

## સર રમણભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની અસાધારણ સામાન્ય સભા તા. ૨૦ મી માર્ચ ૧૯૨૮ ને મંગળવારે મળેલી તેમાં નીચે મુજબ ઠરાવ પસાર થયો હતો:—

### ઠરાવ.

"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની આ અસાધારણ સામાન્ય સભા સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, નાઇટના દુઃખદાયક અવસાનની ભારે ખેદ સાથે નોંધ લે છે. છેક સન ૧૮૯૦ થી સોસાઇટી સાથે મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે એમનો સંબંધ જોડાયો હતો અને સન ૧૯૧૨ માં તેઓ તેના ઑનરરી સેક્રેટરી નિમાયા હતા. આ પ્રમાણે સોસાઇટી સાથેનો એમનો સંબંધ લાંબા સમયનો અને ગાઢ હતો અને સ્વ. મહીપતરામના સમયથી ચાલતો આવે છે. એ સેવાકાર્યમાં એમણે પોતાનો આટલો બધો સમય આપ્યો છે અને તે પાછળ એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કે જેનું મૂલ્ય થાય એમ નથી. એવી એમની એ અપૂર્વ અને કીંમતી સેવાની યત્કિંચિત્ કદર કરવા આ સભા ઠરાવ કરે છે કે **સોસાઈટીએ પોતાના ફંડમાંથી એમના નામનું રૂ. ૫૦૦૦) નું એક જાદું સ્મારક સ્થાપવું** અને એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

૧. મુંબઈ યુનિવરસિટિની બી એ; ની પરીક્ષામાં ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી ઑનર્સ કોર્સ લઈ જે વિદ્યાર્થી ઉંચે નંબરે પાસ થાય તેને સર રમણભાઈ સુવર્ણચંદ્રક દર વર્ષે આપવો.

૨. સર રમણભાઈના જીવન વિષે માહિતી આપતા લેખો-સ્મરણો, નોંધ, પત્રો વગેરે એમના મિત્રો, સંબંધીઓ અને પ્રશંસકો પાસે લખાવી મેળવી, તે સંગ્રહ એક સ્મારક ગ્રંથરૂપે બહાર પાડવો.

૩. પ્રતિ વર્ષ સુવર્ણ ચાંદનો ખર્ચ બાદ જતાં વ્યાજની રકમ બચત રહે અને એકઠી થાય તેમાંથી વખતોવખત સાહિત્ય, ભાષાશાસ્ત્ર, ઇતિહાસ અને સમાજ સુધારાના વિષયને લગતાં પુસ્તકો 'સર રમણભાઈ ગ્રંથમાળા' એ નામે લખાવી પ્રસિદ્ધ કરવાં."

તદનુસાર એમના જ આ લેખ સંગ્રહથી સર રમણભાઈ ગ્રંથમાળાની શરૂઆત કરવાનું યોગ્ય વિચાર્યું છે; અને અત્યારસુધીમાં સદરહુ ગ્રંથમાળાનાં નીચેનાં પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે:—

| નં. | પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|---|
| | | રૂ. આ. પા. |
| ૧. | કવિતા અને સાહિત્ય, વૉ. ૩જું. | ૧—૦—૦ |
| ૨. | ,, ,, વૉ. ૪થું. | ૧—૦—૦ |
| ૩. | ધર્મ અને સમાજ, પુસ્તક ૧લું. | ૧—૦—૦ |

અમદાવાદ,
તા. ૨૫–૮–૧૯૩૨.

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ. સેક્રેટરી.

# નિવેદન

સર રમણભાઈનાં ધાર્મિક પ્રવચનો અને સામાજિક સુધારાના લેખો, વ્યાખ્યાનો વગેરે "ધર્મ અને સમાજ" એ નામથી પ્રસિદ્ધ કરવાનું નિયોજ્યું હતું; તેનો પ્રથમ ભાગ આ વર્ષે વાચકવર્ગ સમક્ષ રજુ કરવામાં આવે છે.

સર રમણભાઈની હયાતિ દરમિયાન એમનાં ધાર્મિક પ્રવચનોની સૂચી તૈયાર કરીને તે એક સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રકટ કરવાની યોજના થઈ હતી; પરંતુ અનેક વ્યવસાયોમાં તેઓ રોકાયલા રહેતા તેથી એ માટે પૂરી વ્યવસ્થા થઈ શકી નહોતી.

આપણા પ્રાંતમાં આ પ્રકારનું પ્રવચન સાહિત્ય નવીન છે, તે નવી દિશા ખોલે છે; અને તેની આવશ્યક્તા વિષે, ખાસકરીને અત્યારના યુગમાં, ભાગ્યેજ બેમત માલુમ પડશે.

મરાઠી સાહિત્ય, સ્વર્ગસ્થ રાનડે અને ડૉ. ભાંડારકરનાં ધાર્મિક પ્રવચનો અને વ્યાખ્યાનોથી સમૃદ્ધ થયલું છે અને તે લખાણે ઘણાંઓને પ્રોત્સાહન અને પ્રેરણા અર્પ્યા છે.

એવું સામર્થ્ય વાચકને સર રમણભાઈનાં પ્રવચનમાંથી મળશે, એમ અમારૂં માનવું છે; કેમકે સ્વર્ગસ્થનું સમગ્ર જીવન નીતિપર રચાયલું હતું. નીતિ જ જેમનું સર્વસ્વ હતું; જે નીતિબળ એમના ચારિત્રમાં પૂરેપૂરૂં વણાયલું હતું, એવા એ સાધુ પુરુષની વાણીમાંથી નિકળેલા શબ્દો અવશ્ય પ્રબોધક અને માર્ગદર્શક થશે.

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ,
તા. ૨૫-૮-૧૯૩૨.

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા





# ધર્મ ને સમાજ

## -: સદાચરણબલ * :-

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયલો ઉપદેશ.)

**ॐ तत्सत् परमात्मने नमः ।**

સ્વતંત્ર સર્વાદિ વિકારહીન,
નથી થતા નાથ ઉપાધિલીન;
તર્યાં નથી કોઈ તમારિ માયા,
અતર્ક્ય વેદશ્રુતિમાં ગવાયા.

હે પરમાત્મન્! તું સ્વતંત્ર છે, અમે પામર પ્રાણી પરતંત્ર છીયે; તું અનાદિ છે, અમારી ઉત્પત્તિ તારે લીધે છે; વિકારો તને ફેરવી શકતા નથી, તારામાં ઉત્પન્ન થતા નથી, અમે નિર્બળ જીવ ઉપાધિયોમાં, મોહજાળમાં મગ્ન છીયે; અમે અજ્ઞાનના અંધકારમાં ફાંફાં મારીએ છીયે, 'તમે અવિદ્યા થકિ પાર ગાજો.' તારી અનંત શક્તિ કલ્પનાની ગોચરતાથી, કાલના અસ્તિત્વથી દિક્‌ની સ્થિતિથી પણ અગાડી વિરાજે છે. અમારા આત્માના કૃત્યો પર તું સદા સાક્ષી છે, એ વાત નિરંતર અમારા ધ્યાનમાં રખાવ, અમને હમેશ સન્મતિ આપ, અને તે સન્મતિના આદેશ પ્રમાણે વર્તન કરવાનું અમને સામર્થ્ય આપ.

જ્યારે લોકનિંદાથી ડરી જઈ રામે ગર્ભવતી સીતાને પોતાને ઘેરથી કહાડી મુકી અને તેની આજ્ઞાથી લક્ષ્મણ સીતાને રથમાં

---

* "જ્ઞાનસુધા" પખવાડિક પત્રના ઓક્ટોબરથી ડિસેમ્બર ૧૮૮૯ સુધીના અંકોમાં છપાયલો.

બેસાડી વનમાં લઈ ગયો અને ત્યાં તેને રામની આજ્ઞા કહી સંભળાવી ત્યારે સીતાએ લક્ષ્મણને કહ્યું કે,

वाच्यस्त्वया मद्वचनात्स राजा
वह्नौ विशुद्धामपि यत्समक्षम् ।
मांलोकवादश्रवणादहासीः
श्रुतस्य किंतत्सदृशं कुलस्य ॥
कल्याणबुद्धेरथवा तवायं
न कामचारो मयिशंकनीयः ।
ममैव जन्मान्तरपातकानां
विपाक विस्फूर्जथुरप्रसह्यः ॥

સીતાએ લક્ષ્મણને કહ્યું કે તું તે રાજાને—એટલે રામને—મારૂં નામ દઇ કહેજે કે મેં તારી સમક્ષ વહ્નિમાં પ્રવેશ કરી મારી વિશુદ્ધતા સિદ્ધ કરી તોપણ લોકવાદ સાંભળી તેં મારો ત્યાગ કર્યો એ શું તારાશ્રુત—તારા જ્ઞાન—ને ઘટે, શું તે તારા કુળને ઘટે? અથવા તું કલ્યાણ બુદ્ધિવાળો છે. તે જાણી જોઇને મારા પ્રતિ આવી અઘટિત વર્તણુક ન કરે; મારા જ આગલા જન્મના પાપોના ફળની ગર્જનાનો આ અસહ્ય કડાકો છે.

સીતાનો પરિત્યાગ કરવામાં રામની કેટલી દુર્બળતા હતી એ વિચાર આ સમયે અપ્રસ્તુત છે. પણ, આમાંનાં બે ત્રણ પ્રસ્તાવ આ પ્રસંગે વિચાર કરવા જેવા છે—**श्रुतस्यकिं तत्सदृशम्-कल्याण बुध्धेः न कामचारः** અને **जन्मान्तरपातकानां विपाक...**

'આવું આચરણ શું જ્ઞાનને ઘટે' એ વચન પરથી સ્હેજ વિચાર ઉત્પન્ન થાય છે કે સદાચરણ માટે એકલું સદાચરણનું જ્ઞાન બસ છે કે નહિ. મનુષ્યને એકવાર જ્ઞાન થયું કે અમુક કૃત્ય સારૂં છે, અમુક કૃત્ય

નઠારૂં છે; અમુક કૃત્યથી સુખ થશે, અમુક કૃત્યથી દુઃખ થશે; અમુક કૃત્ય કરવું જોઈએ, અમુક કૃત્ય ન કરવું જોઈએ, તો તેટલા પરથી તે સારૂં જ કૃત્ય કરશે અને નઠારૂં નહિ કરે એમ નિશ્ચય થતો નથી. જ્ઞાની એટલા સદાચરણી એવો નિયમ થઈ શકતો નથી. સદાચરણનું જ્ઞાન છતાં તેનું આચરણ કરવાનું બળ ઘણીવાર મનુષ્યમાં હોતું નથી. નીતિશાસ્ત્રનું આ તત્ત્વ સોક્રેટીસ જેવા તત્વચિંતકને માલમ નહોતું. તેનું કહેવું હતું કે સદ્‌ગુણી થવા માટે એકલા જ્ઞાનની જરૂર છે. મનુષ્યની ખાતરી થઈ કે સત્ય એ સદ્‌ગુણ છે. અને સદ્‌ગુણ પાળવો જોઈયે તો તે સત્ય જ બોલશે, આ વિચારમાં ભૂલ એ છે કે સદ્‌ગુણી થવા માટે જે દૃઢ આગ્રહ અને મનને અંકુશમાં રાખવાનું બળ અવશ્ય છે તે એમાં ધ્યાનમાં લીધું નથી. જ્ઞાની સદ્‌ગુણી નથી હોતા એમ નહિ પણ તે મનના બળ વિના નહિ. એક લેટિન કવિ કહે છે કે, 'હું સારો માર્ગ કયો છે તે જોઉં છું,' અને તે પસંદ કરૂં છું, પણ નઠારે માર્ગે જાઉં છું. મનુષ્યનું મન એટલું નિર્બળ છે અને વિકારો એટલા પ્રબળ છે કે સન્મતિ છતાં તદાનુસાર વર્ત્તન થતું નથી.

ભર્યો દુઃખાવર્ત્ત વિકટપથ ક્ષારાબ્ધિ ભવનો,
જ્યહાં જોરે ગાજે ષડરિગણના ચંડ પવનો.

આ ભવસાગરમાં વમળ ઘણાં છે, છ રિપુરૂપે પવનો ઘણા જોરથી વાય છે, ત્યાં આપણી હોડીને સીધે રસ્તે લઇ જવાનું આપણામાં પામર જીવમાં કેટલું બળ! કોઇ વિરલ જ એવો હોય કે સીધો માર્ગ કયો છે તેનું જ્ઞાન થયે માત્ર પોતાના જ બળથી તે માર્ગે પોતાની હોડી ચલાવ્યો જાય. કવિ વર્ડ્સ્વર્થ કહે છે કે 'જ્યારે પ્રેમજ્ઞાનથી થતા સદ્‌ગુણ પરના પ્રેમનો પ્રકાશ ભ્રાન્તિ રહિત હોય અને આનંદ પોતાનું જ રક્ષણ કરવા સમર્થ હોય (એટલે સદાચરણથી આનંદ મેળવવાની આશા એ જ સદાચરણ પળાવવા બસ હોય) ત્યારે તો આપણા દિવસ શાન્ત અને ઉજ્જવલ જાય અને આપણો સ્વભાવ સુખમય થાય; અને જેઓ આ હિમ્મત (પોતાની વૃત્તિપર આધાર

રાખવાની હિમ્મત) ડહાપણથી ધરી આ માર્ગને ભાવે રહે છે અને તોયે જરૂર પડે ત્યારે જે બીજું બળ જોઈયે છે તે મેળવી શકે છે તેઓ ભલે સુખી હોય.' પણ તે પોતાને માટે કહે છે કે 'મને અકસ્માત ઉઠતી ઇચ્છાઓનું દબાણ લાગે છે, મને બીક લાગે છે કે આકસ્મિક ઇચ્છાઓનું બળ મારાથી નહિ અટકાવાય.' ત્યારે સન્માર્ગે પ્રવર્તન કરવાનું આ બળ મનુષ્યે ક્યાંથી લાવવું ? એ બળ વિના મનુષ્ય પોતાના પ્રયત્નથી હંમેશ સદાચરણી થઇ શકતો નથી. બુદ્ધદેવે નીતિનો આદર્શ (model) ઘણો ઉંચો સ્થાપ્યો અને સદાચરણનો ઉદાર અને ઉન્નત માર્ગ બતાવ્યો પણ એ સદાચરણ એ સુનીતિ પાળવાનું બળ ક્યાંથી લાવવું તે ન બતાવ્યું. બૌદ્ધમાર્ગમાં આજ મોટી ન્યૂનતા છે કે સુનીતિનો ઉંચામાં ઉંચો આદર્શ, સુનીતિની પ્રેરણા કરનાર અને તદનુસાર વર્ત્તન કરવાનું બળ આપનાર જે ષડૈશ્વર્યગુણસંપન્ન ભગવાન તેનો તે માર્ગમાં સ્વીકાર નથી. એ ભગવાન વિના સદ્‌ગુણનો આદર્શ બીજો કોઈ નથી, એના વિના સન્મતિદાતા બીજો નથી, સદ્‌વર્તનબલનિધિ બીજો નથી. શુભ કર્મની પ્રેરણાનાં ત્રણ મૂલ Egoism (આત્માપેક્ષા), Utility (લોકાપેક્ષા) અને Intuition (અંતર્બોધ)નું પ્રથક્કરણ કરતાં પણ અંતે એ જ આશ્રય આવે છે કે સદ્‌ગુણનું મૂળ તે પરમેશ્વર જ.

સહુ પ્રાણી તારાં પૃથિવિમહિં વિસ્તારથિ રહ્યાં,
તથાપી તે મધ્યે મનુષ જનને તેં કરિ દયા;
દિધી છે સદ્‌બુદ્ધિ સતત સતમાર્ગે વિચરવા,
ક્ષમા પાપો મારાં કરી પ્રભુ કરો પૂર્ણ કરુણા;
નિષિદ્ધાચારોમાં નબળું મન મારૂં નિત ભમે,
સદા સદ્‌ધર્મોમાં અતિ ત્વરિત વાળો ચિત તમે;
કુપુત્રો તો થાશે, નહિ કુપિત થાશે કદિ પિતા,
ક્ષમા પાપો મારાં કરિ પ્રભુ કરો પૂર્ણ કરૂણા.

આ બે શ્લોકમાં પણ એ જ કહ્યું છે કે સન્માર્ગે વિચરવા

ઈશ્વરે સદ્‌બુદ્ધિ આપી છે પણ મનુષ્યનું નબળું મન નિષિદ્ધાચારોમાં નિત્ય ભમે છે, તેમાંથી સદ્‌ધર્મમાં ચિત્ત વાળવા સમર્થ પ્રભુ વિના બીજું કોણ હોય ? પ્રભુ વિના નબળા મનને સન્માર્ગે રાખવાનું બળ કોણ આપે ? પ્રભુ એ સામર્થ્ય—એ બળ આપે એ જ પૂર્ણ કરુણા.

મનુષ્ય પામર, ક્ષુલ્લક, નિર્બળ એટલા માટે કહેવાય છે—કે તેનામાં આ બળ નથી. કામ ક્રોધાદિક રિપુઓને જીતવા જોઈયે એનું તેને જ્ઞાન હોય છે, એ તે માને છે. એનો તે ઉપદેશ કરે છે, તે ખાતરીથી માને છે કે એ વાસનાઓને વશ થવાથી ઈશ્વરની અકૃપા થાય છે. આત્માની અધોગતિ થાય છે, પણ જ્યારે એમાંના એક વધારે વિકારને અંકુશમાં રાખવાનો પ્રસંગ આવે છે ત્યારે તે વિકારને દૂર કરવાને બદલે તેમાં તે ફસી પડે છે; જ્ઞાન છતાં પાપ કરે છે, દીવો લઈ કુવામાં પડે છે; કર્ત્તવ્યને ભૂલી જાય છે અને અસદ્‌વૃત્તિને આધીન થાય છે. સદ્‌ગુણે વર્તન કરવાની શક્તિ દુર્ગુણને દૂર કરવાને ખરે પ્રસંગે તેનામાં ખૂટે છે. ઈશ્વર સર્વ શક્તિમાન છે. એની સર્વ શક્તિઓમાં આ સુનીતિની શક્તિ ઓછા મહત્વવાળી નથી. સત્ તે શું તેનું જ્ઞાન હોય, તેના વર્તનની ઈચ્છા હોય, અને સદા તેમજ કરવાનું બળ હોય આ ઓછું પ્રભુત્વ નથી, એ જ માટે પ્રભુનો મહિમા ગાયો છે કેઃ—

તમે સ્વઇચ્છા બલસુક્રિયાની,
ધરો પ્રભૂ શક્તિ પ્રપૂર્ણતાની.

પોતાની ઇચ્છા, પોતાનું બળ, પોતાની સુક્રિયાની શક્તિ ઈશ્વરમાં પ્રપૂર્ણ છે. મનુષ્યમાં તે અલ્પ છે, વિદ્વાનોમાં જ્ઞાનવાન, રાજાઓમાં પ્રતાપવાન, યોદ્ધાઓમાં બલવાન, એવા મનુષ્યોમાં આ શક્તિ ખૂટી છે. આખી પૃથ્વીના જ્ઞાનને તેવો માર્ગ બતાવનાર મહાવિદ્વાન્ બેકને લાંચ લઈ પોતાની દૂર્બળતા દેખાડી. સદાચરણ અને સદ્‌ગુણથી ધર્મની પદવી પામેલા યુધિષ્ઠિરે એક પ્રશ્નનો અસત્ય

ઉત્તર દઈ સ્વાર્થને જીતવાને પોતાની અશક્તિ પ્રસિદ્ધ કરી. એ અશક્તિને લીધે મહા પ્રતાપી પુરુષો પોતાના મનોવિકારને વશ થયા છે. લગભગ આખા યુરોપને જીતનાર અસંખ્ય મનુષ્યોનો અધિપતિ નેપોલિયન પોતાના લોભનો ગુલામ થઈ રહ્યો હતો. રાજકીય સ્વતંત્રતા માટે મહાપ્રયત્ન કરનાર મનુષ્યે આ ગુલામગીરીથી છૂટવાનો પ્રયત્ન કદી મૂકી દેવો ન જોઇયે. હબસીઓની ગુલામગીરી, ભારે જુલમી નિરંકુશ રાજાઓની પ્રજાઓનું દાસત્વ, મનના આ અસ્વાતંત્ર્ય વિકારાધીનતા આગળ કંઇ નથી.

ઇશ્વર મનુષ્યાદિનો અવતાર લે છે એમ માનનારા આ એક મ્હોટી ભૂલ કરે છે કે મનુષ્યનો અવતાર લેતાં ઇશ્વર મનુષ્યના વિકારને આધીન થાય તે તેઓ ધ્યાનમાં લેતા નથી. પૃથ્વીને પીડા કરતા કોઇ દૈત્યનો સંહાર કરવા ઈશ્વર મનુષ્યાવતાર લઇ મનુષ્યની પેઠે ક્રોધ વગેરે મનોવૃત્તિથી વિકૃત થાય છે એમ કહેવું એ ઈશ્વરની મહાનિન્દા અને ઇશ્વરના સ્વરૂપનું મહાન અજ્ઞાન છે. તે માટે ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते माम बुद्धयः ।**
**परं भावमजानन्तो ममाव्यमनुत्तमम् ॥**

બુદ્ધિહીન મૂર્ખ લોકો મને (ઇશ્વરને) અવ્યક્તને અવતાર લઈ વ્યક્તિ પામેલો માને છે; તેઓ મારો અવ્યય અનુત્તમ અને પર એવો ભાવ જાણતા નથી. તે જ કારણથી આપણી 'પ્રાર્થનામાળા'માં કહ્યું છે કેઃ—

નહી તમે છો સુર દૈત્ય રૂપે,
નહી પુરૂષે નહિ નારિ રૂપે;
સ્વતંત્ર સર્વાદિ વિકારહીન,
નથી થતા નાથ ઉપાધિલીન;

પરમેશ્વર સુર, દૈત્ય, પુરુષ કે નારી રૂપે હોય તો તેમના વિકારથી ચલિત થાય, તેમની માફક મોહજાળમાં મગ્ન થાય. ઈશ્વર

આપણી માફક વિકૃત થાય તો પછી ઈશ્વરની સ્વતંત્રતા શી, તો પછી દુર્બળ મનુષ્યને બલ આપનાર કોણ, તેનો આદર્શ કોણ? ઈશ્વર અવતાર લે છે એમ કહેવું એના જેવી ઈશ્વરનિંદા એકે નથી.

પરમેશ્વર સુનીતિનો આદર્શ અને સદાચરણનું બળ આપનાર છે. આ સિદ્ધાંત પરથી એક બીજો વિચાર ઉત્પન્ન થાય છે. કયા ધર્મથી, કયા ગુણથી ઈશ્વર સુનીતિના જ્ઞાન અને આચરણની મૂર્તિ છે? આનો વિચાર કરીએ. ઈંગ્રેજીમાં કહે છે કે The moral law is a law of the will. નીતિનો નિયમ ઇચ્છાનો કરેલો છે. ઇચ્છા હોય તો જ સુનીતિનું આચરણ થાય. ઈશ્વર એ સુનીતિની ઇચ્છાની પરિપૂર્ણતાની મૂર્તિ છે. માટે આપણે ઈશ્વરને personal, personality વાળો જાતે ઇચ્છા કરી તદનુસાર વર્ત્તન કરવાના બળવાળો માનીએ છીએ. ઈશ્વરમાં સ્વઇચ્છા બલની શક્તિ પ્રપૂર્ણ છે. એજ ઇચ્છાબલથી સુનીતિના નિયમ થાય છે. ઈશ્વરમાં એ નિયમની શક્તિ સંપૂર્ણ છે. તે જ માટે તે સુનીતિનો આદર્શ કહેવાય છે. બુદ્ધે personal સ્વેચ્છા બળવાળો પરમાત્મા માન્યો નહિ તેથીજ મનુષ્ય માટે કરેલા નીતિના નિયમો બળહીન થઇ પડયા; નીતિના આદર્શના બળ વિના માત્ર પોતાના બળથી નિર્બલ મનુષ્ય કયાં લગણ ટકે? તે માટે બુદ્ધના અનુયાયીઓએ પછીથી બોધિસત્વના અસ્તિત્વનો સ્વીકાર કર્યો તે સયુક્તિક હતો. ઇશ્વર સ્વેચ્છાબળે સ્વતંત્ર છે, ત્યારે મનુષ્ય તેમ છે કે નહિ? મનુષ્યમાં સ્વતંત્ર સ્વેચ્છાબળથી કામ કરવાની શક્તિ છે કે નહિ? મનુષ્યમાં એ શક્તિ નથી એવો આ પ્રશ્નનો ઉત્તરઃ—

**कल्याणबुद्धेरथवा तवायं ।**

**न कामचारो मयि शंकनीयः ॥**

(તું કલ્યાણ બુદ્ધિવાળો છે તે મારા પ્રતિ આવી અઘટિત વર્ત્તણુક જાણી જોઇને કરે એવી શંકા ન આણવી જોઇએ) આ બે લીટીઓમાં આપ્યો છે. પણ એ ઉત્તરમાં અસત્યતા છે. કલ્યાણ

બુદ્ધિવાળો પણ અઘટિત કૃત્ય કરે છે તે આપણે જોયું છે; પણ તેમાં કામચાર કેટલો તેનો વિચાર કરીએ. મનુષ્યના સર્વ કૃત્યમાં કામચાર છે એ મતને ઇંગ્રેજી નીતિશાસ્ત્રમાં Free-will અથવા Liberty નો મત કહે છે. એ મતના અનુયાયીઓ એમ માને છે કે મનુષ્યમાં આચરણ કરવાનું પૂર્ણ સ્વતંત્ર સ્વેચ્છા બળ છે. મનુષ્ય જે કાંઇ કાર્ય કરે છે તે પ્રથમ ઇચ્છા કરી કરે છે. એથી ઉલટો મત એ છે કે મનુષ્યમાં કાંઇ સ્વતંત્ર સ્વેચ્છાબલ છે જ નહિ. મનુષ્યનાં કૃત્ય સર્વ કાર્યકારણના સંબંધે નિયમિત થયેલાં છે. મનુષ્યનો સ્વભાવ અમુક જાતનો હોય તો તે અમુક સ્થિતિમાં આવે ત્યારે અમુક કાર્ય કરશે એ નિશ્ચય કરી કહી શકાય. આ મતને Necessity કે Philosophical Necessity કહે છે. યુરોપના નીતિશાસ્ત્ર વિવેચકોનાં કેટલાક Free-Will તરફ છે; અને કેટલાક Necessity તરફ છે. આ વિષયની તકરાર બહુ ભારી છે. Free Will એટલે સ્વતંત્ર સ્વેચ્છાબળના પક્ષકાર કહે છે કે સ્વતંત્ર સ્વેચ્છાબળ મનુષ્યમાં ન હોય તો મનુષ્ય પોતાના કામ માટે જવાબદાર શાનો ? મનુષ્ય જે કાર્ય કરે તે પોતાની ઇચ્છાથી સ્વતંત્રપણે ન કરતો હોય તો સારાં કાર્ય માટે શાબાશી કે ઇનામ શા માટે આપવું, નઠારાં કામ માટે શિક્ષા શા માટે કરવી ? મનુષ્યની કૃતિનું નિર્માણ થઇ ચૂકેલું હોય તો પછી પાપ પુણ્ય કેવું ? જ્યાં કૃત્યો કરવાની સ્વતંત્રતા નથી, જ્યાં આપણી ઇચ્છા ગમે તેવી હોય પણ અમુક કૃત્ય તો આપણાથી થવાનું જ એમ છે ત્યાં, આપણે સારૂં શું કર્યું ને આપણે ખોટું શું કર્યું ? Necessity એટલે મનુષ્યના મનોવ્યાપારમાં અવશ્ય કાર્યકારણના નિયમના પક્ષકાર કહે છે કે જેમ જડ પદાર્થના ધર્મમાં કાર્ય કારણનો નિયમ છે તેમ મનના વ્યાપારમાં પણ છે. ગુરુત્વાકર્ષણથી જેમ પદાર્થ ગુરુત્વમધ્યબિંદુ તરફ ખેંચાયા વિના રહે જ નહિ, અગ્નિમાં હાથ નાખ્યાથી જેમ દઝાય જ, સ્થિતિસ્થાપકતાથી જેમ વાળેલી નેતર પાછી

સીધી થાય જ, તેમ તે જ પ્રમાણે અમુક લક્ષણ (character) અમુક સ્વભાવવાળું મન અમુક કાર્ય કરશે જ. જો અમુક માણસના મનનો સ્વભાવ એવો છે કે અમુક પ્રસંગે તેને અમુક-દાખલા તરીકે ક્રોધની-વૃત્તિ થાય જ તો એવે પ્રસંગે તેને ક્રોધ થશે જ. જો આપણે નક્કી જાણતા હોઇએ કે મનુષ્યનો સ્વભાવ એવો છે કે અમુક જાતના દુઃખમાં તે આત્મહત્યા કરશે તો એવું દુઃખ તેને પડે ત્યારે આપણે નક્કી કહી શકીએ કે ગમે તે થાય તોપણ, તે આત્મહત્યા કરશે જ. એ તો સર્વમાન્ય છે કે Law of Causation universal છે, કારણ હોય તો કાર્ય થાય જ એ નિયમ સાર્વત્રિક છે. મનના વ્યાપાર તેના અપવાદમાં હોય તો તે નિયમ સાર્વત્રિક શાનો ? આ મતના પક્ષકાર કહે છે કે સારાં કે નઠારાં કૃત્ય માટે ઇનામ કે શિક્ષા એ પણ આ કાર્યકારણ ભાવના નિયમનું ઉદાહરણ છે. મનુષ્યના મનનો ધર્મ એવો છે કે એવું ફળ આપ્યા વિના તે રહેજ નહિ. આ તકરારમાં બહુ ઉંડા ઉતરવાની આ પ્રસંગે જરૂર નથી. પણ આપણે આટલો જ સિદ્ધાંત લઇશું કે કાર્યકારણ સંબંધનો નિયમ મનના વ્યાપારને પણ લાગુ પડે છે. ગુરૂત્વાકર્ષણ, ગતિ વગેરેના નિયમના પૂરેપૂરા જ્ઞાનથી જેમ અમુક નક્ષત્ર અમુક સમયે કયે સ્થળે હશે તે આપણે નક્કી કરી શકીએ છીએ તેમ જો કોઇ માણસના મનના સ્વભાવ અને લક્ષણ (character) આપણે પૂરેપૂરાં જાણતા હોઇએ તો અમુક સ્થિતિમાં આવી તે કેવાં કૃત્ય કરશે તે આપણે નક્કી કહી શકીએ. કાર્યકારણના સંબંધમાં આ વિના બીજું ગૂઢ બન્ધન કંઇ નથી. જેમ અમુક વૃક્ષો પોતાના ધર્મથી અમુક જાતનાં ફળફૂલ ધર્યાં જાય છે તેમ મનુષ્યનું મન પોતાના સ્વભાવ પ્રમાણે અમુક જાતનાં કાર્ય કર્યું જાય છે; પણ અહિં એક બીજી વિશેષતા છે. નક્ષત્રની ગતિની ગણતરીમાં નહિ લીધેલું બીજું કોઇ બળ કે અવરોધ કદી આવી જેમ તેની ગતિ ને સ્થિતિમાં નહિ ધારેલો ફેરફાર કરે છે તેમ પોતાનો

સ્વભાવ બદલવાની ઇચ્છા મનના કૃત્યમા નહિ ધારેલો ફેરફાર કરે છે. સ્વભાવ બદલવાનાં કે મનનું વલણ ફેરવવાનાં કારણ ન હોય તો જ અસલ સ્વભાવ કે વલણ પ્રમાણે કાર્ય થાય. વસ્તુને પડતી અટકાવનાર કારણ ન હોય તો જ ગુરુત્વાકર્ષણના કારણથી વસ્તુ ગુરુત્વમધ્યબિંદુ પર પડે, તેમ જ મનના વ્યાપારમાં. એમ ન હોય તો પછી નઠારા સ્વભાવના માણસને સારા થવાની આશા કદી રહે જ નહિ. ઇચ્છાબળે આપણે સુધરી શકીએ છીએ, આપણો સ્વભાવ બદલી શકીએ છીએ.

આપણાં કાર્ય આપણા સ્વભાવ લક્ષણ (character) ને અનુસરે છે. આપણો સ્વભાવ આપણી શરીરઘટના (organization) આપણી કેળવણી અને આપણા સ્થિતિને અનુસરે છે. આ આપણા સ્વભાવનાં કારણ છે. હવે આપણો સ્વભાવ બદલવાની આપણી ઇચ્છા એ પણ એક સ્થિતિ (circumstance) છે અને તે ઘણી અગત્યની સ્થિતિ છે. આપણો સ્વભાવ બદલવાનું આપણામાં બળ નથી એમ નથી પણ તે વાપરવાની ઇચ્છા કર્યા વિના તે બળ આપણે વાપરતા નથી. હવે એ ઈચ્છા આપણા સ્વભાવથી નહિ પણ આપણા કાર્યથી નિપજતાં સુખ દુઃખના અનુભવથી થાય છે. વળી સત્ અસત્ના જ્ઞાનની ઈશ્વર આપણને પ્રેરણા કરે છે અને તે પ્રમાણે વર્ત્તન કરવાનો માર્ગ સુઝાડે છે. એ રીતે ઈશ્વર જે ઇચ્છા ઉત્પન્ન કરે છે તે સારા માર્ગ ભણી જ હોય છે. તે પ્રમાણે આપણે વર્ત્તન ન કરીએ ત્યારે મનના વિકારને આધીન થઇએ છીએ. એમાં ઇચ્છા નહિ પણ સ્વભાવનું બળ હોય છે.

આ રીતે સતત સદ્‌ગુણે રહેનાર જ પૂરેપૂરો સ્વતંત્ર છે. બળ વાપરવાની ઇચ્છા અને ઇચ્છા પ્રમાણે વપરાતું બળ એ જ સ્વતંત્રતાનાં ચિહ્ન. તે જેનામાં ન હોય તે મનોવિકારને આધીન થઈ પાપના પ્રવાહમાં ઘસડાયો જાય છે. તેમાંથી જે તરી નિકળે તે જ સ્વતંત્ર, તે જ બળવાન. જ્યાં સદ્ અને અસદ્ વૃત્તિનો વિરોધ થાય ત્યાં સ્વેચ્છા-

બળે જે સહુનો જય કરે તે જ સ્વતંત્ર. બીજા બધા મનોવિકારની ગુલામગીરી ઉઠાવે છે. સંસારવ્યવહારમા, જનસમાજમાં કે રાજકીય મંડળમાં મનુષ્ય ભલે સ્વતંત્રતા ભોગવે પણ, જ્યાં લગી મનોવિકારના બંધ નથી તે છૂટયો નથી ત્યાં લગી તે પૂરેપૂરો દાસ છે. એ દાસત્વથી બળ કરી છૂટયા વિના આત્માને આનંદથી સ્વાનુભૂતિ થતી નથી. મન સ્વતંત્રતા ભોગવે નહિ, ત્યાં લગી બીજાં સુખ નકામાં છે. Moral hero—સુનીતિ વીરને પોતે સારાં કૃત્ય કરે છે એવું ભાન એ જ સુખદાયક છે.

હવે કદાચ એમ કહેવામાં આવશે કે આપણી ઇચ્છાઓનો હેતુ સુખ મેળવવાની કે દુઃખ દૂર કરવાની આશા હોય છે, ત્યારે તો, આપણે હમેશ સુખ જ ઇચ્છીશું; ત્યારે તો, જેથી દુઃખ થાય એવાં નઠારાં કૃત્ય મનુષ્ય કદી કરે એ સંભવે જ કેમ ? તાત્કાલિક અને પરિણામરૂપ સુખ કે દુઃખનો ભેદ અને તેમાંથી કયા પર મનુષ્યનું ધ્યાન ઘણુંખરૂં રહે છે, જે નઠારાં કૃત્યને મનુષ્ય સુખદાયક માને છે તે અંતે દુઃખદાયક નિવડે છે, એ સર્વ વિચાર બીજા વિષયમાં આવે છે. હાલ આટલું જ કહીશું કે કૃત્યોને સાથે થતાં જોવાના અનુભવ (association) થી એવી ટેવ બંધાઈ જાય છે કે મનુષ્ય ઘણીવાર સુખપ્રાપ્તિ કે દુઃખદૂરીકરણની ઇચ્છા નથી કરતો પણ તેનાં સાધનની જ પરિણામ વિચાર્યા વિના ઇચ્છા કરે છે. દારૂ પીવાની ટેવ પડી ગયા પછી એથી સુખ થશે એમ ગણી પીનાર તેની ઇચ્છા નથી કરતો પણ, તે ટેવને લીધે જ તે પીવાની ઇચ્છા કરે છે. એ રીતે સુખ કે આનંદનો અનુભવ ગયા પછી પણ નુકશાનકારક મર્યાદાતિક્રમનું આચરણ થયું જાય છે. તેથી સુખ મેળવવાની કે દુઃખ દૂર કરવાની આશા એ પર સદાચરણ માટે હમેશ આધાર નથી રખાતો. નિશ્ચળ સદાચરણી સ્વભાવ બંધાવા માટે આપણા હેતુ સુખ દુઃખની લાગણીથી સ્વતંત્ર હોવા જોઇએ. આ કાર્ય સુનીતિવત્ છે કે નહિ, એથી ઈશ્વર પ્રસન્ન થશે કે

નહિ એ જ વિચાર હેતુમાં આવવો જોઇએ. જ્યારે જ્યારે કામ ક્રોધાદિક વિકારનો પ્રસંગ આવે ત્યારે હમેશ સ્વતંત્ર થવાના બળ વાપરવાની ઇચ્છા થવી જોઇએ. તે ઇચ્છા કેમ થાય ? ઈશ્વર કૃપાથી. ઈશ્વરની ભક્તિ કર્યાથી; ઈશ્વરના જીવનમાં જીવ્યાથી, ઇશ્વરની સુનીતિના વાતાવરણમાં શ્વાસ લીધાથી મનુષ્યનો આત્મા સુનીતિથી અનુપ્રાણિત થાય છે. ઈશ્વરનો અંશ મનુષ્યમાં આવે છે. ઈશ્વરના બળને આધારે મનુષ્ય સુનીતિને વળગી રહે છે. એ બળનું અનુપ્રાણન એવો બળવાન ઇશ્વર છે એવા વિશ્વાસથી અને ઈશ્વરની ભક્તિથી થાય છે. ભક્તિથી એ બળ મનુષ્યના આત્મામાં પ્રવેશ કરે છે. તે બળ વિના જીવાત્મા અસમર્થ છે. એકલા સુનીતિના જ્ઞાનથી સદાચરણ થતું નથી.

મનુષ્યનાં કૃત્યો કાર્યકારણભાવના નિયમને અનુસરે છે એ સિદ્ધાંત પરથી એક બીજો એને કંઇક મળતો ભૂલભરેલો મત ધ્યાનમાં આવે છે તે Fatalism દૈવાધીનતાનો મત છે. આ મત પ્રમાણે મનુષ્યનાં કૃત્યો અમુક કારણોના ફળ તરીકે થાય છે એટલું જ નહિ, પણ, તે ફળ પણ નિર્મિત થઇ ચૂકયાં છે. એ કારણોથી કાર્ય થતાં અટકાવવાની કે એ કારણો અટકાવવાની મનુષ્યની શક્તિ છે જ નહિ. મનુષ્યની સુધરવાની કે સુખી થવાની ઇચ્છા જ નકામી છે. આ મત પ્રમાણે વ્યવહારમાં તો કોઇ આચરણ કરતું નથી પણ, તે મતની અસર મન પર ઘણી ખરાબ થાય છે. મન તેથી નિરાશ થઇ જાય છે અને દુર્ગુણમાં દૃઢતર થતું જાય છે. આ મતમાં ભૂલ એ છે કે તે આ વાત ધ્યાનમાં લેતો નથી કે કાર્ય થતું અટકાવનારાં પણ કારણો હોય છે. કારણથી કાર્ય કયારે થાય કે તે કાર્ય અટકાવનારૂં બીજું બળ ન હોય ત્યારે. ઝેરથી મૃત્યુ કયારે થાય કે તેને પેટમાં બહાર કહાડી ન નંખાય કે તેની અસર થતી ન અટકાવાય ત્યારે. પદાર્થને પડતો અટકાવનારૂં બળ ન હોય ત્યારે જ તે ગુરુત્વાકર્ષણથી નીચે પડે. આ માત્ર ઉપમા નથી પણ, સાર્વત્રિક

નિયમનાં ઉદાહરણ છે. આ રીતે નઠારા સ્વભાવથી નઠારાં કાર્ય ક્યારે થાય કે તે સ્વભાવ ન બદલાવાય ત્યારે. પણ, ઇચ્છા થકી તે સ્વભાવ બદલાવાય પછી તે સ્વભાવનાં કાર્ય કેમ થાય? સ્વભાવ બદલાવાનાં કારણ (ઇચ્છા) થી સ્વભાવ બદલાવારૂપી કાર્ય ન થાય ત્યારે કારણથી કાર્ય થાય એ નિયમ સાર્વત્રિક શાનો? કાર્યકારણ ભાવનો નિયમ અહિં કેમ લાગુ ન પડે? પાપી પાપ કર્યા જાય પણ, તેનો પાપી સ્વભાવ બદલાય તો તેવાં કાર્ય તે ન કરે. ત્યારે તે કારણ તે બળ કયું છે કે જેથી પાપી સ્વભાવ બદલાય? મનની ઈચ્છા. મનની એ ઇચ્છા શાથી થાય? પરિણામરૂપ સુખ કે દુઃખના અનુભવથી અને ઈશ્વર કૃપાથી. આ રીતે અંતે આશ્રય ઈશ્વરનો જ છે. ઈશ્વર ઉપર વિશ્વાસ વિના સદ્‌ગુણનું ખરા અંતઃકરણથી આચરણ હોતું નથી. જ્યાં હૃદય સદ્‌ગુણનો આદર્શ (ઈશ્વર) ન માને ત્યાં તે સદ્‌ગુણમાં આનંદ કેમ માને? નાસ્તિકનો સદ્‌ગુણ એ બહારનો ઢોંગ છે. કોઈકિમાં જ તે ટકે છે અને જેમાં તે ટકે છે તેના મનને તે આનંદ દેતો નથી, કેમકે એ શુભ ભાવ છે એમ તે માનતું નથી. નાસ્તિકનું સદાચરણ લોકને દેખાડવાનું છે, ઈશ્વર પ્રિત્યર્થ નથી. ત્યારે પ્રેમની આશા વિના કરેલાં કાર્યથી આનંદ હોય શાનો?

આ દેશનો દૈવાધીનતા મત (Fatalism) કંઇ વિશેષ જાતનું છે. આ દૈવાધીનતા પ્રમાણે મનુષ્યના કૃત્ય આગલા જન્મનાં ફળ છે. મનુષ્ય જે કરે છે કે ભોગવે છે તે પોતાની કે બીજાની ઇચ્છાનુસાર નહિ પણ આગલા જન્મનાં કૃત્યનાં ફળ દાખલ. આ જ મતને અનુસરી સીતા કહે છે કેઃ—

**ममैव जन्मान्तर पातकानां ।**
**विपाक विस्फूर्जथुर प्रसह्यः ॥**

(અર્થઃ—મારા જ બીજા જન્મનાં પાતકોના ફળની ગર્જનાનો આ અસહ્ય કડાકો છે.) આ મત પ્રમાણે મનુષ્ય કોઇ કાર્ય માટે

જવાબદાર છે જ નહિ. રામે સીતાને અન્યાય કર્યો તે સીતાના કર્મનું ફલ, એમાં રામનો વાંક નહિ. એક આદમી બીજાનું ખૂન કરે તો તે મરનારના આગલા જન્મના કર્મનું ફળ; ખૂન કરનારનો વાંક નહિ. જાણે ઈશ્વર પાપીને શિક્ષા કરવા નવાં પાપ કરાવતો હોય ! કેમકે, આગલા જન્મના કર્મનું ફળ ભોગવવું પડે તે તે ઈશ્વરની ઈચ્છાથી જ. ત્યારે એક પાપીને શિક્ષા કરવા માટે ઈશ્વર બીજા પાસે પાપ કરાવે છે એમ જ ઠર્યું.

આ મતની શરૂઆત આવી નહોતી, Personal (સ્વેચ્છાબલવાળા) પરમેશ્વરનું અસ્તિત્વ નહિ માનનાર બુદ્ધે આ પુનર્જન્મનો મત પ્રસરાવ્યો છે. જે ઈશ્વરનું અસ્તિત્વ માને છે, જે ઈશ્વરને સુનીતિનો આદર્શ માને છે, તેણે આવો અધમ મત ન માનવો જોઈએ. ઈશ્વરભક્તે એમ ન માનવું જોઇએ કે ઈશ્વર સુનીતિના ભંગની શિક્ષા માટે બીજા પાસે અનીતિ કરાવે. વળી, આગલા જન્મના કૃત્યને લીધે આ જન્મમાં હું કૃત્ય કરૂં તો પછી આ જન્મનાં કૃત્ય માટે હું જબાબદાર શાનો ? જવાબદારી તો ત્યારે જ કે જ્યારે સ્વભાવ બદલવાના બળની ઇચ્છા હોય, સુનીતિએ ચાલવાનું બળ હોય ને ન વાપરે તો ગુનેગાર; જ્યારે આ જન્મનાં કૃત્ય તે આગલા જન્મનાં ફળ માત્ર હોવાથી સ્વતંત્રતાથી કૃત્ય કરવાનું બળ નથી ત્યારે તે કૃત્યની જવાબદારી શી ? જવાબદારી રહી માત્ર સહુથી પ્હેલા જન્મના કૃત્યોની, કેમકે તે કૃત્ય આગલા જન્મનાં કૃત્યનાં ફળ તરીકે પરાધીનતાથી નહિ પણ પ્રથમ જન્મ હોવાથી સ્વતંત્રતાથી કરેલાં છે. મનુષ્ય અનાદિ નથી માટે પ્રથમ જન્મ તો હોવો જ જોઇએ. એ જન્મ પછી તો ઋણાનુબન્ધ પ્રમાણે ચાલ્યું જાય; પછી તો કારણનાં કાર્ય મનુષ્યની ઇચ્છાથી ન થતાં તે થકી સ્વતંત્ર થયાં જાય. હવે જે સહુથી પ્હેલો જન્મ જવાબદારીવાળો તેની પ્હેલાં એકે જન્મ છે જ નહિ કેમકે તે સહુથી પ્હેલો છે. આ રીતે મનુષ્યનાં કાર્ય સમજવા આગલા જન્મની જ્યાં સહુથી વધારે જરૂર

ત્યાં તે હોતો નથી. તેથી, પુનર્જન્મના મતનાં પરિણામ વિષમ છે, અને મનુષ્યના કૃત્યોના હેતુ સમજવા તે નિરર્થક છે. વળી, શિક્ષા દાખલ ઈશ્વર પુનર્જન્મ આપતો હોય તો અમુક દુઃખ કયા પાપની શિક્ષા છે તેની પણ ખબર આપે. ગુનો જાણ્યા વિના થયેલી શિક્ષાનું ફળ નથી. જન્મથી આંધળો માણસ જાણતો તો છે નહિ કે આ દુઃખ કયા પાપનું ફળ છે. પછી, એવી શિક્ષાની તેના પર કે બીજા પર અસર શી! ઈશ્વર એવી નિરર્થક શિક્ષા ન કરે કેમકે The end of punishment is warning (ચેતવણી આપવી એ શિક્ષા કરવાનો હેતુ છે) એ જે ચેતવણી તે મને અહિં મળતી નથી. આ રીતે, જે પક્ષને સત્ય ઠેરવવા પુનર્જન્મના મતનો સ્વીકાર થાય છે તે પક્ષ એ મતથી સિદ્ધ થતો નથી. એ મત બીજી એકે રીતે સહેતુક નથી. માટે, આ જન્મની પ્હેલાંએ જન્મ નથી અને પછીએ જન્મ નથી. આત્મા અને દેહનો વિયોગ થયે તરત ઇશ્વરને જવાબ દેવાનો છે.

આ પ્રમાણે, પ્રથમ આપેલા એ શ્લોકમાં આવેલા ત્રણે પ્રસ્તાવ, (૧) જ્ઞાન અને સદ્ગુણનો સંબંધ, (૨) કામચાર અને (૩) પુનર્જન્મ, વિશે આપણે કંઈ વિવેચન કર્યું છે.

આ વિવેચન ઉપરથી બોધ એટલો જ લઈએ કે મનુષ્ય ઘણો પામર, નિર્બલ પ્રાણી છે. સદ્ગુણનો આદર્શ ઈશ્વર છે એમ માન્યા વિના અને તેની કૃપા સહાયતા વિના મનુષ્ય એકલા સદ્ગુણના જ્ઞાનથી સદ્ગુણી થઈ શકતો નથી. ઈશ્વરમાં સ્વઈચ્છાબલ સુક્રિયાની શક્તિ પ્રપૂર્ણ છે. ક્ષુલ્લક મનુષ્યમાં તે બહુ થોડી છે. તોપણ, ઈશ્વર મનુષ્યને તે શક્તિ જોઇએ તેટલી આપે છે અને તે ન વાપરે તો મનુષ્યને શિર તેની જવાબદારી છે. કાર્યકારણના નિયમથી મનુષ્યની જવાબદારી ઘટતી નથી. મનુષ્ય જીવાત્મા છે, ઈશ્વર પરમાત્મા છે. પામર, નિર્બલ, વિકારાધીન, પરતંત્ર, અલ્પજ્ઞાન મનુષ્ય જે જીવાત્મા તે જ સ્વતંત્ર, સર્વાદિ, વિકારહીન પરમાત્મા પરબ્રહ્મ છે એમ કહેનાર બહુ મોટું પાપ કરે છે. ક્યાં સદ્ગુણમૂર્તિ ભગવાન અને ક્યાં વિકા-

રોમાં ફસી પડતો મનુષ્ય ! એ ભગવાન વિના મનુષ્યને સન્મતિની પ્રેરણા કોણ કરે, તેના વિના વિષય વાસનાના સ્રોતમાં ડુબતા મનુષ્યનો હાથ કોણ સાહે ?

હે સદ્દગુણનિધિ પ્રભો ! તું અમને નિરંતર સન્મતિની પ્રેરણા કર અને તે મતિ પ્રમાણે સદાચરણ કરવાનું અમને બલ આપ. સંસારના વ્યાવહારિક કામમાં નિમગ્ન થતાં અમને તારા આદેશ, તારા કૃપાપ્રાપ્તિના માર્ગનું ભાન રખાવ. જ્યારે મનના વિકારનું પ્રાબલ્ય થાય, જ્યારે તાત્કાલિક સુખની આશા કુમાર્ગે ઘસડી જવા, અધમતાના ખાડામાં નાખવા જોર કરે ત્યારે હે ભક્તવત્સલ પ્રભો ! તું તેની સામે થવા અમને બલ આપ. સદ્ અને અસદ્ વૃત્તિના વિગ્રહમાં સદ્દવૃત્તિનો જય કરવા અમારામાં ઇચ્છા ઉત્પન્ન કર. અમે પાપી છીએ, અમે અપરાધી છીએ, તમે કરૂણાનિધિ છો. 'દયા કરી તારો તો તારવા સમર્થ છો.' તમારા દીન ભક્તને તમારી સમીપ આવવાનો માર્ગ દેખાડો. તમારૂં પતિતોદ્ધારક નામ સાર્થક કરો, અમને પતિત જનોને ઉદ્ધારો. હે સર્વશક્તિમાન્ પ્રભો ! પ્રચંડ વાવાઝોડામાં પણ નિશ્ચલ રહેવાનું બલ તમે પર્વતને આપ્યું છે, ભયંકર તોફાનમાં પણ મર્યાદામાં રહેવાનું બલ તમે સમુદ્રને આપ્યું છે, સૂર્યના અતિપ્રબલ આકર્ષણ છતાં પણ સ્વમાર્ગે ગતિ કરવાનું બલ તમે નક્ષત્રોને આપ્યું છે, કાલની ત્વરિત ગતિમાં તણાતાં છતાં પણ સ્વધર્મ પાળવાનું બલ તમે પદાર્થોને આપ્યું છે; તો, અમને તમારે શરણે આવેલા તમારા દીન ભક્તોને વિકારોના પ્રાબલ્યમાં પણ સદ્દગુણમાં નિશ્ચલ રહેવાનું બલ આપતાં તમને શો પ્રયાસ ?

સ્વામી સમર્થ જીવ સર્વ ઉગારવાને,
તો શો પ્રયાસ નિજ દાસ જ તારવાને ?

પ્રભો ! અમારા ધૈર્યનાં કદિ ધ્વંસ થવા ન દો. વિશુદ્ધ સીતાનો પરિત્યાગ કરતાં જે બલ રામમાં ખૂટયું, નર કે કુંજર એ પ્રશ્નનો સત્ય ઉત્તર દેતાં જે બલ યુદ્ધિષ્ઠિરમાં ખૂટયું, લોભને વશ થતાં જે

બલ એકનમાં ખૂટયું, મોહિનીસ્વરૂપ મેનકાને જોઇ તપ કરતા વિશ્વામિત્રમાં જે બલ ખૂટયું તે બલ પ્રભુ! અમને આપો. તમારી કૃપાને યોગ્ય થઇ તમારી સમીપ આવીએ એવે માર્ગે અમને ચલાવો.

**ब्रह्मकृपा हि केवलम् ।**

## –: પ્રાર્થનાની જરૂર * :–

### (અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયેલો ઉપદેશ.)

ઘણીવાર એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કે ઇશ્વરની પ્રાર્થના કરવાની શી જરૂર છે? ભક્તિ શા માટે કરવી, ભક્તિની શી જરૂર છે? પ્રાર્થના સમાજને તો ભક્તિ એ જ ધર્મ છે. તેથી આ વિષય બહુ અગત્યનો છે. ભક્તિમાં પ્રાર્થના કરતાં વધારે અર્થનો સમાવેશ થાય છે. 'સપ્રેમશ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર' એને ભક્તિ કહીએ છીએ, ઇશ્વરને માનનારમાં તેના પર સપ્રેમ શ્રદ્ધા હોવી જોઇએ એ તો સ્પષ્ટ છે. સદાચારની શી જરૂર છે, સદાચરણે શા માટે ચાલવું જોઇએ એ શંકા ઉઠાવનાર નથી હોતા એમ નથી, પણ પ્રમાણમાં તેમની સંખ્યા ઓછી છે. પણ સદાચરણની જરૂર કબુલ કરનાર પણ કેટલાક કહે છે, કે પ્રાર્થના વિના પણ સદાચરણે ચલાય છે, ઇશ્વરને નહિ માનનાર પણ સદાચરણે ચાલી શકે છે. ત્યારે ઇશ્વરની ઉપાસના સ્તુતિ અને પ્રાર્થનાની શી જરૂર છે? ઇશ્વર સર્વવ્યાપી છે, અંતર્યામી છે, એમ માનનાર તો જાણે છે કે આપણે સર્વદા ઇશ્વરની સમીપ જ છીએ. તો પછી ઉપાસનાનું શું પ્રયોજન છે, ઇશ્વર આપણી પાસે છે તો

* "જ્ઞાનસુધા" પખવાડિક ૧–૭–૯૧ થી ૧૫–૮–૯૧ સુધીના અંકોમાં છપાયલો.

પછી પાસે જવાનું ક્યાં રહ્યું ? વળી, ઈશ્વરની સ્તુતિ શા માટે કરવી, તેના ગુણ શા માટે ગાવા ? ઈશ્વરમાં જે મહાન ગુણ છે, તે સર્વની તેને ખબર છે તો પછી હરઘડી તે તેને કહી સંભળાવવાની શી જરૂર છે ? ઈશ્વરને શું ખુશામત ગમે છે, કે તેના વખાણ કર્યાથી તે રાજી થશે ? ઈશ્વરને આપણે સર્વનો પિતા, સર્વની માતા માનીએ છીએ, તો માતા પિતાને મ્હોડે તેમની સ્તુતિ કરવી કેમ ઘટે ? મનુષ્ય સંસારમાં પુત્ર માતાને કે પિતાને કહે કે તમે બહુ કૃપાળુ છો, મારૂં પાલણપોષણ બહુ સંભાળથી કરો છો, હું તમારે શરણે છું, હું તમારો ઉપકાર શી રીતે માનું? તો તે ઘણું અઘટિત ગણાય; તો સર્વના પિતા, સર્વની માતા ઈશ્વરને એવાં વચનો શા માટે કહેવાં, તેનાથી એવું અંતર શા માટે રાખવું ? તેમ જ વળી પ્રશ્ન પૂછવામાં આવે છે કે, ઈશ્વરની પ્રાર્થના કરવાની શી જરૂર છે ? ઈશ્વર પાસે માગવાની શી જરૂર છે ? મનુષ્યને શું શું જોઈએ છીએ તે સર્વની ઈશ્વરને ખબર છે, શું આપવું યોગ્ય છે, તે મનુષ્ય કરતાં તે વધારે સારી રીતે જાણે છે, ત્યારે મનુષ્યે ઘડી ઘડી માગ માગ શા માટે કરવું ? યોગ્ય હોય, અયોગ્ય હોય, એવી યાચનાઓ શા માટે કરવી ? ઈશ્વરને આપવું યોગ્ય લાગશે તે આપશે; મનુષ્યના માગ્યાથી તે આપે છે, માગનારને આપે છે, નહિ માગનારને નથી આપતો એમ તો છે નહિ. પિતાની ઉપમા અહિં કામ નથી લાગતી. કેમકે શું જોઇએ છીએ, એવું પિતાને તો ઘણીવાર કહેવું પડે છે. પુત્રને શું શું જોઇએ છે, તે કહ્યા વગર ઘણીવાર પિતાને ખબર નથી પડતી. પણ ઈશ્વર તો સર્વાન્તર્યામી છે; મનની વાત જાણનાર છે, એટલે એને કહેવાની જરૂર છે નહિ. ત્યારે પ્રાર્થના શા માટે કરવી ? ભક્તિવિહીન હૃદયમાં આવા પ્રશ્ન ઘણીવાર ઉત્પન્ન થાય છે.

સંસારિક અને ધાર્મિક ઉન્નતિના શત્રુવર્ગ તરફથી પ્રગટ થતા 'સુદર્શન'ના ગયા ડિસેમ્બર અને જાન્યુઆરીના અંકોમાં 'પ્રાર્થના'

નામે વિષયમાં આવી જ શંકાઓ ઉત્પન્ન કરી ઈશ્વરની પ્રાર્થનાને તુચ્છકારી કહાડી છે. જે મનુષ્ય પોતાને ઈશ્વર માને તેને પ્રાર્થનાની જરૂર ન જણાય એમાં બહુ નવાઇ નથી. સમસ્ત મનુષ્યજાતિની નિર્બળતા, પામરતા, ક્ષુલ્લકતા એવી સ્પષ્ટ છે કે, મનુષ્ય પોતાના મનને ગમે તેમ છેતરી પોતાને ઈશ્વર માને પણ તે ઈશ્વરપર ભક્તિ ભાવ તો ઉત્પન્ન ન થાય. નિર્બળ માનવ તે ભક્તિપાત્ર પરમેશ્વર એમ તો હૃદય ન જ માને પણ ઉપલા વિષયની યુક્તિ તપાસીએ. તે વિષય લખનાર કહે છે, ‘આપણાથી અદૃશ્ય પણ સર્વદા આપણી દૃષ્ટિ આગળ જ હોય એવા કોઇ સર્વશક્તિમાનને આપણે કાંઈ પીડા, દુઃખ, વિટંબના પડતાં સંભારીએ છીએ; કે “તું સહાય કર” એમ અત્યંત આદ્રભાવે બોલીએ છીએ. સાધારણ લોક એવું કરે છે, સુધરેલા લોક દર અઠવાડીએ પોતાનાં પાપની માફ માગવાને મંદિરમાં જઇ સર્વશક્તિમાનને સ્તવે છે. ધાર્મિક હોય તો રોજ પોતાના ઘરમાં ઘડી ઘડી તેમ કરે છે; આનું નામ પ્રાર્થના કહેવાય છે; ને જેમ બીજી બધી વાતમાં સુધારો થયો છે તેમ ધર્મમાં પણ જે સુધારો થયો છે, તેનું રૂપ છે. વગર સુધરેલા લોક તો નિત્ય સ્નાન, સંધ્યા, પૂજામાળા વગેરે કરે છે. પણ પરમાત્માને સંતોષવા માટે કંઇ એવા આડંબરની જરૂર નથી. એટલે સાદી પ્રાર્થના જ બસ છે, એમ માની બીજા લોક તેમને હસે છે. પ્રાર્થના એટલે શું ? એ વાત સમજતાં પહેલાં, પ્રાર્થના કરવાની શી જરૂર છે, એ સમજવાની બહુ જરૂર છે. આ સુધરેલા લોક ‘બીજા લોક’ તે પ્રાર્થના સમાજસ્થ વર્ગ છે. તેમને કંઇક સંતોષ થાય છે, કે ‘સિદ્ધાંતસાર’માં ‘ખાઈપીને મોજ કરવી’ એ તેમનો ઉદ્દેશ ગણાયા છતાં અહિં તેમને ધાર્મિક વર્ગમાં ગણ્યા છે. પછી ઈશ્વર પ્રતિ ધર્મ એ જ ઉપહાસની વાત થાય. તેમાં તેમના ધર્મની પણ નિંદા થાય એટલે ‘ધાર્મિક’ એ બહુ સન્માનયુક્ત વિશેષણ ન હોય એનો તો ઉપાય નથી. ‘સુદર્શનકાર’ જેને પ્રાથના કહે છે, તે જ ખરેખરી પ્રાર્થના

છે કે નહિ, 'સુધરેલા લોક' તેવી જ પ્રાર્થના કરે છે કે નહિ, અને તે પ્રાર્થના શા માટે કરે છે, તેનો અગાડી જતાં વિચાર કરીશું. સુદર્શનકારે કરી મૂકેલા સિદ્ધાંતમાંથી એક નવો આ વખત પ્રગટ કર્યો છે કે 'પ્રાર્થના તે શું તે વાત સમજતાં પહેલાં પ્રાર્થના કરવાની શી જરૂર છે,' તે સમજવાની બહુ જરૂર છે. વસ્તુનું સ્વરૂપ સમજ્યા પહેલાં તેના ઉપયોગ વિષે વિવેચન કેમ કરી શકાય અને તેમ કરવાની જરૂર શી તે સમજાતું નથી. પ્રાર્થના કરવાની શી જરૂર છે, એ વાતનો નિર્ણય પ્રાર્થના તે શું તે નક્કી કર્યા પછી જ થાય. વસ્તુનું સ્વરૂપ બતાવ્યા પહેલાં તેનું પ્રયોજન બતાવવાની જરૂર કોઇક વખતે પડે. પણ તે એવે પ્રસંગે કે તે વિષયમાં પ્રવૃત્તિ કરાવવાનો હેતુ હોય અને સમજનાર વર્ગ અજ્ઞાન કોઇ તત્વાન્વેષણમાં ઉંડા ઉતરી વસ્તુ સ્વરૂપ સમજાય ત્યાં લગી ધીરજથી ધ્યાન દઇ શકે એમ ન હોય ત્યારે આવી સ્થિતિ વખતે પ્રવૃત્તિ કરાવવા પ્રથમ પ્રયોજન બતાવવું પડે. પણ સુદર્શનકારનો હેતુ તો પ્રાર્થનામાંથી નિવૃત્તિ કરાવવાનો છે. ઈશ્વરની પ્રાર્થના કરવી એ હાસ્યજનક કાર્ય છે એવું બતાવવાનો છે. આમ વિષયમાંથી નિવૃત્ત કરાવવાના હેતુવાળા નિરૂપણમાં તો વસ્તુનું સ્વરૂપ નક્કી કરવું અવસ્ય છે. માટે નિષ્પક્ષપાત વિવેચકે પ્રાર્થના તે શું તેવો નિર્ણય કરવો જરૂરનો છે, તેને બદલે તે ક્રમ ઉલટાવવાની 'બહુ જરૂર' શા માટે તે સમજાતું નથી.

પ્રાર્થનાની વિરૂદ્ધ લખ્યાથી 'વગર સુધરેલા લોકના સ્નાન સંધ્યાપૂજા માળા' પણ આપોઆપ નિરૂપયોગી જણાય. તર્કમાં તો એ વાત કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. કેમકે ઉંચા પ્રકારની ભક્તિ તે નિરૂપયોગી હોય તો ગૌણ જડભક્તિ તો તુચ્છ જ કહેવાય. પણ એ વગર સુધરેલા લોકને અપ્રસન્ન કરવાની સુદર્શનકારની મરજી નથી. આખી હિંદુ પ્રજા ઈશ્વર છે, અને તેની ભક્તિ કરવી જોઇએ એમ દઢ ભાવથી માને છે, તેથી તે મતના સામા થવાની સુદર્શનમાં હિંમત નથી. પ્રાકૃત વર્ગને તો સુધરેલા લોકની નિંદા કર-

વામાં સામીલ કરવી છે. માટે પ્રાકૃત વર્ગને પ્રસન્ન કરવા સુદર્શન-કાર કહે છે, 'સ્નાન સંધ્યા જપ' જે જે થાય તેનો હેતુ શરીર અને મનની શુદ્ધિ કરી વૃત્તિને સ્થિર કરવાનો હોવો જોઇએ, ને તેમજ છે. ઉંચા પ્રકારની માનસિક ભક્તિનો હેતુ તેવો છે, તે વાત સુદર્શનકારને કહેવી ગમતી નથી, માટે તે ઉડાવી જ દીધી છે.

પ્રથમ એ તો સર્વ કબુલ કરશે કે ઈશ્વર છે, એવું માનવામાં આવે તો જ તેની પ્રાર્થનાની જરૂર જણાય. ઈશ્વરનું અસ્તિત્વ માનનારને પ્રાર્થના વિના ચાલે નહિ,એ અગાડી જતાં બતાવીશું.પણ, જેની પ્રાર્થના થઇ શકે એવો ઈશ્વર છે એમ વિશ્વાસ હોય ત્યારે જ તેની પ્રાર્થનાનો વિચાર થાય. સુદર્શનકાર કબુલ કરે છે કે 'એવી સ્તુતિ સાંભળે તેવો કોઇ કર્તા આપણાથી જુદો તટસ્થ રહી બધું નિયમતો હોય એમ માનવાથી પ્રાર્થનાનો વિચાર પેદા થાય છે.' સુદર્શનકાર એવા તટસ્થ કર્તા નિયંતાને માનતા નથી અર્થાત ઈશ્વર છે એમ માનતા નથી તેથી તેમને પ્રાર્થનાનો વિચાર પેદા થતો નથી. ઈશ્વર છે એ ઘણીવાર બતાવી ગયા છીએ, અને એ પ્રસ્તુત વિષય નથી; માટે અહિં એટલું જ કહીશું કે આપણાથી અદૃશ્ય પણ સર્વદા આપણી દૃષ્ટિ આગળ જ રહેલા સર્વ શક્તિમાનમાં વિશ્વાસ મનુષ્ય જાતિમાં સ્વભાવથી જ છે. જગતના કર્તા તરીકે નિયમો અને કારણોના મૂળ ઉત્પન્ન કરનાર તરીકે મનુષ્યના અંતઃકરણમાં અનુભવાતી ભાવનાઓ અને સદ્‌વૃત્તિઓના પ્રેરનાર તરીકે મનુષ્ય જાતિ નિર્બળ છતાં સૃષ્ટિમાં સદ્‌ગુણ અને સદાચારને પ્રવૃત રાખનાર તરીકે એક એક પ્રજામાં પોતાના અસ્તિત્વનું ભાન જાગ્રત કરનાર તરીકે, અનેકરૂપે ઈશ્વર મનુષ્યને માલમ પડે છે. આખા બ્રહ્માંડમાં એક જ અવિભિન્ન ચિન્મય અસ્તિત્વ હોય, સર્વ બ્રહ્મમય હોય, તો તે સમસ્ત બ્રહ્માંડ સિવાય બીજા કોઇથી 'હું બ્રહ્મ છું' એમ કહી શકાય નહિ. હું બ્રહ્મ છું એમ કોઇને માલમ પડે નહિ. એ બ્રહ્મ નિરવયવ હોતાં કોઇને હું તેનો અવયવ છું, એવું ભાન થઇ શકે નહિ.

જ્યાં વિશેષ્ય અને વિશેષણ બેનો અવકાશ નથી ત્યાં 'હું' અને 'બ્રહ્મ' એવું જુદું જ્ઞાન થઈ શકે નહિ. માટે 'હું બ્રહ્મ છું' એવું પારમાર્થિક જ્ઞાન કોઈ અમુક મનુષ્યને તો થઇ શકે જ નહિ. કોઇ અસ્તિત્વ જાણવા માટે તેનાથી ભિન્ન અસ્તિત્વ જોઈએ જ. વળી જડનું જે જ્ઞાન ઇંદ્રિયોને થાય છે, તે જ્ઞાનના ખરાપણા વિષે કદાચ સંશય થાય પણ તે જ્ઞાનનો વિષય જડ નથી એવા નિશ્ચયાત્મક જ્ઞાન માટે કશો આધાર નથી. સર્વ ઠેકાણે ચેતન જ છે, એમ માનવું સારૂં લાગે છે. તે સિવાય તે મત માટે બીજો વાસ્તવિક આધાર નથી. આ રીતે વિશ્વની ઉત્પત્તિ વિશ્વમાંથી જ થઇ હોય એમ સંભવતું નથી. જડમાં પોતાને ઉત્પન્ન કરવાની શક્તિ નથી, અને ચેતન (મનુષ્ય વર્ગ) ની શક્તિ પણ નિયમિત છે. તે માત્ર પદાર્થોની રચનામાં ફેરફાર કરી શકે છે. નવું જડ કે ચેતન ઉત્પન્ન કરી શકતો નથી. તેથી 'ઉત્પન્ન વિશ્વકરી તે થઈ છે વિયોગે' એવા તટસ્થ કર્તા ઈશ્વરથી જ સર્વ ઉત્પત્તિ થએલી છે. મનુષ્યજાતિનો સ્વભાવ જ વિશ્વાસ પણ એમ જ પ્રતીતિ કરાવે છે.

આ રીતે ઈશ્વરના અસ્તિત્વનો વિશ્વાસ થતાં તેની ભક્તિ અવશ્ય કેમ લાગે છે, તેનો વિચાર કરીએ. ભક્તિનાં ત્રણ અંગ ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થનાનો ક્રમમાં વિચાર કરીશું.

ઉપાસના શી રીતે થઈ શકે, એ વિષેની શંકા અવિચારી છે. ઈશ્વર સર્વની સમીપ છે, તો પછી તેની પાસે જવાનું ક્યાં રહ્યું, એમ પ્રશ્ન કરનાર દિશાના અંતરનો જ વિચાર કરે છે. પણ મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનું અંતર દિશા (space) નું નથી. મનુષ્યને શરીરની ગતિ કરીને ઈશ્વર સમીપ જવાનું નથી. ઈશ્વરથી મનુષ્યનું અંતર જ્ઞાનનું છે, ઉપાસનામાં ઈશ્વર સમીપ જવાનું છે તે જ્ઞાનથી. વ્યવહારમાં મગ્ન થયલા મનુષ્યને ઈશ્વરનું ભાન કરાવી ઈશ્વરનું સ્વરૂપ તેના ચિત્ત અગાડી પ્રત્યક્ષ કરવાનું છે. મૃત્યુથી શરીર અને આત્માનો વિયોગ થયે, અજ્ઞાનનું આવરણ સંપૂર્ણ રીતે ખસી જાય છે. આત્માને ઈશ્વરનું પૂરેપૂરૂં જ્ઞાન થાય છે. સ્વર્ગલોકમાં કાંઇ

મજલ કાપીને જવાનું નથી. ઈશ્વર પાસે જવાનો આ અર્થ છે. તેથી અન્તર્યામી સર્વવ્યાપી ઇશ્વરની પાસે જવું, ઈશ્વરની ઉપાસના કરવી એ કંઇ અસંભવિત વાત નથી. અને ઇશ્વરને સંભારનાર, ભક્તિ કરનાર, ધ્યાન ધરનારને તે સાક્ષાત્ અનુભવની વાત છે. ઇશ્વરની ઉપાસનાની જરૂર શી એ પ્રશ્ન વિશે વિચાર કરીએ.

ઉપાસના કરનારના ઈશ્વરની સમીપ જનારના ત્રણ પ્રકાર પાડી શકાય. એક પ્રકારના મનુષ્ય, પુત્ર, ધન, વૈભવ, યશ, આયુષ્ય વગેરે માગવા સારૂ ઇશ્વરને ઉપાસે છે. ઇશ્વર પાસે કંઇ માગવા સારૂ તેઓ ઈશ્વર સમીપ જાય છે. ઈશ્વર પોતાના મનોરથ પરિપૂર્ણ કરશે, એવી કામનાથી તેઓ તેની ઉપાસના કરે છે. દેવ કે દેવીની બાધા કે માનતા રાખનારાનો હેતુ કંઈ માગવાનો હોય છે. અમુક દેવ કે દેવીને પ્રસન્ન કરી મનકામના સફળ કરવા સારૂ કોઇ અનેક વ્રત કરે છે, કોઇ દુશ્ચર તપ કરે છે, કોઇ તીર્થક્ષેત્રમાં જાય છે. આ સહુ લોકો કાંઇ માગવા સારૂ ઈશ્વર પાસે–પોતે જેને ઈશ્વર માને છે, તેની પાસે જાય છે. આ વર્ગને માગણ કે જાચક કહીએ. બીજા વર્ગના મનુષ્ય ઈશ્વરની મદદથી નઠારા કામમાં સાધના કરવા સારૂ પ્રયત્ન કરે છે. કેટલાક કોઈને મારી નાખવામાં કે બીજા કાંઇ દુષ્ટ કાર્યમાં ફતેહ પામવામાં દેવદેવીની સહાયતા માગે છે. કેટલાક ચોરી, લાંચ વગેરે નઠારાં કામ કરી ઈશ્વરના કોપથી બચવા પ્રયત્ન કરે છે, અને ઈશ્વરને થોડો ભાગ આપ્યાથી તે પ્રસન્ન થશે એમ ધારે છે. આ કામ માટે કોઈ મંત્રતંત્રનો ઉપયોગ કરે છે. કોઇ માતા, ચંડી કે રાક્ષસની આરાધના કરે છે. કોઇ હોમ, યાગ કે પૂજા કરાવે છે. દુષ્ટ અર્થ સાધવાનો પ્રયત્ન કરનારા આ લોક ઈશ્વરને છેતરવાનો પ્રયત્ન કરે છે.ઈશ્વરને લાંચ આપ્યાથી કે મંત્રતંત્રનો ડોળ કર્યાથી તે દુષ્ટ કાર્યમાં મદદ કરશે એમ માનનારા લોક ઇશ્વર સમીપ જઇ તેને છેતરવાનો, ઠગાઈથી તેને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે. આ લોક દુષ્ટ હેતુથી ઉપાસના કરે છે. ઈશ્વરની સમીપ ચોરી કરવા જાય છે,

તેમને તસ્કર કે ચોર ગણીએ. ઉપાસના કરનાર ત્રીજો વર્ગ આ બંનેથી જુદો જ છે, તે વર્ગના લોક કાંઈ માગવા સારૂ ઇશ્વરની સમીપ જતા નથી. ઈશ્વિર સમીપ ગયાથી કાંઇ મળશે, ફાયદો થશે એવી ઇચ્છા કરી જતા નથી. એ લોકો જાચક નથી, તેમ તે લોકો ચોર પણ નથી. તેમનો હેતુ ઈશ્વરને છેતરવાનો નથી. નઠારી રીતે અન્યાયથી એકઠા કરેલા પૈસામાંથી ઈશ્વરને ભાગ આપવા તેઓ પ્રયત્ન કરતા નથી. તેઓ ઈશ્વરની કૃપા દુષ્ટ કાર્યમાં માગતા નથી. એ લોકો માગણ કે તસ્કર નથી. તેઓ પોતાને ઈશ્વરના સેવક માને છે, અને તેની સેવા કરવી, તેની સમીપમાં જવું, તેની ઉપાસના કરવી એ પોતાનું કર્તવ્ય સમજે છે. સંસારમાં પણ કર્તવ્ય સમજનારના માગણ, તસ્કર, અને ચાકર એવા ત્રણ વર્ગ છે. તેમના પ્રવૃત્તિ હેતુ વિશે કહેવાય છે, કે

**मागन कबु आळस करे, तस्कर जाय न जाय;**
**चाकर बिचारा क्या करे, लुन पराया खाय.**

માગણ આળસ કરે, માગવા ન જાય તો ચાલે, તસ્કર ખુશી પડે તો ચોરી કરવા જાય, પણ ચાકરને–સેવકને તો વિચાર કરવાનું છે જ નહિ. તેને તો લૂણ ખવડાવનારની સેવા કરવી એ ફરજ છે, કર્તવ્ય છે. તે જ પ્રમાણે જે કાંઈ માગવા સારૂ ઈશ્વરની પાસે જાય છે, તેઓ ઉપાસના કરવામાં આળસ કરે તો ચાલે. તેઓ પોતાના સ્વાર્થ માટે ઈશ્વરની સેવા કરે છે, તેથી સ્વાર્થ ન હોય, માગવું ન હોય ત્યારે ઈશ્વરની સેવા ન કરે. જે તસ્કર છે, ઈશ્વરને છેતરવાની ઈચ્છાથી તેની પાસે જાય છે, તેને ઈશ્વરની સેવાની જરૂર ન જણાય. ઈશ્વરની ઉપાસના શા માટે કરવી, તેની પાસે શા માટે જવું, એવી શંકા તેના મનમાં ઉત્પન્ન થાય. પણ જે ઈશ્વરના સેવક છે, પોતાને ઈશ્વરના દાસ માને છે, તેમના મનમાં તો એ પ્રશ્ન ઉત્પન્ન થતો જ નથી. પોતાના સ્વામિ નિયંતાની સમીપ જવું, તે કર્તવ્ય છે એમ સમજી તેની પાસે જાય છે. ઈશ્વ-

રની સેવા કરવાની જરૂર, ફળ, લાભનો વિચાર, તે કરતા જ નથી. જાચક વૃત્તિથી તે ઈશ્વરની પાસે જતા નથી. ધન, વૈભવ, સુખ, સંપત્તિ મળે, દુ:ખ, સંકટ, વિપત્તિ પડે કે ગમે તે થાય તે વિશે દરકાર રાખ્યા વિના ઈશ્વરના સેવક તો તેની ઉપાસના કરશે જ. ઈશ્વરકૃપા એ તેમને ઈશ્વરનું લૂણ છે. પોતાનું જીવન ઈશ્વરની કૃપાને આધારે છે તે ભક્ત સારી રીતે સમજે છે. એક તૃણના હાલવામાંથી તે આખી સૃષ્ટિના ચાલવામાં તે બધે ઈશ્વરની કૃપા દેખે છે. ઈશ્વરનો સેવક જીવનમાં નિરંતર ઈશ્વરની કૃપા અનુભવે છે. ઈશ્વરનું લૂણ ખાય છે. જે પોતાને ઈશ્વરનો સેવક નથી માનતો, પોતે ઈશ્વરનું લૂણ ખાય છે, એમ નથી જાણતો, તે ભક્તિ કરવી કે નહિ; ભક્તિ કરવાની જરૂર છે કે નહિ, એવો વિચાર કરે. ઈશ્વરની સમીપ શા માટે જવું તેનો વિચાર કરે, વળી મનુષ્ય પ્રેમપાત્રને પોતાના સુખ-દુ:ખ કહી સંભળાવે છે, તેની પાસે જાય છે. તે વખતે તેમ કર્યાથી શો લાભ છે, પોતાનું દુ:ખ ઓછું થશે કે નહિ કે પોતાનું સુખ વધશે કે નહિ, તેનો વિચાર કરતો નથી. સ્નેહી તરફ હૃદય પોતાની મેળેજ ખેંચાય છે. તે પ્રમાણે ભક્ત પણ ભક્તવત્સલ ભગવાન પાસે જાય છે. તે માત્ર ભક્તિના આકર્ષણથી; લાભાલાભ કે ફળ વિચાર્યાથી પ્રેમની ઉર્મિ ઉત્પન્ન થતી નથી.

બીજું અંગ સ્તુતિ છે. સુદર્શનકાર કહે છે, “આ વિશ્વની આનંદમય અને નિયમિત રચના ચાલે છે, તેનો ચલાવનાર એમ કરવા માટે જરા પણ ઉપકાર કે સ્તુતિની આશા રાખતો નથી. કેમકે એવી આશાથી કરેલું કામ સંસારમાં પણ નીચું ગણાય છે તો પરમાર્થમાં તો અતિ અયોગ્ય ગણાવવું જ જોઇએ.” વિશ્વનો ચલાવનાર ઈશ્વર સ્તુતિની આશા રાખે છે, એમ માની કોઇ સ્તુતિ કરતું જ નથી; તેમ સૃષ્ટિ પોતાની સ્તુતિ કરે છે, તે માટે ઈશ્વરે સૃષ્ટિ બનાવી એમ કોઇ માનતું નથી. સ્તુતિ કરવાનાં એવાં બાલોચિત કારણ કોઇ પણ ગંભીર ભક્ત આપશે નહિ. ઈશ્વરની સ્તુતિ

તેના વખાણ કરી તેને ખુશી કરવા માટે છે જ નહિ. ઈશ્વરની સ્તુતિ કરવાથી તેના ગુણનું સ્મરણ થાય, સ્તુતિ કરનાર મનુષ્યને તેના ગુણો યાદ રહે એ સ્તુતિનો હેતુ છે. સંસાર વ્યવહારમાં મગ્ન થએલો મનુષ્ય ઈશ્વરને ઘડી ઘડી ભૂલી જાય છે, પોતાનાં કૃત્ય જોનાર ઈશ્વર છે, સુનીતિએ ચાલવું એ ઈશ્વરની ઇચ્છા છે, એની તેને વિસ્મૃતિ થાય છે. ઈશ્વરનું સ્મરણ કર્યાથી એ વિસ્મૃતિ થતી અટકે છે. સુખ વખતે મનુષ્ય ફૂલાઇ જાય છે, દુઃખ વખતે તે ઈશ્વરને દોષ દેછે. ઈશ્વરના ગુણનું સ્મરણ કર્યાથી આ દોષમાં પડતાં મનુષ્ય બચે છે. ઈશ્વર ન્યાયકારી અને કરૂણાસિંધુ છે એ યાદ આવ્યાથી દુઃખ વખતે ઇશ્વરને દોષ દેતાં મનુષ્ય અટકે છે. ઈશ્વર સર્વવ્યાપી છે, એમ જાણ્યાથી મનુષ્ય પાપ કરતાં અટકે છે. ઇશ્વર દયાળુ છે એમ જાણ્યાથી દુઃખમાં ધીર જ રહે છે. ઈશ્વર સત્ય સ્વરૂપ છે, એમ જાણ્યાથી સત્ય માર્ગ પ્રિય લાગે છે. આ રીતે ઈશ્વરના દરેક ગુણનું સ્મરણ મનુષ્યને સન્માર્ગે પ્રેરે છે. ઈશ્વરના ગુણ સ્મરણથી મનુષ્યને પોતાનો ઈશ્વર સાથેનો સંબંધ ચિત્તમાં જાગ્રત રહે છે. પોતાની સ્થિતિનું ભાન રહે છે. મનુષ્ય તેથી મોહમાં મગ્ન થતો અટકે છે. આ રીતે ઈશ્વરની સ્તુતિ ઇશ્વરને સારૂ નથી; ઈશ્વરને પ્રસન્ન કરવા સારૂ નથી પણ મનુષ્યને માટે છે. મનુષ્યને પોતાને ઈશ્વર —સગુણ ઈશ્વરની સ્તુતિ, એટલે તેના ગુણનું વર્ણન સદ્‌વર્તનમાં રાખે છે, તે માટે સદ્‌ભક્ત, સ્તુતિ કરે છે. ઈશ્વરના ગુણ યાદ કરે છે.

સ્તુતિ પછી ઈશ્વરના ગુણનું સ્મરણ કર્યા પછી સદાચરણ જોઇએ. એકલા સ્મરણથી કૃતાર્થ થવાતું નથી. પણ સ્મરણ કર્યાથી સદાચરણમાં મદદ મળે છે. માત્ર ઇશ્વરના ગુણના નામ ગણી જવાથી ફળ નથી. સ્મરણ સાથે ભાવ સંચલન થવું જોઇએ. ઇશ્વરના નામ એકસો આઠવાર કે હજારવાર દઇ જવાથી કે માળાના મણકા ફેરવ્યાથી ફળ નથી. સ્મરણ ભાવ સાથે થાય, હૃદય ભક્તિરસ મગ્ન થાય ત્યારે સ્તુતિ સફળ થાય. એક ધર્મગુરુની વાત છે કે તે કહોડવાળા મનુષ્યને હરિનું નામ દેવડાવી સાજા કરતો હતો. એક વખત તેની ગેરહાજરીમાં તેથી સ્ત્રીએ એક રોગી પાસે હરિનું નામ ત્રણવાર

દેવડાવ્યું. તે જાણી તે ધર્મગુરુ અપ્રસન્ન થયો, તેણે કહ્યું કે હરિનું નામ એકવાર દીધું હોય તો બસ છે, ત્રણવાર દેવાની જરૂર નથી. સાર એ કે ઈશ્વરનું સ્મરણ ભાવ સાથે થવું જોઈએ. યંત્ર ચલન માફક એક પછી એક નામ દઇ જવાથી કશું ફળ નથી. પણ ભાવ સંચલન સાથે સ્તુતિ કર્યાથી મનુષ્યને પોતાની સ્થિતિનું અને સન્માર્ગનું ભાન રહે છે. આ રીતે સ્તુતિ ઈશ્વરની ખુશામત કરવા સારૂ નથી. સ્તુતિ ઇશ્વરને માટે નથી પણ મનુષ્યને માટે છે.

ભક્તિનું ત્રીજું અંગ પ્રાર્થના છે. પ્રાર્થનાનો અર્થ ઇચ્છાનુસાર કંઈ માગવું એવો છે. જે માગવામાં આવે તેની ઇચ્છા હૃદયના ઉલ્લાસની સ્થિતિ બતાવે છે. ઈશ્વરની પ્રાર્થના પ્રાર્થના કરનાર ઈશ્વર સાથે કેવા સંબંધે પહોંચ્યો છે કે પ્હોંચવા પ્રયત્ન કરે છે તેનું પ્રમાણ બતાવે છે. એ પ્રમાણે ઈશ્વરની પ્રાર્થના તે ઈશ્વર સાથેના સંબંધથી અને તે સંબંધના જ્ઞાનથી વિશ્વસ્ત પ્રેમમગ્ન હૃદયમાંથી ઉત્પન્ન થતો ઉદ્ગાર છે. એ સંબંધ કેવો હોવો જોઇએ તે અગાડી જતાં જણાશે. ઈશ્વરની પ્રાર્થનામાં દુઃખ વખતે સહાયતા માગવી, અને પાપની માફી માગવી તે ઉપરાંત વધારેનો સમાવેશ થાય છે. 'સુણિ અમારૂં આ નમ્ર પ્રાર્થન, પ્રભુ દયાથિ દ્યો દિવ્ય દર્શન,' 'ભક્તનો સમાજ......પ્રણમિ માગે પ્રભુ પ્રેમનો પ્રસાદ,' 'તમે પ્રેરો બુદ્ધિ, પ્રભુ પ્રિય અમે કાર્ય કરિયે'; પ્રાર્થના માળાના આ પદોમાં દુઃખમાં સહાયતા કે પાપની માફી માગી નથી, પણ, કંઈક બીજું જ માગ્યું છે. આ રીતે પ્રાર્થનાનો ઉદ્દેશ સુદર્શનકાર ધારે છે અને કલ્પી શકે છે તેના કરતાં મહા વિશાળ છે. હવે પ્રાર્થનાના વિષયો લક્ષમાં લઈ પ્રાર્થનાની જરૂર વિશે વિચાર કરીએ. પ્રાર્થનાની શી જરૂર છે, પ્રાર્થનાથી શું ફળ થાય છે કે પ્રાર્થના કરવાની જરૂર હોય એ બહુ અગત્યનો સવાલ છે. ઇંગ્રેજીમાં એ વિષયની Efficacy of Prayer એ નામથી ચર્ચા થાય છે. માગ્યાથી માગેલું મળતું હોય તો માગવું એમ કહી પૂછવામાં આવે છે કે વિશ્વમાં નિયમાનુસાર થયું જાય છે તેમાં પ્રાર્થ-

નાથી ફેરફાર શી રીતે થઈ શકે? સુદર્શનકાર કહે છે કે " કર્ત્તા... પોતાના જે સિદ્ધ નિયમો છે તેનો એક અંકોડો પણ ઢીલો કરવાનો નથી...ત્યારે પ્રાર્થના ગાવી કે જપવી એ કંઈ ઉપયોગની વાત લાગતી નથી." આ દૃષ્ટિબિંદુ લઈ પ્રાર્થનાની જરૂર શી તે જાણવા માટે પ્રાર્થનાનું પરિણામ શું તે તપાસીયે. ધન, વૈભવ, સુખ, સંપત્તિ, યશ વગેરે માગવાની (પુરાણોમાંની) સકામ ભક્તિ હલકી છે, અને તે કરવી જોઇએ જ નહિ એ વિચારવંત પુરૂષ સહજ માન્ય કરશે તેથી તે વિશે ઝાઝી તકરાર નથી. ઉપર સૂચવેલા પ્રાર્થનાના વિષયોમાંથી પ્રથમ એનો વિચાર કરીયે. " પાપો કાપો અમારાં પ્રભુ કરી કરુણા સન્મતિ નિત્ય આપો." ઐહિક જીવનમાં ઇશ્વર તરફ જવા પ્રયત્ન કરતા ભક્તને પ્રથમ એ માગવાનું છે કે પ્રભુ અમારા પર દયા કરો, મારાં પાછલાં પાપ માફ કરો, અને ભવિષ્યમાં પાપ ન કરૂં માટે સન્મતિ આપો. પ્રાર્થનાથી પાપ માફ થાય છે કે નહિ, અને સન્મતિ મળે છે કે નહિ, પાપ, ક્ષમા અને સન્મતિપ્રેરણા માગ્યાથી મળે છે કે નહિ—એ પ્રાર્થનાની જરૂરને અંગે વિચારના મુખ્ય વિષય થાય છે, કેમકે, એ બાબતની માગણી સફળ થતી ન હોય, માગ્યાથી માગેલું મળતું ન હોય તો પ્રાર્થના નકામી છે. પ્રથમ પાપક્ષમા વિશે વિચાર કરીએ. સુદર્શનકાર કહે છે, " પ્રાર્થના કરનારા એક બીજી વાત પણ પૂછશે કે કરેલાં પાપના પ્રાયશ્ચિત અથવા પશ્ચાત્તાપથી કાંઇ ફળ ખરૂં કે નહિ? ફળ ખરૂં જ, પણ તે એટલુંજ કે તેવું કર્મ કરવાની વૃત્તિ ફરીથી ન થાય, અને તે કર્યાંને લીધે જે વૃત્તિ તથા શરીરમાં વિક્ષેપ થયો હોય તે સુધરે. એમાં પણ જે સુધારો થાય તે ભવિષ્યને માટે થાય, પણ તેથી ભૂત સમયમાં જે પેલા પાપને લીધે હાનિ થઈ હોય તે કાંઇ ફળ પેદા કર્યા વિના રહે નહિ." સિદ્ધ નિયમના અંકોડા ઢીલા થતા નથી એમ વિચારતાં તો ભવિષ્ય માટે પણ ફેરફાર કે સુધારો કેમ થાય? પાપી સ્વભાવ, પાપ કરવાને બંધાયલી વૃત્તિ પ્રાર્થનાથી કેમ બદલાય? તે બદલાય છે અને તેમાં

ફેરફાર થાય છે એ સત્ય છે, અને તે કેવી રીતે થાય છે તે તપાસતાં માલમ પડશે કે સુદર્શનકારનો ભૂતકાલ માટેનો વિરુદ્ધ મત પ્રાર્થનાની સફલતાને બાધકારક નથી. ભૂતકાળ માટે પ્રાર્થના નિષ્ફલ છે, પ્રાર્થના કર્યાથી પાપ માફ થતાં નથી એ મતવાળા કહે છે કે પાપ કર્યાથી તે માટે સજા થાય એવો ઈશ્વરનો નિયમ હોય તો એક વાર પાપ કર્યું એટલે તે માટે સજા થવી જ જોઇએ. પ્રાથના કરનાર માટે શું ઈશ્વર પોતાનો નિયમ ફેરવશે અને સજા કરવી બંધ રાખશે? તેઓ કહે છે કે સૃષ્ટિમાં એવો નિયમ છે કે કારણ હોય ત્યાં કાર્ય ઉત્પન્ન થયા વિના રહે નહિ. એવો સાર્વત્રિક નિયમ શી રીતે અટકે? પાપ થાય તો ફળ તરીકે સજા થાય એ નિયમ ઈશ્વરે કર્યો છે અને તે ન્યાય ખાતર કર્યો છે, તો પછી ઈશ્વર પોતાના નિયમ તોડે અને ન્યાયમાં ખામી આણે એ કેમ બને? એ રીતે પાપનું ફળ મળ્યા વિના રહે નહિ ત્યારે પ્રાર્થના સફળ શી રીતે થાય? આમ તકરાર કરનાર કાર્યકારણભાવના નિયમનું પૂરેપૂરૂં સ્વરૂપ લક્ષમાં લેતા નથી. એ નિયમ એવો છે કે પ્રતિબંધક કારણ ન હોય તો અમુક સમર્થ કારણ અમુક કાર્ય ઉત્પન્ન કરે. વિશ્વમાં એક નહિ પણ અનેક નિયમો સાથે પ્રવર્ત્તે છે, અને તે સર્વ ઈશ્વરના કરેલા છે. દરેક નિયમની પ્રવત્તિ બીજા સહચારી નિયમોના સામર્થ્યથી પરિમિત થાય છે. તેથી દરેક નિયમની વ્યાખ્યા એવી અપાય છે કે અમુક કારણમાં અમુક કાર્ય ઉત્પન્ન કરવાનું વલણ છે, પ્રતિબંધક કારણ ન હોય તો તે કાર્ય ઉત્પન્ન કરે. પૃથ્વીમાં સર્વ પદાર્થોને પોતાના મધ્યબિંદુ તરફ ખેંચવાની વૃત્તિ છે. ગુરૂત્વાકર્ષણનો આ નિયમ સાર્વત્રિક છતાં પૃથ્વીની સપાટી પરનાં પ્રાણી અને પદાર્થો પૃથ્વીને મધ્યબિંદુએ જઈ ચોંટયાં નથી, કારણ કે બીજાં પ્રતિબંધક કારણોથી એ નિયમની પ્રવૃતિ પરિમિત થઈ છે. દીપનો પ્રકાશ સર્વ દિશામાં ફેલાય છે તે છતાં આસપાસ કાળું લુગડું ધર્યું હોય તો દીપની પ્રકાશશક્તિ કાયમ રહ્યા છતાં આસપાસ અંધારૂં રહેશે. આ રીતે અમુક કારણોની ઉત્પાદક

શક્તિ ખંડિત ન થવા છતાં પ્રતિબંધક કારણોથી ફલ ઉત્પન્ન થતું અટકે છે. ઉત્પાદક કારણ ઈશ્વરનાં કરેલાં છે અને પ્રતિબંધક કારણ પણ ઈશ્વરનાં કરેલાં છે. પ્રતિબંધક કે અટકાવનારાં કારણ પોતાનાં કાર્ય ઉત્પન્ન કરે એ પણ સાર્વત્રિક નિયમ છે. તેથી પ્રાર્થનાથી પાપની સજા થતી અટકતી હોય તો તેમાં કાર્યકારણભાવના નિયમથી બાધ આવે નહિ, "સિદ્ધ નિયમના અંકોડા ઢીલા" થાય નહિ, પણ, સિદ્ધ નિયમોની જ પ્રવૃત્તિ થાય. પણ, વસ્તુસ્થિતિ વધારે સૂક્ષ્મ રીતે તપાસતાં માલમ પડશે કે પ્રાર્થનાથી પાપની સજા થતી અટકે છે એમ પ્રાર્થના કરનારનું કહેવું નથી. તેથી કાર્યકારણભાવના નિયમની તકરારનો અહીં અવકાશ નથી. પ્રાર્થના કરનારનું તો એમ માગવું છે કે પાપની સજા અમને થાય. એમ હોય તો પાપક્ષમાનો અર્થ શો તે વિચાર સારૂ પાપની સજાનું સ્વરૂપ ધ્યાનમાં લેવું જોઇયે. પુરાણમાં વર્ણવેલાં કલ્પિત નરક લોકમાં જવું એ પાપની સજા છે એમ પ્રાર્થના સમાજનું માનવું નથી. પાપીને મૃત્યુ પછી યમરાજ સાપ—વીંછીવાળા ખાડામાં ફેંકશે કે ઉકળતા તેલના પેણામાં નાખશે કે ફટકા બાંધી માર મારશે એવું શારીરિક કષ્ટ એ પાપની સજા એમ ધારનારને પ્રાર્થનાની સફળતા વિશે શંકાઓ થાય છે. આ જીવનમાં ગુન્હો કરનારને શારીરિક સજા થાય છે. એ અનુભવથી અલ્પબુદ્ધિ પુરૂષોને શારીરિક સજા સિવાય બીજી સજાનો વિચાર આવી શકતો નથી. પાપીને અહીં શારીરિક કષ્ટ થતુ હમેશ જોવામાં આવતું નથી તેથી મૃત્યુ પછી સજા ખાતર નરકમાં શારીરિક કષ્ટ થશે એમ ભ્રાન્તિ થાય છે. પણ, કર્મનો જવાબદાર આત્મા છે, શરીર નથી, તેથી પાપ કરવા માટે સજા થાય તે આત્માને. મૃત્યુ પછી તો શરીર રહેતું નથી તેથી નરકની સજાની બાલિશ હાસ્યજનક કલ્પના પર ગંભીર વિચારમાં ધ્યાન દેવાની જરૂર નથી.

મૃત્યુ પ્હેલાં કે મૃત્યુ પછી આત્માને સજા થાય તે સજા માત્ર આત્માને કષ્ટ કે પશ્ચાત્તાપ થાય તે છે. શરીરની સજામાં પણ મનુ-

ષ્યનો આત્મા દુઃખી થઈ સજા પામે છે. તેથી આત્માની સજા તે કષ્ટ કે પશ્ચાત્તાપ છે. ત્યારે પાપ કરનારા આત્માને કષ્ટ થાય, પશ્ચાત્તાપ થાય એ તેના પાપની સજા. એ સજા થાય એટલે તેને તેના પાપનું ફળ મળી ચૂકે. પાપક્ષમા માટે પ્રાર્થના કરનારનો ઉદ્દેશ એ હોય છે કે તેને તેના પાપનું ભાન થાય, સારાં કર્મ કયાં કર્યાં અને અને દુષ્ટ કર્મ કયાં કર્યાં તે સમજાય, અને દુષ્ટ કર્મના ભાનથી પશ્ચાત્તાપ થાય. પ્રાર્થનાનો ઉદ્દેશ એ છે કે ઈશ્વર સાથે સંબંધ થયાથી તેની પવિત્રતા અનુભવી મનુષ્યાત્માને પોતાની દુષ્ટતાનું ભાન થાય. ઈશ્વર પાસે ભક્તની પ્રાર્થના એ હોય છે કે કરૂણા કરી મારા પાપનું મને ભાન કરાવ, ક્ષણિક કે અલ્પ નહિ પણ પાપના સ્વરૂપનું પરિપૂર્ણ ભાન કરાવ કે સંસારમાં મગ્ન થયેલો મારો આત્મા જાગૃત થઇ પોતાની દુષ્ટતા સમજી પશ્ચાત્તાપ કરે અને પાપની સજા ભોગવે અને ફરી પાપ કરતો અટકે. પાપની સજા મનુષ્ય ભોગવે એટલે તે પાપથી મુક્ત થાય, તેની પાપિતા જાય અને તે ઈશ્વરની સતત કૃપાને યોગ્ય થાય. પાપી મનુષ્ય ઇશ્વરના સાનિધ્ય માટે અયોગ્ય છે. તે પ્રાર્થના કરી પશ્ચાત્તાપ કરી પાપની સજા ભોગવે એટલે તેની પાપિતા દૂર થાય.

મૃત્યુ પછી ઈશ્વર સમીપ જવાનું છે તે જ્ઞાનથી, અજ્ઞાનના આવરણના દૂર થવાથી. એ રીતે ઈશ્વર સમીપ મનુષ્ય જાય અને ઈશ્વરના સાનિધ્યમાં ઈશ્વરકૃપા એ કેવું અચળ નિરંતર અસીમ સુખ છે તે જાણે તે વખતે તે પાપી હોય અને ઇશ્વરકૃપા ભોગવવાને અયોગ્ય હોય તો બહુ જ દુઃખ થાય. સુખની કીમત પૂરેપૂરી સમજાય તે વખતે તે ન મળે તો અસહ્ય ક્લેશ થાય. તે માટે, ઈશ્વર સમીપ ગયા પ્હેલાં મનુષ્ય પશ્ચાત્તાપ કરી પાપની સજા ભોગવી લે, પાપથી મુક્ત થાય, ફરી પાપ કરતો અટકી પુણ્યાચરણથી ઈશ્વરની કૃપાને યોગ્ય થાય કે ઈશ્વર સમીપ જતાં ઈશ્વરકૃપા અનુભવાય એ પ્રાર્થનાનો ઉદ્દેશ છે. ભકતજન પ્રાર્થનાથી પાપની સજા માંગે છે કે

તેથી પાપિતા જતી રહે. કરેલાં પાપ માટે સજા ન મળે એ પ્રાર્થનાનો ઉદ્દેશ છે જ નહિ. "સિદ્ધ નિયમના અંકોડા ઢીલા" કરવા ભક્તજન માગતો જ નથી. એ તો નિયમની પ્રવૃત્તિ માગે છે. મનુષ્ય પાપ કરતો અટકે, ફરીથી પાપ ન કરે ત્યારે જ ખરેખરો પશ્ચાત્તાપ હોય, તેની વિસ્મૃતિ થાય અને ફરી પાપ કરે એ પશ્ચાત્તાપ નિરર્થક છે. માટે પૂર્ણ પશ્ચાત્તાપ કરી ફરી પાપ કરતો અટકે ત્યારે મનુષ્ય ઇશ્વરકૃપાને પાત્ર થાય. સંસાર વ્યવહારમાં મગ્ન થયેલા મનુષ્યને પોતાના પાપનું ભાન એની મેળે થતું નથી અને કદિ થાય તો બહુવાર ટકતું નથી. મનુષ્ય જાતિની કૃતિ અને મનુષ્યના આચરણબળ સાથે પોતાનાં સરખાવવાના અભ્યાસમાં પોતાની દુષ્ટતા સ્પષ્ટ માલમ પડી આવતી નથી. તેથી પ્રાર્થનાથી, ઇશ્વરની પાસે બળ માગ્યાથી, ઇશ્વરની પવિત્રતા સંભારી પોતાની દુષ્ટતા ચિત્તમાં આણ્યાથી પાપનું પૂરેપૂરૂં ભાન થાય છે. તેથી પ્રાર્થના કરનાર ભક્ત એમ માગે છે કે પાપની સજા અહીં ભોગવી લઇયે, અને વિશુદ્ધ થઇ સદાચરણ કરીએ કે ઇશ્વરની સમીપ તેની સંપૂર્ણ કૃપાને પાત્ર થઈ જવાય, ઇશ્વરની કૃપાછાયામાં રહેવાય. જ્યારે ઇશ્વર કૃપા સાક્ષાત્ ભોગવવાનું આવે ત્યારે તેનાથી દૂર રહેવું પડે, અકૃપાપાત્ર રહેવું પડે, ઇશ્વર કૃપા ન ભોગવાય એ મહા સંકટમાંથી બચવા ભક્તજન અહીં સજા ભોગવી લઇ પુણ્યાચરણથી ઇશ્વરકૃપાને પાત્ર થવાના હેતુથી પ્રાર્થના કરે છે. આ રીતે પ્રાર્થના કરનાર કાર્યકારણભાવના નિયમનું ઉલ્લંઘન નથી માગતા, કારણોનાં કાય ઉત્પન્ન થાય એમ માગે છે, ઇશ્વરનો ન્યાય માગે છે. જે પ્રાર્થના ન કરે, પશ્ચાત્તાપ ન કરે અને અને સજા ન માગે તે અન્યાય માગે છે કે ન્યાયથી બચવા ધારે છે. આ રીતે પાપક્ષમાની એટલે પાપિતા દૂર થવાની પ્રાર્થના સંપૂર્ણ રીતે સફળ થાય છે.

એ રીતે સન્મતિપ્રેરણાની પ્રાર્થના પણ સફળ થાય છે. પ્રાર્થના કરનાર સન્મતિ માગે છે તેનો અર્થ એવો નથી કે ઇશ્વર કોઇને

દુર્મતિ આપે છે. ઇશ્વરે સર્વ મનુષ્યોમાં સદ્‌ભાવ મૂકેલા છે. પણ, સન્મતિ હોવા છતાં મનુષ્યમાં તે પ્રમાણે આચરણ કરવાનું બળ નથી હોતું, મનોવિકાર પ્રબળ થઇ મનુષ્યને અંધ કરે છે. ધર્મમૂર્તિ કલ્પેલા યુધિષ્ઠિરમાં પણ એક વખત સદાચરણબળ ખુટયું કહ્યું છે. સદાચરણનું જ્ઞાન થયા પછી તે પ્રમાણે વર્તવાને મનુષ્યને બહુ જબરો પ્રયત્ન કરવો પડે છે. સદ્‌ગુણ તે શું અને તે શા કામનો એટલું સમજાયા પછી માત્ર સદ્‌ગુણના જ્ઞાનથી સદ્‌ગુણી થઇ જવાતું નથી. તેથી મનોવિકારને વશ થતા મનુષ્યમાં પ્રાર્થનાથી સદાચરણનું બળ આવે છે. ઇશ્વરની સમીપ જઈ સન્મતિ માગ્યાથી, ઇશ્વરની 'સ્વ-ઇચ્છાબલ સુક્રિયાની પ્રપૂર્ણ શક્તિ' અનુભવ્યાથી ભક્તિરસમગ્ન હૃદયમાં, ઇશ્વિરબળને સાનન્દાશ્ચર્યથી ચિન્તવી રહેવા આત્મામાં સન્મતિ-પ્રેરણ સાથે સદાચરણબળ પ્રવેશ કરે છે. પશ્ચાત્તાપ પાછલાં પાપથી આત્માને મુક્ત કરી સબળ સન્મતિપ્રેરણ માટે યોગ્ય કરે છે. સદાચરણબળથી મનુષ્ય પોતાના પાપી સ્વભાવનો ત્યાગ કરી શકે છે. ભવસાગર તરવાને મનુષ્યનું પોતાનું બળ બસ નથી તેથી ઇશ્વર સમીપ ગયાથી, સદ્‌ગુણ અને સદાચરણના આદર્શ પ્રભુના દિવ્ય દર્શનથી, પોતાથી મહાસમર્થ બળવાન અને બળ આપનાર ઇશ્વર છે એ ભાવ જાગૃત કર્યાથી, ઇશ્વિર સાથે ભક્તિયોગ થયાથી સદાચરણબળવાળું અર્થાત્ સફળ સન્મતિપ્રેરણ થાય છે. બુદ્ધદેવે સદ્‌ગુણની ઉચ્ચ ભાવનાઓ દર્શાવી, પણ તે પ્રમાણે આચરણ કરવાનું બળ કયાંથી લાવવું તે ન બતાવ્યું તેથી બૌદ્ધ માર્ગમાં નિર્બળતા રહી. જ્ઞાનમાર્ગની એ ભૂલ છે કે જ્ઞાન થયું કે કૃતાર્થ થવાય એમ માનતાં મનુષ્યની ક્ષુદ્રશક્તિ વિચારમાં લેવાતી નથી. આ રીતે પાપક્ષમા જેમ ભૂતકાળનાં પાપ માટે છે તેમ એ પાપનું ભાન થયા પછી ફરીથી પાપ ન થાય અને સદાચરણથી ઇશ્વિરની કૃપાને યોગ્ય થવાય તે માટે ઘડી ઘડી સન્મતિપ્રેરણ જરૂરનું છે; અને તે માટેની પ્રાર્થના ઇશ્વિરનું આદર્શભૂત સ્વરૂપ અનુભવતાં સફળ થાય છે.

પ્રભુના દિવ્ય દર્શનની, તેના પ્રસાદની પ્રાર્થનાની જરૂર વિશે ભક્તને તો શંકા થતી જ નથી. ઈશ્વર સાથેનો પ્રેમમય સંબંધ એ અભિલાષ ઉત્પન્ન કરે છે. એ દિવ્ય દર્શન કોઇક વખત અનુભવ્યા પછી, પ્રસાર મેળવ્યા પછી તેની જરૂર સહજ સમજાય છે. ઈશ્વરનું દિવ્ય દર્શન અને ઈશ્વરનો પ્રેમપ્રસાદ એ જ સદાતન મોક્ષ. એ શ્રદ્ધા થઇ ત્યાં તે માટેની પ્રાર્થના સહજ ઉત્પન્ન થાય છે. તેની પ્રાર્થના કરવાથી તે શોધવાની જરૂર આત્મા અગાડી સદા પ્રત્યક્ષ રહે છે અને સર્વ કૃતિમાં તે અંત્ય હેતુ લક્ષમાં રહે છે. તેની પ્રાર્થના કરવાથી આત્મા તે માટે પ્રયાસ કરતો રહે છે, સંસારવ્યવહારમાં તે ઉદ્દેશની તેને વિસ્મૃતિ થતી અટકે છે. તેની પ્રાર્થના કરવાથી તે જેથી ન મળે એવા અનિષ્ટ આચરણથી આત્મા દૂર રહે છે અને ઈશ્વર સાથેનો સંબંધ સદા અનુભવતો રહે છે.

એ જ પ્રમાણે અનાવૃષ્ટિને સમયે વૃષ્ટિની પ્રાર્થના, વિપત્તિને સમયે દુઃખનિવારણની પ્રાર્થના ઇત્યાદિમાં ઈશ્વર પોતાના નિયમ ફેરવે કે કારણોમાંથી કાર્યની ઉત્પત્તિ થતી અટકાવે એવું માગવું નથી. મનુષ્યને ધીરજ રહે, ઈશ્વર ન્યાયકારી અને મંગલકારી છે એ તેને યાદ રહે અને ઈશ્વરપર દૃઢ વિશ્વાસ અચળ રહે એ જ આ સમયે પ્રાર્થનાનો હેતુ છે. 'ઐશ્વર્યનીતિઃ'પરના વિવેચનમાં અગાડી જણાવ્યું છે કે સંસારમાં અમુક વ્યક્તિ કે જનમંડળને પડતાં સુખ-દુઃખ ઈશ્વર તરફથી મળતાં ઈનામ કે સજા છે એ મત ભૂલભરેલો છે. ઈશ્વર માનવી નીતિયે વર્તી પક્ષપાત કરે છે કે વેર વાળે છે એવી પુરાણોની કલ્પના ઈશ્વરની મહાનિન્દા કરે છે. અનાવૃષ્ટિ વગેરે ઇતિયોનાં કારણ મનુષ્યથી જાણી શકાતાં નથી. તે ઈશ્વરના ક્રોધરૂપ છે એમ કહેવાથી ઈશ્વર થોડાના દોષ માટે બધાને સજા કરે છે એવી માનવી નીતિ ઈશ્વરને આરોપાય છે. આવા સમયે પ્રાર્થના કર્યાથી વિપત્તિ દૂર થાય છે એ ભક્તજનનું કહેવું નથી. શું કરવું

* સદરહુ લેખ અપૂર્ણ મળવાથી તે છાપવાનું બન્યું નથી.

ગ્ય છે, અને શું આપવું યોગ્ય છે તેની ઇશ્વરને કહેવાની જરૂર નથી. પણ, પ્રાર્થનાથી મનુષ્યને ભાન રહે છે કે યોગ્યાયોગ્ય નિર્ણય કરનાર ઈશ્વર છે અને મનુષ્યે તે નિર્ણય કરી ઈશ્વરને અન્યાય આરોપવો એ અઘટિત છે. સર્વનું કલ્યાણ ઇચ્છનાર અને કરનાર ઈશ્વર છે અને તે સાધવાના સર્વથી ઉત્તમ ઉપાય તે યોજે છે એ જાણ્યાથી તાત્કાલિક ફળ જોઈ મનુષ્ય ભ્રમમાં પડતો અટકે અને શ્રદ્ધાથી આશ્વાસન મેળવે એ આ સમયની પ્રાર્થનાનો ઉદ્દેશ છે. પ્રાર્થના વિના મનુષ્ય ભ્રમમાં પડે છે અને વ્યાકુળ થાય છે માટે પ્રાર્થનાની જરૂર છે.

આ સર્વથી સ્પષ્ટ સમજાશે કે પ્રાર્થના ઈશ્વરને માટે નથી પણ મનુષ્યને માટે છે. વખાણ કર્યાથી ઈશ્વર રાજી થશે, અને માગ્યાથી માગેલું આપશે અને તે વિના નહિ આપે એવી ઈશ્વરનિન્દા આસ્તિક ભક્ત કદી ઉચ્ચારશે નહિ. પ્રાર્થનાથી મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય સમજી, પોતાના ઉદ્દેશ સમજી તે માટે પ્રયાસ કરતો રહે છે માટે પ્રાર્થના મનુષ્યને માટે છે. ઈશ્વર સ્તુતિથી રાજી થાય અને પોતાના નિયમ ફેરવે એ પ્રાર્થનાનો હેતુ છે જ નહિ.

હવે પ્રાર્થના વિના શાથી ચાલે અથવા પ્રાર્થનાને બદલે શું જોઈએ તે વિશેના મત તપાસીએ. ભક્તિને બદલે એકલા જ્ઞાનથી ચાલે તે મત કેટલો ભૂલભરેલો છે, નિર્બળ મનુષ્ય જ્ઞાન પ્રમાણે આચરણ કરવાને અસહાય કેટલો અશક્ત છે તે વિશે ‘સદાચરણબળ’ના વિવેચનમાં વિસ્તારથી કહી ગયા છીએ. મનુષ્ય સદાચરણે ચાલે તો ભક્તિની શી જરૂર—એ પક્ષની ખામી પણ ઉપલા વિવેચનથી જણાશે. વળી, કોઈ મનુષ્ય સ્વબળથી સદાચરણે ચાલી શકે એમ હોય તો પણ સદાચરણમાં મનુષ્યનું કર્ત્તવ્ય સમાપ્ત થતું નથી. અગાડી બતાવી ગયા તે પ્રમાણે ઈશ્વરના અસ્તિત્વનું જ્ઞાન થયા પછી તેની સાથેનો અવશ્ય સંબંધ માત્ર સદાચરણથી પ્રાપ્ત થતો નથી, તેની સાથેના સંબંધમાં આત્માને મગ્ન કરવાને પ્રાર્થનાની જરૂર છે. ઈશ્વર

છે અને તેના ગુણ આવા છે એવા શુષ્ક તર્કમાત્રથી પર્યાપ્તિ થતી નથી, પણ, એ તર્ક સાથે ભાવસંચલન થવું જોઈએ અને તે ભાવસંચલનનું રૂપ પ્રાર્થના છે. ઈશ્વર છે એમ વિશ્વાસ થયા પછી તેના દિવ્ય દર્શનની આકાંક્ષા, તેના પ્રેમપ્રસાદનો અભિલાષ, તેની સમીપના મોક્ષની ઈચ્છા એ માત્ર સદાચરણથી સફલિત થતાં નથી. ઈશ્વરને પ્રિય કાર્ય કરવાની ઇચ્છા થતાં હૃદય પ્રેમની ઉર્મિથી ભક્તિરસમગ્ન થાય છે. એ રીતે જ્ઞાન, તર્ક અને સદાચરણ ઉપરાંત ભક્તિની આવશ્યક્તા છે.

પ્રાર્થનાને ઠેકાણે સુદર્શનકાર શું દાખલ કરે છે તે જોઇયે. પ્રથમ તો તે કહે છે, "પણ જ્યારે એમ જાણીએ કે પરમાત્મા તો કેવળ જ્ઞાન રૂપ છે, ને વસ્તુ માત્રમાં, જેને આપણે ખાલી જગા કહીયે છીયે તે સુદ્ધાંતમાં પણ ભરપૂર રહેલો છે, ત્યારે તે આત્માને સમજી અનુભવવામાંજ બધાં કર્મ, બધી પ્રાર્થના, બધાં જપ, સ્નાન સંધ્યા, સર્વનો સમાસ થઈ જાય છે. પણ એમ સમજ્યા પછી જે જે કામ થાય છે તેનો હેતુ સ્તુતિ કરવાનો નથી હોતો...પણ આત્મા જે જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય છે, તેવા જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય, થવા પ્રયત્ન કરવો એવો હોય છે." સદાચરણબળ વિશેના વિવેચન પરથી જણાશે કે પરમાત્મા કેવળ જ્ઞાન રૂપ છે એ મત ભૂલભરેલો છે. પરમાત્મા સદાચરણની પરિપૂર્ણ મૂર્તિ છે અને સદાચરણમાં જાણનાર ઉપરાંત વર્ત્તનાર અને વર્ત્તાવનાર હોય છે. સદાચરણના નિયમો ઈચ્છાથી થાય છે. ઇચ્છા વિના આચરણ હોઈ શકતું નથી, અને ઈચ્છા કરનાર તે પુરૂષ હોય છે. તેથી સદાચરણ મૂર્તિ ઈશ્વર કેવળ જ્ઞાન રૂપ નહિ પણ તે સાથે પુરૂષ છે. માટે આપણે ઈશ્વરને Personal God પુરૂષોત્તમ કહીએ છીએ. પુરૂષના બળ વિના માત્ર જ્ઞાનમાંથી આચરણ પ્રભવતું નથી. વસ્તુ માત્રમાં એક જ પરમાત્મા 'ભરપૂર રહેલો' હોય, તે વિના બીજું કોઈ હોય નહિ ત્યારે તેને સમજી અનુભવનાર કોણ તે સમજાતું

નથી. માયા કે અજ્ઞાનથી તે પોતાને સમજતો ન હોય એમ હોય તો તે સમસ્તં બ્રહ્મ માટે હોઈ શકે. તેનો એક ભાગ-એક મનુષ્ય પોતાને સમજી અનુભવતો હોય, જ્ઞાની હોય, એક પોતાને સમજી અનુભવતો ન હોય, અજ્ઞાની હોય, એમ બની શકે નહિ કેમકે એ મત પ્રમાણે જ એ બ્રહ્મનો ભાગ નથી. કેટલાક મનુષ્ય જ્ઞાની, કેટલાક અજ્ઞાની, કેટલાક મોહમુક્ત, કેટલાક મોહમગ્ન હોય છે તે વાસ્તવિક વાત છે અને તે વાત જ વસ્તુ માત્રમાં એક જ પરમાત્મા ભરપૂર રહેલો છે, સર્વ બ્રહ્મમય છે એ મતની વિરૂદ્ધ છે. વળી, સર્વ વિશ્વ "જ્ઞાનમય...નિત્ય" બ્રહ્મ "છે" એમ હોય તો પછી કોઇને તે "થવા પ્રયત્ન કરવા"નું ક્યાં રહ્યું? હોય તેને થવું શા સારૂ પડે? સુદર્શનકાર પ્રાર્થના કરવાને બદલે મનની વૃત્તિ સ્થિર કરી તેનો અત્યંત અટકાવ કરવાનું કહે છે. ઈશ્વરની પ્રાર્થના કરવાને બદલે પોતાને ઈશ્વર માની પોતામાં તલ્લીન થવું, "સ્થિર વૃત્તિને આત્મા ઉપર દઢ કરવી," "વૃત્તિ હમ્મેશ માટે આત્મામાંજ મરી જાય" એમ કરવું તેને સુદર્શનકાર 'એકરસ મોક્ષ'નું સાધન કહે છે. એ મત પ્રમાણે વૃત્તિની ઉત્પત્તિ આ પ્રમાણે થઈ છેઃ- જડ અને ચેતનના સંબંધથી અંતઃકરણ પેદા થાય છે, એ અંતઃકરણનો એક વિભાગ મન છે. એ "મનનું વસ્તુ પદાર્થ વિચાર આદિકમાં ફેલાવું તેને વૃત્તિ કહે છે."-વસ્તુ માત્રમાં 'પરમાત્મા ભરપૂર રહેલો' છે એમ હોય તો જડના વાસ્તવિક અસ્તિત્વ માટે અવકાશ રહે નહિ, જડ વાસ્તવિક રીતે હોય નહિ. ત્યારે સત્ય ચેતન અને અસત્ય જડ એ બેનો સંબંધ કેમ થાય અને તેમાંથી ત્રીજું અંતઃકરણ કેમ પેદા થાય? જડ હોય નહિ તો પછી તે ચેતન સાથે સંબંધમાં કેમ આવે? વૃત્તિની ઉત્પત્તિ પ્રસ્તુત વિષય નથી માટે અહીં તેમાં ઉંડા ઉતરવાની જરૂર નથી. મનની વૃત્તિયોપર અંકુશ રાખવાની આવશ્યક્તા સર્વમાન્ય છે. ઈશ્વર તરફ ચિત્ત વાળવામાં તેની જરૂર છે. મનની વૃત્તિપર અંકુશ મેળવવામાં ભક્તને ઈશ્વર તરફથી સદા-

ચરણ બળ મળે છે. પણ, તેને બદલે વૃત્તિને આત્માપર દઢ કરવી, પોતાને ઇશ્વર માનવો એ વૃત્તિની સ્થિરતાનો હેતુ અને અર્થ હોય તો તે સફળ કેમ થઇ શકે? મનુષ્ય પોતાના બળથી સંપૂર્ણ સદાચરણ બળ સંપાદન કરી શકતો નથી. મનુષ્યનો આદર્શ મનુષ્ય પોતે જ હોય તો ઉપયોગિતા સિવાય સદાચરણનું પ્રયોજન રહેતું નથી. સદાચરણનો આદર્શ ઇશ્વર છે એ વિશ્વાસથી જ સદાચરણ જાતે જ ઉપયોગિતા વિચાર્યાં વિના આવશ્યક જણાય છે.

આ વિષયને અંતે સુદર્શનકાર એક વિચિત્ર મત દર્શિત કરે છે. "પ્રાર્થના કે તેવાંજ જપ હોમ વગેરેથી લોકો ધારેલાં કામ કરવા ઇચ્છે છે...એમાં એ કદાપિ ફળ મળતું હોય તો, તે પ્રાર્થના કે જપ હોમથી રાજી થઇને કોઈ આપતું નથી પણ પોતાની વૃત્તિજ અતિ બળવતી થઇને ફળને ખેંચી લાવે છે." પ્રાર્થના સમાજસ્થ ભક્તજન આવી સકામ પ્રાર્થના નથી કરતા તેથી પોતાની પ્રાર્થના માટે તેમનું આમ કહેવું નથી. સાધારણ હિંદુ ધર્મમાં જપ હોમનું મહત્ત્વ મનાયલું છે અને તે શ્રદ્ધાવાળાને નાખુશ નહિ કરવા સુદર્શનકાર પ્રાર્થના અને તેવાંજ જપ હોમની સફળતા કંઈક કબુલ રાખે છે અને તેમાં "સિદ્ધ નિયમના અંકોડા ઢીલા થાય" એમ ધારતા નથી. પણ "વૃત્તિ પોતેજ બળવતી થઇ ફળ ખેંચી લાવે" એ તો બહુ જ વિચિત્ર છે. સુદર્શનકારની પોતાની જ વ્યાખ્યા પ્રમાણે વૃત્તિ તે મનની એક સ્થિતિનું નામ છે. તે મનના પર અસર કરી શકે પણ બીજા પદાર્થોપર અસર શી રીતે કરી શકે? વૃત્તિ અમુક ધનસંચયને એક સ્થળેથી બીજે સ્થળે શી રીતે ખસેડી શકે, અમુક સ્થળમાં અગ્નિ કે જળ શી રીતે ઉત્પન્ન કરી શકે? જ્યાં પોતે નથી ત્યાં અસર કે ફેરફાર શી રીતે કરી શકે? અમુક મનની સ્થિતિ મન વિનાના પદાર્થોને શારીરિક સ્પર્શ વિના હલાવી કેમ શકે? અને મનનો આશય નહિ જાણનાર પ્રાણિયોને પોતાની ઇચ્છાનુસાર વર્ત્તાવી કેમ શકે? મન પોતાની શક્તિમાં હોય તેટલું કરી શકે પણ જ્યાં

તેની ગતિ નથી, જે તેની ઇચ્છા જાણી કે પાળી શકતું નથી ત્યાં તે પર તેની વૃત્તિ સ્વબળથી સફળ થઇ શકતી નથી.

ઉપલા વિવેચનથી પ્રાર્થનાનો અર્થ અને ઉદ્દેશ સમજાશે. ઇશ્વર પ્રતિ એ જ પ્રાર્થના છે કે આ સર્વ મહાન ઉદ્દેશ લક્ષમાં રાખી તારી ભક્તિ નિરંતર કરીયે, સ્વધર્મ જાણી તારી સમીપ આવીયે અને તને પ્રિય કાર્ય કરવા તારી સહાયતા માગીયે એવી અમને સન્મતિ આપ. તથાસ્તુ.

## બ્રાહ્મ ધર્મ અને ક્રિશ્ચિઆનિટી.*

બ્રાહ્મ ધર્મ અને ક્રિશ્ચિઆનિટી વચ્ચે કેવો મૂલગત ભેદ છે તે અમે અનેકવાર બતાવી ગયા છીએ. ગયા અકટોમ્બરના અંકમાં સુદર્શનકારે એવો મિથ્યા આરોપ કર્યો હતો કે "ક્રિશ્ચિઆનિટી નું સહજમાં ગળે ઉતરે એવું રૂપાન્તર પ્રાર્થના સમાજ" છે. તે ઉપરથી અમે તે બે ધર્મનાં સ્વરૂપની મોટી ભિન્નતા સ્પષ્ટતાથી જણાવી હતી. અમે બતાવ્યું હતું હતું કે "ઇશ્વરનું ત્રિધા અને તે છતાં એકાત્મ સ્વરૂપ છે, મનુષ્ય ઇશ્વરના આકારમાં છે, ઇશ્વરનો પુત્ર અવતાર લે અને મોક્ષ માટે તે મધ્યસ્થ હોઇ સાધન છે, સૃષ્ટિની ઉત્પત્તિ અમુક ક્રમમાં થઈ, મનુષ્યની ઉત્પત્તિ અમુક યુગ્મદ્વારા થઇ, ઇશ્વર પ્રેરિત સ્થાને સ્થાને અને કાલે કાલે પેગમ્બર થાય છે, અમુક કાલે સર્વ મૃત દેહ કબરોમાંથી ઉઠશે અને ત્યારેજ તેમનો ન્યાય થશે, ઇશ્વરને અમુક મનુષ્ય વર્ગ પ્રીતિપાત્ર અને અમુક અપ્રીતિપાત્ર છે, સૃષ્ટિમાં સૃષ્ટિ ક્રમ વિરુદ્ધ ચમત્કાર થાય છે, ઇશ્વરની સદ્ધર્મ મૂર્તિ વિરુદ્ધ એક દુરાચાર મૂર્તિ વર્ગ

* 'જ્ઞાનસુધા' પખવાડિક પત્રના તા. ૧૫-૯-૧૮૯૧ અને તા. ૧-૧૦ ૧૮૯૧ના અંકોમાં છપાયલો.

છે અને તે વર્ગને ઈશ્વર સાથે વિગ્રહ ચાલે છે; આ અને આવા આવા ક્રિશ્ચિઆનિટીના મત પ્રાર્થના સમાજને અમાન્ય છે એટલુંજ નહિ પણ તે સમાજ એમ દૃઢ વિશ્વાસથી માને છે કે એ મત ગ્રહણ કરાય તો ઈશ્વરના અદ્વિતીયત્વ, સર્વ શકિતમત્વ, નિરાકારત્વ, ન્યાયમયત્વ વગેરેમાં મોટી ખામી આવે. ઈશ્વરનું અદ્વિતીયત્વ તે નિરાકારત્વ એ પ્રાર્થના સમાજ મતન મૂલાધારભૂત સિદ્ધાંત છે માટે તે મતમાં અને ક્રિશ્ચિઆનિટીમાં મૂલગત ભેદ છે." આ જોઈએ તેવું સ્પષ્ટ છે. મનુષ્યની આકૃતિ ઈશ્વરને મળતી છે. (Image of his Maker) તેમ હોય તો ઈશ્વર નિરાકાર કહેવાય નહિ, પણ પ્રાર્થના સમાજ તો ઇશ્વરને નિરાકાર માને છે માટે મૂલ સિદ્ધાંતમાં ભિન્નતા છે. ઈશ્વર 'નથી ધરતા અવતાર' એ પણ પ્રાર્થના સમાજનો સિદ્ધાંત છે અને ક્રિશ્ચિઆનિટી ઈસુ ખ્રિસ્તને ઈશ્વરનો અવતાર માને છે. ઇશ્વરનું પિતા, પુત્ર અને પવિત્રાત્મા એવું ત્રિધા સ્વરૂપ છે અને તેની પાસે જવા મધ્યસ્થની જરૂર છે તે મત ઈશ્વર એક જ અદ્વિતીય છે અને તે જ પૂજ્ય છે તે પ્રાર્થના સમાજના મતથી કેવળ વિરૂદ્ધ છે. સૃષ્ટિમાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ચમત્કાર ( miracles ) થાય છે એ ક્રિશ્ચિઆનિટીનો એક મુખ્ય મત છે અને તે પર ઇસુ ખ્રિસ્તના ઐશ્વરી પદવીનો આધાર મનાય છે પણ એ મત પ્રાર્થના સમાજને સર્વથા અમાન્ય છે. બાઇબલ ઈશ્વરદત્ત ધર્મશાસ્ત્ર છે અને ઈશ્વરે તેમાંજ સત્યનું પ્રકાશન (Revelation) છે એ ક્રિશ્ચિઆનિટીનો પ્રથમ અને મુખ્ય સિદ્ધાંત છે. એ (Revelation) ના સ્વીકાર વિના ક્રિશ્ચિઆનિટીનો સ્વીકાર કદાપિ થઇ શકે નહિ, પણ પ્રાર્થના સમાજને તો બાઇબલનું કે અલ કોરાનનું કે વેદનું કે કોઇ ગ્રંથનું કે પેગંબરનું Revelation માન્ય છેજ નહિ. "નથી ઈશ્વરકૃત કોઇ શાસ્ત્રગ્રંથ, સાર ગ્રહણ એજ સત્ય ધર્મ પંથ" એ પ્રાર્થના સમાજનો આવશ્યક સિદ્ધાંત છે. આ રીતે પ્રાથના સમાજ મતમાં અને ક્રિશ્ચિઆનિટીમાં બહુજ ભિન્નતા છે.

એ બે મતના ધર્મ સિદ્ધાંતોમાં જ તફાવત છે, આધારભૂત પ્રધાન મતતત્વોમાં મહા અંતર છે. આ સર્વ અમે અનેકવાર સ્પષ્ટતાથી બતાવ્યા છતાં એ બે મતમાં ઉપર બતાવેલા ભેદ ઉપર ઉપરના છે એમ કહી પોતાના મનને સુદર્શનકારે સંતુષ્ટ કર્યું હતું. પણ પોતાની નબળાઇ તેમને ખટકયા કરતી હોય એમ જણાય છે. કેમકે સુદર્શનના આ માસના અંકમાં એ મિથ્યા આરોપ ફરી પ્રગટ કર્યો છે. અમે આટલી સ્પષ્ટતાથી વસ્તુસ્થિતિ સમજાવ્યા પછી થતા આ નિબંધને દુરાગ્રહજ કહેવો પડે છે. તો પણ આ વખતના આરોપમાં નબળાઇની અસર જણાઈ આવે છે. તેનું પહેલું ચિહ્ન નિંદાવર્ષણ છે, બીજું ચિહ્ન એ છે કે " ક્રિશ્ચિઆનિટીનું સહજમાં ગળે ઉતરે તેવું રૂપાંતર પ્રાર્થના સમાજ " એ કોટીમાંથી ખસી જઈ " પ્રાર્થના સમાજને અને ક્રિશ્ચિઆનિટીને કાંઈ મળતાપણું છે " એવી વધારે સલામતીભરેલી અને ગમે તેમ સરકી જવાનું બની શકે એવી કોટીમાં આ વખત આશ્રય કર્યો છે. રૂપાન્તર અને કાંઇ મળતાપણું એ બેમાં કેટલો બધો ફેર છે એ ખુલાસો કરી બતાવવું પડે એમ નથી. " કાંઈ મળતાપણું " કયા બે ધર્મ વચ્ચે નથી એ શોધી કહાડવાનું સુદર્શનકારને સોંપીશું તો બસ છે. સૃષ્ટિમાં ચમત્કાર, ઈશ્વરના અવતાર, ઈશ્વર વિરુદ્ધ વિગ્રહ કરનાર રાક્ષસ વર્ગ વગેરે ક્રિશ્ચિઆનિટીની કલ્પનાઓ આ દેશના પુરાણોમાં પણ કરેલી છે. માટે ક્રિશ્ચિઆનિટીને અને હિંદુ ધર્મને કાંઈ મળતાપણું છે, યજ્ઞની બાબતમાં વેદધર્મને અને ડ્રુઇડીઝમને "કાંઈ મળતાપણું છે." અગ્નિ પૂજામાં ઝરતોસ્ત ધર્મને અને વેદ ધર્મને "કાંઇ મળતાપણું છે." "કાંઇ મળતાપણું છે," એમ કહ્યાથી શું વિશેષાધાન થાય છે તે સ્પષ્ટ કર્યા વિના તેટલી અનિશ્ચિત ઉક્તિ નિરર્થક અને નિરૂપયોગી છે. વળી તે " કાંઇ મળતાપણું " શી રીતે છે તે બતાવવાને બદલે પ્રાર્થના સમાજ મતના અગ્રણી દા. ભાંડારકરનું પણ તેમ કહેવું છે એટલામાં સુદર્શનકારે બધી દલીલોનો સમાવેશ કરી દીધો છે. પણ દા.

ભાંડારકર શું કહે છે તે જોઇએ. "બ્રાહ્મધર્મ માર્ગ કેટલેક અંશે દેશમાં સંસ્કૃત વિદ્યાનું પુનરૂજ્જીવન થયું તેનું અને કેટલેક અંશે ક્રિશ્ચિઆનિટીના હિંદુ ધર્મ સાથેના સંસર્ગનું પરિણામ (વચ્ચે રસ્તો નહિ) છે. સામસામા આવી રહેલા બે ધર્મ વચ્ચે સમાધાન કરવાનો એ પ્રયત્ન હતો." પ્રથમ તો Resultant શબ્દનો અર્થ વચ્ચેનો રસ્તો નથી, બે બળની સાથે પ્રવૃત્તિથી નિપજતું પરિણામ એ અર્થ છે. Compromise (સમાધાની) શબ્દ વાપર્યાથી એ આ થાય છે કે હિંદુ ધર્મ માનનારા સન્મુખ ક્રિશ્ચિઆનિટી આવી ત્યારે તે બંને ધર્મની વિશેષતા અને વિચિત્રતાથી ચકિત થઇ ચિત્તે સત્ય નિર્ણયનો માર્ગ (સારાસાર પરીક્ષા) શોધ્યો. અમારૂં આ કહેવું અમારૂં નવું જોડી કહાડેલું નથી. તે દા. ભાંડારકરનાં જ વચનથી બતાવીશું. કેટલાંક વર્ષપર પુના પ્રાર્થના સમાજમાં તેમણે ભાષણ કર્યું હતું કે,

"The prevailing Hindu religion is a religion in which we find various shades of belief and modes of action confused together. We cannot say it is not monotheism, we cannot say it is not polytheism or even fetishism. It is neither simply a religion of external observances, nor is it a religion enjoining purity of heart only. We are dissatisfied with this state of things and have been seeking a more consistent and rational system of religious faith and action. A foreign religion has for some time been knocking at our door and claiming admission. If we have deliberately refused to admit it, we must give our reasons......And the first thing I wish to say...... is that our religious basis is that supplied to us by the critical method."

"ચાલતો હિંદુ ધર્મ એવો ધર્મ છે કે તેમાં જાતજાતના વિચાર માર્ગ અને આચાર પદ્ધતિનો એકઠો ગુંચવાડો થએલો છે. તે એકેશ્વરવાદ નથી એમ કહી શકીએ નહિ. તે અનેક દેવવાદ નથી એમ કહી શકીએ નહિ તેમ પદાર્થોની દિવ્ય શક્તિ તરીકે પૂજાનો માર્ગ છે એમ પણ કહી શકીએ નહિ. તે માત્ર બ્રાહ્ય આચરણનો ધર્મ નથી તેમ માત્ર હૃદયની પવિત્રતાનું વિધાન તેમાં છે તેમ નથી.

"આવી વસ્તુ સ્થિતિથી આપણે અસંતુષ્ટ થયા છીએ, અને ધાર્મિક મત ને આચારની વિરોધરહિત અને યુક્તિસર પદ્ધતિ શોધીએ છીએ. એક વિદેશીય ધર્મ (ક્રિશ્ચિયાનિટી) કેટલાક વખતથી આપણાં દ્વાર ખખડાવે છે અને પ્રવેશ કરવા માગે છે. આપણે સંપૂર્ણ વિચાર કરી તેને દાખલ કરવાની ના પાડી છે તો તે માટેનાં કારણ આપણે જણાવવાં જોઈએ અને હું પ્રથમ એ કહેવા માગું છું કે ...આપણા ધર્મનો પાયો સારાસાર પરીક્ષાપર છે." અમે વિશિષ્ટ કર્યાં છે તે શબ્દોથી જણાશે કે બ્રાહ્મ ધર્મે ક્રિશ્ચિયાનિટીનો બુદ્ધિપૂર્વક અસ્વીકાર કર્યો છે એમ દા. ભાંડારકર સ્પષ્ટ કહે છે. હાલના વિરોધમય, એકરૂપતા વિનાના, ઉન્નતિહીન અને અંધકારમાં ડુબેલા હિંદુ ધર્મથી ધર્માભિલાષ તૃપ્ત ન થાય, તેવે વખતે વધારે ઉચ્ચ પદ્ધતિનો અને સદાચરણાદિની કેટલીક ઉન્નત ભાવનાવાળો ખ્રિસ્તી ધર્મ સન્મુખ આવે પણ તેના મુખ્ય સિદ્ધાન્ત માન્ય કરી શકાય તેવા ન હોય, અને સંસ્કૃત ભાષાના અભ્યાસથી ઉપનિષદાદિનો ઉન્નત માર્ગ હાલના અધમ સંપ્રદાયથી જુદો જ જણાય ત્યારે ચિત્ત સારાસાર પરીક્ષા કરી વિશુદ્ધ, યુક્તિસર અને ઉત્તમ ભક્તિપર માર્ગ ગ્રહણ કરે એ દા. ભાંડારકરનો આશય છે. ક્રિશ્ચિયાનિટીનું 'રૂપાન્તર' બ્રાહ્મધર્મ છે એમ કહેવું છે જ નહિ. બૌદ્ધ માર્ગની અને ખ્રિસ્ત ધર્મની ઉન્નત સુનીતિભાવના બ્રાહ્મ ધર્મને માન્ય છે તેથી 'કાંઈ મળતાપણું' તો એ બે ધર્મ સાથે છે જ. બ્રાહ્મ ધર્મ અને ક્રિશ્ચિયાનિટીની આ ભિન્નતા રાજા રામમોહનરાયના વખતથી જ સ્પષ્ટ થયલી

છે. એ મહા પુરૂષે હિંદુ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તે પ્રમાણે આરબી ભાષામાં કોરાનનો અને હિબ્રુ અને ગ્રીક ભાષામાં બાઇબલના "ઓલ્ડ" અને "ન્યુ" "ટેસ્ટમેન્ટ"નો અભ્યાસ કર્યો હતો.ઇસુખ્રિસ્તની આજ્ઞાઓ વાંચી તે પ્રસન્ન થયા હતા અને 'સુખ અને શાંતિ આપનારી ઇસુની આજ્ઞાઓ' નામે પુસ્તક તેમણે પ્રગટ કર્યું છે. પણ તે પુસ્તકમાં તેમણે ઇસુને માત્ર ધર્મોપદેશક કહ્યો હતો પણ તેનું દિવ્ય સ્વરૂપ નાકબુલ કર્યું હતું. આથી ડા. માર્શમેન સાથે તેમને લાંબો વિવાદ ચાલ્યો હતો. રામમોહનરાયે 'પાદરી અને તેના શિષ્ય' નામે પુસ્તક પ્રગટ કર્યું તેથી અને ક્રિશ્ચિયાનિટી વિરૂદ્ધ બીજા લખાણોથી તેમને મી. ટીટલર, મી. એડમ વગેરે પાદરીઓ સાથે વિવાદ ચાલ્યો હતો. તેમના આ સર્વ લખાણોથી, તેમણે કરેલા બ્રાહ્મ સમાજના 'ટ્રસ્ટ ડીડ'થી અને તેમનાં નોંધાયલાં વચનોથી સ્પષ્ટ જ જણાશે કે રામમોહનરાયને ઈસુની સુનીતિની આજ્ઞાઓ માન્ય હતી, પણ, ઇસુખ્રિસ્તનું દિવ્ય સ્વરૂપ, તેની માધ્યસ્થિ અને તેના બીજા મત—અર્થાત્ ક્રિશ્ચિયાનિટી તરીકે ઓળખાતા ધર્મનો તેમણે સ્પષ્ટ અસ્વીકાર કર્યો હતો. 'ટ્રીનીટેરીઆનિઝમ' (ત્રિમૂર્તિવાદ) ચાલતા હિંદુ ધર્મની અનેક દેવપૂજા જેવી મૂર્તિપૂજા છે એ તેમણે ઘણી સ્પષ્ટતાથી બતાવ્યું હતું. આ રીતે બ્રાહ્મ માર્ગનો આરંભ ક્રિશ્ચિયાનિટીના ખુલ્લા અસ્વીકાર સાથે થયો છે. કેશવચન્દ્રસેને ઉત્તર કાલમાં ક્રિશ્ચિયાનિટીનો વિચિત્રતાથી કેટલેક અંશે સ્વીકાર કર્યો તે વખતે બ્રાહ્મ વર્ગે સ્પષ્ટ જણાવ્યું હતું કે એ સ્વીકાર સર્વથા અમાન્ય છે. કલકત્તા, મુંબાઈ, મદ્રાસ વગેરે સ્થળોની સમાજો તરફથી પ્રસિદ્ધ થતાં પત્રો અને પુસ્તકોમાં પણ બ્રાહ્મ ધર્મ અને ક્રિશ્ચિયાનિટીનો મતભેદ અનેકવાર બતાવ્યો છે. તેમાંનાં થોડાં ઉદાહરણો અહીં આપીશું. 'ધર્મ શિક્ષા અથવા બ્રાહ્મ ધર્મનાં મૂળતત્ત્વ' એ નામે પુસ્તક કલકત્તાની બ્રાહ્મ સમાજે પ્રગટ કર્યું છે તેમાં લખ્યું છે કે, "પરમેશ્વરે પ્રત્યેક મનુષ્યના અંતરમાં ધમની સ્થાપના કરી છે...જે કોઈ એમ કહે છે કે ઇશ્વરે

આપણને ધર્મ એક પુસ્તકમાં લખી આપ્યો છે તે મોટી ચૂક કરે છે એમ સમજવું. એ ઈશ્વરને કેવળ નિર્દય અને અજ્ઞ કહેવા સરખું છે. પૃથ્વીની સપાટીપર અદ્યાપિ એવા કેટલાક લોક છે કે જેમને કંઈ પણ વર્ણજ્ઞાન નથી, અને કેટલાકને તે પુસ્તકના નામની પણ માહિતી નથી. શું ઈશ્વરે તેવા લોકને ધર્મલાભ કરવાનો અધિકાર નથી આપ્યો?" મુંબઈ પ્રાર્થના સમાજે પ્રગટ કરેલા 'આદિશાસ્ત્ર અને ઈશ્વર જ્ઞાન' નામે પુસ્તકમાં કહ્યું છે, "જેમ હિંદુ લોક વેદને પોતાનું આદિ ધર્મશાસ્ત્ર સમજી રામકૃષ્ણાદિ ઈશ્વરી અવતાર માને છે; ખ્રીસ્તી લોક બાયબલ એ ઈશ્વરદત્ત ધર્મશાસ્ત્ર છે અને તેમાં વર્ણવેલો ઇશુ એ ઇશ્વરનો અવતારી પુત્ર છે એમ માની તેના જ ઉપર વિશ્વાસ રાખ્યા સિવાય મનુષ્ય માત્રનું તારણ થવાનું નથી એમ પ્રતિપાદન કરે છે; મુસલમાન લોક કુરાનને અને મહમદને માન આપે છે; એ પ્રમાણે બીજા ધર્મના લોકોના એવા જ મત છે; પરંતુ આપણે બ્રાહ્મ લોક અમુક મનુષ્ય પૂર્ણ ઇશ્વરી અવતાર મુખ્ય ગુરૂ કિંવા ઉપદેષ્ટા અને અમુક એક પુસ્તક ઈશ્વરીદત્ત ધર્મગ્રંથ છે એમ સમજી તેના જ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી રહેતા નથી. ઈશ્વરને માત્ર એક આદિગુરૂ સમજી તેને જ માન આપીએ છીએ અને તેની જ પાસેથી ધર્મજ્ઞાનની પ્રાપ્તિ કરી લઇએ છીએ. તે જ આપણામાં ધર્મના મૂળ સત્યનું પ્રેરણ કરે છે." "મધ્યસ્થ નકો" (મધ્યસ્થ નથી જોઈતા) એ નામે મુંબઈ સમાજ તરફથી વ્હેંચાતા મરાઠી પુસ્તકમાં જણાવ્યું છે કે "ઇશ્વરે આપણને સાધારણ વિવેક શક્તિ આપી છે તેનો ઉપયોગ કરી જોતાં સ્પષ્ટ માલમ પડે છે કે, મનુષ્યને પરમેશ્વરના રાજ્યમાં જવા સારૂ, તેની પાસે પોતાના અપરાધની ક્ષમા માગવા સારૂ અને તેની પાસેથી ઐશ્વર્યની પ્રાપ્તિ કરવા સારૂ મધ્યસ્થની જરૂર લાગતી નથી. જ્યાં રાજ્ય કપટી છે. જ્યાં આપસ્વાર્થી રાજા અને અમલદાર લોકો પાસે પોતાને મોટું માન અપાવે છે અને લોકો પાસેથી દ્રવ્ય મેળવી એશઆરામ ભોગવે છે એવું જ્યાં માલમ

પડે છે તેવા રાજ્યમાં મધ્યસ્થ જોઈએ. અને ત્યાં એક મધ્યસ્થથી બસ થતું નથી. પ્રત્યેક દરજ્જાના પ્રત્યેક અમલદારને (એટલે સાધારણ સિપાઈથી તે ઠેઠ રાજા સુધી) તેના દરજ્જા પ્રમાણે મધ્યસ્થ જોઈએ છે." ડા. ભાંડારકર પણ પુના પ્રાર્થના સમાજમાં આપેલા ઉપર જણાવેલા ભાષણમાં કહે છે, "My answer to the second class of persons spoken of before (i. e. Christians) who have placed before us a religion which, they say, was alone revealed by God in all its parts at a certain period in the history of man, and who call upon us to accept it on that ground also rests similarly on the basis supplied to us by the critical method. Christianity is not the only religion professed by man; Hinduism, Buddhism, Mahomedanism and a variety of other religions have flourished in the world and are flourishing...What are the special claims of one of these religions to be considered as the only revelation ?......All have been revealed by God but man from the very weakness of his apprehension has mixed a great deal of falsehood with the truth communicated to him by his Father. It certainly is not consistent with our ideas of God's love for man to think him to have communicated that truth which it is so important for men to know only at a late period in the history of the world and only to a certain people." ("ઉપર કહેલા બીજા વર્ગના લોક (ક્રિશ્ચનો) જેઓ આપણી

સમક્ષ તેમણે મૂકેલા ધર્મ માટે કહે છે કે માત્ર આ જ ધર્મ મનુષ્યના ઇતિહાસમાં એક સમયે ઇશ્વરે સકલ ભાગ સહિત પ્રકાશિત કર્યો અને તે કારણથી એ ધર્મ સ્વીકારો. તેમને આપવાનો મારો ઉત્તર પણ એ પ્રમાણે સારાસાર પરીક્ષાની પદ્ધતિથી મળતા આધારને આશ્રયે છે. ક્રિશ્ચિયાનિટી સિવાય બીજા ધર્મ પણ મનુષ્યો માને છે. હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, મુસલમાન ધર્મ અને બીજા ઘણા ધર્મ દુનિયામાં જામી ગયા છે અને જામ્યા છે. આમાંનો એક ધર્મ તે જ એકમાત્ર ઇશ્વિર પ્રકાશિત ધર્મ એમ ગણવા માટે તેમાં શી વિશેષતા છે?...બધા ઇશ્વિરે પ્રકાશિત કર્યા છે. પણ મનુષ્યે પોતાની ગ્રહણ શકિતની જ દુર્બલતાને લીધે પોતાના પિતાએ નિવેદન કરેલા સત્ય સાથે ઘણું અસત્ય ભેળી દીધું છે. જે સત્યજ્ઞાન મનુષ્યોને આટલું બધું જરૂરનું છે તે સૃષ્ટિના ઇતિહાસમાં કેટલોક કાળ ગયા પછી અને એક અમુક પ્રજાને જ ઇશ્વિરે નિવેદન કર્યું એમ માનવું તે ઇશ્વિરને મનુષ્યજાતિ પર પ્રેમ છે એ વિચારથી વિરુદ્ધ છે)." આ સર્વ ઉપરથી જણાશે કે બ્રાહ્મ ધર્મ અને ક્રિશ્ચિયાનિટીનાં મૂળતત્વોમાં બહુ તફાવત છે એ વાત કંઈ અમે તકરાર ખાતર નવી કહાડેલી નથી અને તે માટે અમે 'કલ્પના માત્રથી દલીલો રચી' નથી, પણ સમસ્ત બ્રાહ્મ વર્ગનો એ મત છે. અને તે તેમણે અનેક વેળા પ્રસિદ્ધ કર્યો છે. ક્રિશ્ચિયાનિટીની સુનીતિ શિક્ષાઓને બ્રાહ્મ ધર્મ માન્ય ગણે છે. તે ધર્મનો મત એ છે કે **सर्वतः सारमादद्यात्** ઇશ્વિરે આપેલી વિવેક બુદ્ધિવડે સર્વ ઠેકાણેથી, સર્વ શાસ્ત્રોમાંથી, સર્વ ધર્મમાંથી સાર લેવો. ખ્રિસ્ત ધર્મ કે મુસલમાન ધર્મમાં કંઈ સુતત્ત્વ હોય તો મિથ્યા સ્વદેશાભિમાનથી તે ના કબુલ કરવું કે સ્વીકારવું નહિ એવો બ્રાહ્મ ધર્મનો દુરાગ્રહ નથી. તેથી ક્રિશ્ચિયાનિટીના નામથી મલિનતા આવી જાય છે કે તેના કે બીજા કોઇ ધર્મના ગ્રાહ્ય અંશનો અંગીકાર કર્યાથી દૂષણ લાગી જાય છે એમ બ્રાહ્મ વર્ગનું કહેવું નથી. જ્યાં તેવો અંગીકાર તે કરે છે ત્યાં તે પ્રસિદ્ધ

કરે છે. પણ જ્યાં વાસ્તવિક ભેદ છે એમ સ્પષ્ટ બતાવવામાં આવે છે ત્યાં તે નહિ જોતાં તે ભેદ નથી એમ કહી અંધ દુરાગ્રહ પકડી રહેનારનો શો ઉદ્દેશ છે તે સમજાતું નથી.

આ વિષયમાં સુદર્શનકાર પ્રાર્થના સમાજસ્થ વર્ગ પર એવો આરોપ કરે છે કે બ્રાહ્મ ધર્મ ક્રિશ્વન ધર્મથી જુદો છે એમ તેઓ માત્ર કલ્પિત દેશાભિમાનથી કહે છે. જે સર્વ ઠેકાણેથી સાર ગ્રહણ કરે છે, અને તે વાત કબુલ કરે છે તથા પોતાના દેશના આચાર વિચારમાં જ્યાં અયોગ્યતા હોય ત્યાં તે સ્પષ્ટ બતાવે છે તેની વૃત્તિ કલ્પિત દેશાભિમાનની એક રીતે કહી શકાય નહિ. પ્રાર્થના સમાજસ્થ વર્ગને વેદ શાસ્ત્રાદિનાં વચનો પ્રમાણભૂત નથી, તેમાંના ગ્રાહ્ય અને અગ્રાહ્ય અંશ વિશે વિવેચન કરતાં તેને કંઈ બાધ નથી, તેથી તે વચનોને 'કલ્પિત માર્ગે' ઉતારવાનું તેમને કંઈ કારણ નથી. શાસ્ત્રવચન જ્યાં તર્કાનુસાર ન હોય ત્યાં તે વચનને અમાન્ય ગણતાં જેને હરકત નથી, શાસ્ત્રવચન જ્યાં તર્કાનુસાર હોય ત્યાં તેથી જ સર્વોત્તમ પ્રમાણ મળ્યું એમ જેનો મત નથી તેને શાસ્ત્ર વચનોને એક અમુક માર્ગે ઉતારવાનું પ્રયોજન નથી. સુદર્શનકારને શાસ્ત્રનું ત્રિકાલાબાધત્વ માન્ય છે તેથી સૃષ્ટિના ઇતિહાસમાં વધતા જતા જ્ઞાન સાથે અમુક સમયે કરેલા તર્કથી થએલાં શાસ્ત્રોને અને તેમાં વળી જુદા જુદા શાસ્ત્રકારોના ભિન્ન ભિન્ન વચનોને એકરૂપ બતાવવાનો પ્રયત્ન તેમને કરવો પડે છે, તેથી શાસ્ત્ર વચનોનો કલ્પિત અર્થ કરવાની તેમને જરૂર પડે છે. તર્કાનુસાર ન હોય તેને પણ તર્કાનુસાર બતાવવાનો પ્રયાસ કરનારને પોતાને ઠગવાની જરૂર પડે છે. સુદર્શનકાર કહે છે કે 'અમારે પણ મુસલમાન, પારસી, ક્રિશ્ચિઅન જેનામાં હોય ત્યાંથી સત્ય ગ્રાહ્ય છે.' હમે પુછીએ છીએ કે એમના કયા લખાણમાં એમણે બતાવ્યું કે અમુક પરદેશીય શાસ્ત્રમાં અમુક સત્ય છે, અને તે આ દેશનાં શાસ્ત્રમાં નથી? 'પોતાનું પારકું' એવું એમને નથી તો એમણે કયાં બતાવ્યું કે આ બાબતમાં આ દેશના અમુક શાસ્ત્રમાં

ભૂલ છે? માત્ર મિથ્યા ઘોષથી કશો લાભ નથી. વાસ્તવિક રીતે તો એમનું કહેવું એમ જ છે કે આ દેશનાં કોઈ શાસ્ત્રમાં કોઈ ઠેકાણે કંઈ અગ્રાહ્ય છે જ નહિ. અગ્રાહ્ય હોય ત્યાં પણ મારીમચડીને ગ્રાહ્ય બતાવવું એ એમનો ઉદ્દેશ છે. એમને દુનિયાના હાલના જ્ઞાનનું સકળ સત્ય વેદમાં જડે છે, તેનું તે જ વેદથી ભિન્ન વિચારના ઉપનિષદમાં જડે છે, તેનું તે જ ભિન્ન ભિન્ન મતના દર્શનોમાં જડે છે, તેનું તે જ અધમ પુરાણોમાં જડે છે. તેમને તો જ્ઞાનની ઐતિહાસિક ક્રમશઃ વૃદ્ધિ જ માન્ય નથી. ભિન્ન ભિન્ન મતને પણ મારીમચડીને એક બતાવવાનો એમનો ઉદ્દેશ છે. અને સ્પષ્ટ છે કે આનું કારણ એ છે કે જે વિચાર અને મત હાલ સત્ય જણાય છે તે આ દેશના શાસ્ત્રોમાં પણ હોવા જ જોઈએ, આ દેશના શાસ્ત્રોમાં કંઈ અસત્ય કે ભ્રાન્તિમય હોય જ નહિ એવા જુઠા દેશાભિમાનથી તેઓ ઠગાયા છે. એ જ ખોટી લાગણીથી બીજા દેશનાં શાસ્ત્રો જેટલે અંશે આ દેશના શાસ્ત્રોને મળતાં આવે તેટલે અંશે માન્ય અને બીજી સર્વ રીતે અમાન્ય એમ ઠરાવવામાં આવે છે. સુદર્શનકારના લખાણોનો આશય તો એટલે સુધી જણાય છે કે હાલનાં અમુક જ્ઞાન કે શોધ આ દેશના પ્રાચીન શાસ્ત્રમાં કેમે કર્યો જડતાં ન હોય તો તેટલી પ્રાચીન શાસ્ત્રોની ખામી નહિ, પણ, તે જ્ઞાન કે શોધની અનિષ્ટતા. આ મત મનુષ્યમાં અનુભવથી જ્ઞાન વધ્યું છે કે વધે છે, એ સત્યને ઉંધું વાળે છે. અમુક પુસ્તક સમૂહમાં કાંઈ અસત્ય હોય જ નહિ એમ પ્રથમ માની લઈ તર્કનાં પરિણામ તપાસવા નિકળતાં આ ભ્રાંતિ થયા વિના રહે નહિ. આ કલ્પિત દેશાભિમાન સુદર્શનકારના લખાણમાં ઠેર ઠેર જોવામાં આવે છે. આ દેશનાં જુદા જુદા સમયના અને તેથી જુદા જુદા મતનાં શાસ્ત્રોમાં પણ તેમને તો એકરૂપતા જ દેખાય છે. વિરોધી વિચારોને અવિરોધી બતાવવાનો પ્રયત્ન કરવો એ તત્વચિંતનમાં બહુ મોટી ભુલ છે. અમુક મત તરફ બીજા વિરૂદ્ધ મતોને મચડયાથી તે મતને વાસ્તવિક રીતે કશું સમર્થન મળતું નથી. સુદર્શનકારના

'પ્રતિપક્ષીઓ જેમાં દેશાભિમાન માને છે તે વાત ક્વચિત્ પરધર્મને કે પરદેશીય વિચારને મળતી હોય' એ વાક્યથી જણાય છે કે જેટલું સત્ય તેટલું આ દેશનું એમ કહેવું એ એમના મત પ્રમાણે દેશાભિમાન છે અને તેથી બ્રાહ્મ ધર્મમાં આટલું પરદેશીય છે એમ કહ્યાથી મોટી ખામી બતાવી એમ તે માને છે. આ વિચાર વૃથા દેશાભિમાનને આધારે છે.

## કાલ્પનિક પ્રતિમા.+

એક તત્વચિંતકે કહ્યું છે કે ઇશ્વરની માનસિક ભક્તિ કરતાં પણ મનની સમક્ષ કલ્પના તેની મૂર્તિ ઉભી કરે છે, ગાયનથી મનને ભક્તિરસનું નિમગ્ન કરતાં પણ કલ્પના જાગૃત થાય છે. સર્વ રીતે ઇશ્વરનું ધ્યાન કલ્પનાદ્વારા થાય છે, એટલે કલ્પનાએ ઉત્પન્ન કરેલા સ્વરૂપનું આપણે ધ્યાન કરીએ છીએ. તેથી એક રીતે માનસિક ભક્તિમાં પણ મૂર્તિપૂજા થાય છે. આ ચિંતકે સ્પષ્ટ કહ્યું છે કે સૃષ્ટિના પદાર્થની મૂર્તિ કરી તેની પૂજા કરવી એ ઉપલી કાલ્પનિક પ્રતિમા સેવાથી ઘણી જુદી વસ્તુ છે. બંનેમાં ઘણો ફેર છે. સૃષ્ટ પદાર્થની પૂજા મનને અધમતામાં લઇ જાય છે અને ઇંદ્રિયગોચર વસ્તુની ઇંદ્રિય ગોચર પદાર્થોથી પૂજા કરતાં મન સૃષ્ટ પદાર્થમાં બંધાઇ જાય છે, સૃષ્ટ પદાર્થમાં સૃષ્ટ પદાર્થના ગુણનું જ ભાન રહે છે અને સૃષ્ટ પદાર્થથી પર, અમૂર્ત્ત ચિન્મય અને નિરંજનરૂપથી મન વિમુખ થાય છે. આ ચિંતકે આ ભેદ સ્પષ્ટ બતાવ્યા છતાં થોડી વિચારશક્તિવાળાથી તે સમજાતો નથી. તેને તો એમ ભાસે છે કે ગમે તે રીતે અંતે મૂર્તિની પૂજા કરવી પડે છે ત્યારે સૃષ્ટ પદાર્થની પૂજા કરવામાં શો દોષ છે? કાલ્પનિક અને ભૌતિક મૂર્તિમાં માત્ર "મૂર્તિ શબ્દજ સામાન્ય છે, એ બેના અંત્ય સ્વરૂપમાં આસમાન"

+ 'જ્ઞાનસુધા' પખવાડિક પત્રના તા. ૧૫-૫-૧૮૮૯ના અંકમાં છપાયલો.

જમીનનો ફેર છે, એ એનાં જ્ઞાન જુદી જુદી રીતે થાય છે, એ એની પૂજાના વિધિ કેવળ ભિન્ન છે, એ એની પૂજાથી મનપર થતી અસર તદ્દન જુદી છે, એ બે મનની સમક્ષ જુદી જુદી રીતે આવે છે, એ તેનાથી નથી સમજાતું. માત્ર 'મૂર્તિપૂજા' શબ્દ સામાન્યજ છે એટલું તેનાથી સમજાય છે. આ રીતે એ તર્ક થોડું ભણેલાને બહુ નુકશાન કરે છે. તેને તે ભ્રાન્તિમાં નાંખે છે. કાલ્પનિક અને ભૌતિક મૂર્તિપૂજામાં સમાનતા ખોળનારે તે બેનો ભેદ ભૂલી જવો ના જોઇએ. કાલ્પનિક પ્રતિમા કેમ થાય છે તેનો વિચાર કરીએ. ઈશ્વર નિરાકાર નિરંજન છે એટલે રૂપ, રસ, સ્પર્શ, ગંધ, અને શબ્દની જ્ઞાનેન્દ્રિયોથી તે ગ્રહણ કરાતો નથી. મનનેજ તેનું જ્ઞાન થાય છે. હવે, જ્યારે સ્વરૂપ નથી તેનું ધ્યાન મન શી રીતે કરે છે? મન શાનો વિચાર કરે છે? તેના ગુણનો. સર્વ શક્તિમાન, સર્વવ્યાપી, સર્વજ્ઞ દયાસાગર, વગેરે ગુણો મન સમક્ષ આવે છે. એ ગુણો મન આગળ શી રીતે આવે છે?

કલ્પના દ્વારા કલ્પના જાગૃત થઇ એ ગુણો હાજર કરે છે. એ ગુણોવાળો તે ઈશ્વર એમ જ્ઞાન થાય છે. તેથી નિરાકારનું જ્ઞાન તે સગુણ છે એમ વિચાર્યાથી થાય છે. નિરાકાર તે સગુણ ન હોય એ તર્ક ભૂલભરેલો છે. નિરાકારત્વ એ પણ એક ગુણ છે. તમસ્ વગેરે ત્રણ તે જ ગુણ એવી પરિમિત કલ્પનાવાળાને નિરાકારથી નિર્ગુણજ એમ લાગે છે. પણ ગુણ ન હોય તો ઇશ્વર ષડૈશ્વર્ય ગુણસંપન્ન ભગવાન કેમ હોય! તેથી ઈશ્વરને નિરાકાર અને સગુણ માન્યા છે. હવે આ ગુણનું કલ્પના અગાડી હાજર થવું તેને મૂર્તિપૂજા કહો તો ભલે, માનસિક ભક્તિ કરનાર જે મૂર્તિપૂજાને ભ્રાન્તિજનક કહે છે તે તો સૃષ્ટ પદાર્થની મૂર્તિપૂજા છે. આ બેમાં 'મૂર્તિ' શબ્દ સિવાય કશું સામાન્ય નથી. ભૌતિક મૂર્તિ એટલે ઇંદ્રિયો ગ્રહણ કરી શકે એવું જડ પદાર્થમય પ્રત્યક્ષ સ્વરૂપ. કાલ્પનિક મૂર્તિ એટલે ઇંદ્રિયોથી અતિત અને કલ્પનાગ્રાહ્ય એવા એક અસ્તિત્વનું ભાન. કાલ્પનિક મૂર્તિની

પૂજા પરાત્પર, અનંત, જડથી જુદા, ચિદ્ઘનમયનું ભાન કરાવે છે. ભૌતિક મૂર્તિપૂજા મનને જડ પદાર્થમાં બાંધી રાખી પૂજ્ય પદાર્થમાં જડના ગુણજ આરોપાવે છે. અનંતને અંતવત્ બનાવે છે, અપરિમેયને પરિમિત કરી નાખે છે. એ બેમાં કેટલો ફેર! તે બેને એક કેમ કહેવાય? 'મૂર્તિ' શબ્દના અર્થજ જુદા છે.

હવે એ વિચારવાનું રહ્યું કે ભૌતિક મૂર્તિપૂજાની જરૂર શી? એમ કહેવામાં આવે છે કે મનુષ્યને પરમેશ્વરનું જ્ઞાન તેના નિરાકારત્વથી થતું નથી. તેને સાકાર કરી પ્રથમ ઇંદ્રિયો સમક્ષ આણવો જોઈએ. હવે પ્રથમ તો એજ ભૂલ છે કે નિરાકારને નિરાકાર જાણવા સારૂ તેને સાકાર માનવો જોઇએ. સાકાર નિરાકારનું ભાન કેમ કરાવે? ઇંદ્રિયોથી અતિતનું જ્ઞાન તેને ઇંદ્રિય ગોચર માન્યાથી કેમ થાય! ચિદ્ઘનમયનું જ્ઞાન જડમયથી કેમ થાય? બંનેના ગુણ જુદા છે. ઇશ્વરના એકે ગુણ જડમૂર્તિમાં નથી તો જડમૂર્તિ ઇશ્વરનું ભાન કેમ કરાવે? વળી કહેવામાં આવે છે કે દૂર રહેલા દેશનું જ્ઞાન નકશો જોયાથી થાય છે, દૂર રહેલા પુરુષનું જ્ઞાન તેની છબીથી થાય છે તેમ ઇશ્વરનું જ્ઞાન મૂર્તિથી થાય છે. અહિં વળી ભ્રાન્તિ છે. નકશામાં આકારની રેખા મૂળ દેશની છે, તેવીજ છે. છબીમાં રૂપ પુરુષનું હોય તેવુજ છે. મૂર્તિમાં ઈશ્વરનું સ્વરૂપ છે? કશું નહિ. મૂર્તિ તો મનુષ્યનું રૂપ બતાવે છે. જડ પદાર્થોથી કોઈ ઇશ્વરની મૂર્તિ ઇશ્વરના રૂપને મળતી આવે તેવી બનાવે તો જેમ દેશના આકાર મળતા નકશાથી દેશનું ભાન થાય, પુરુષના સ્વરૂપને મળતી છબીથી પુરુષનું ભાન થાય તેમ ઇશ્વરના સ્વરૂપની પ્રતિરૂપ મૂર્તિથી ઇશ્વરનું ભાન થાય. પણ મનુષ્ય તો મનુષ્યની કે બીજાં કોઈ સૃષ્ટ પદાર્થની મૂર્તિ બનાવી શકે છે. તે ઇશ્વરને એકે રીતે મળતી આવતી નથી. મનુષ્યના જીવાત્માની મૂર્તિ થઈ શકતી નથી તો પરમાત્માની તો કેમજ થાય? પોતાના આત્માનો વિચાર કરવામાં જડમૂર્તિ કામ લાગશે ત્યારે, પરમાત્માનો વિચાર કરવામાં તે કેમ કામ લાગશે? ગણિતમાં અને બીજા શાસ્ત્રમાં ખરા જ્ઞાન

સારૂ મૂર્ત્ત મૂકી અમૂર્ત્તમાં જવું પડે છે. વ્યક્તિ મૂકી વ્યક્તિથી પરનો વિચાર કરવો પડે છે તો ઈશ્વર જ્ઞાન જેવા મહાન વિષયમાં મૂર્ત્તથી, એક ઠેકાણે રહેલી વ્યક્તિથી કેમ ચાલે ? ઈશ્વર નિરાકાર એમ એક વાર ભાન થયું પછી સાકાર મૂર્તિ મનને કેમ રૂચે? નિરાકારને સાકાર કરી પૂજતાં મનને છેતરવું પડે એવી રીતે ભક્તિ કેમ થાય? મનને ઇશ્વરનું નિરાકાર સ્વરૂપે ધ્યાન કરવાનું, તો તેને તે સાકાર છે એમ કેમ મનાવાય? ભૌતિક મૂર્તિથી અંતે નિરાકાર ઇશ્વરનું જ્ઞાન થાય છે એમ કહેવામાં આવે તો પૂછીશું કે કેટલાએ જ્ઞાન થયા પછી ભૌતિક મૂર્તિની પૂજા મૂકી દીધી છે? જો મૂર્તિથી ઇશ્વરનું જ્ઞાન થતું હોય તો જ્ઞાન થયા પછી મૂર્તિ મૂકી દેવી જોઇએ! કોણ તેમ કરી શક્યું છે? ઇશ્વરને સાકાર મનુષ્યાકાર કરી પૂજતાં આકારનું, મનુષ્યનુંજ ભાન મનમાં રહે અને મન સાકારમાં જ બંધાઇ જાય. ઈશ્વર નિરાકાર છે એમ ખાત્રી થયા પછી મન સાકારમાં કેમ ચોંટે? આકાર પર તેને કેમ ભાવ આવે? મન જાણે છે કે આ ઇશ્વરનું વાસ્તવિક સ્વરૂપ નથી તો પછી તેને તે સ્વરૂપે કેમ પૂજી શકે? ઈશ્વર નિરાકાર નિરંજન છે એમ ભૌતિક મૂર્તિપૂજાથી ભાન થતું ના હોય તો તેવી મૂર્તિપૂજાનું ફળ શું? તેની જરૂર શી? ખરેખરૂં જોતાં તો, મનુષ્ય રૂપે મૂર્તિપૂજાથી મન તેને મનુષ્ય ધારી તેના ભોજન, સ્નાન વગેરેમાં ગુંથાએલું રહે છે અને ખરૂં સ્વરૂપ ભૂલી જાય છે.

તેથી, કાલ્પનિક અને ભૌતિક મૂર્તિપૂજા એ બેમાં ફેર નથી અને તે માટે સર્વ ભક્તિ કરનાર મૂર્તિપૂજક છે એમ કહેવું એના જેવી ભ્રાન્તિ બીજી એકે નથી.

## શ્રુતિ.×

परा हि मे विमन्यवः पतन्ति वस्य इष्टये ।

वयो न वसतीरूप ॥ ऋग्वेद म. १. सू. २५. मं ४.

અર્થઃ—કારણ કે જેમ પક્ષી (પોતાના) નિવાસસ્થાન તરફ (દોડે છે) તેમ મારી વાસના ઉત્કૃષ્ટ ધનની પ્રાપ્તિ તરફ દોડે છે.

દિનના વ્યાપારમાંથી પરવારી, ખોરાક પાણી વગેરે સાધન મેળવવાની મહેનત પૂરી કરી પક્ષી જેમ સાયંકાળે પોતાના માળા તરફ વિશ્રાન્તિ માટે, સ્વસ્થ થવા માટે, પ્રિયને મળવા માટે પાછું દોડતું જાય છે, તેમ ભક્તનો આત્મા પણ સંસારવ્યવહારથી મુક્ત થઈ, પ્રપંચ છોડી, ચંચલ ધન માટેનો પ્રયાસ ઘડીવાર પડતો મૂકી, વિશ્રાન્તિ પામી, ઉત્કૃષ્ટ ધન શોધવા, પ્રેમનિધાન પરમાત્માનું ધ્યાન કરવા પોતાના નિવાસમાં,અન્તર્વૃત્તિમાં ઉત્સાહપૂર્વક મગ્ન થાય છે.સંસારમાં ધન માટેનો પ્રયાસ, ઉત્કર્ષ માટેનો પ્રયાસ, કીર્તિ માટેનો પ્રયાસ, ભક્તના આત્માને અવિશ્રાન્ત કર્યા જેવો ઉચિત લાગતો નથી. એ પ્રયાસ બંધ રાખી ઉત્કૃષ્ટ ચિરસ્થાયી ધન શોધવા તે ઘડી ઘડી પ્રયાસ કરે છે; બહારના વ્યવહાર, જગતની માયાથી મુક્ત થઈ તે પ્રેમનિધાન પરમાત્મા સાથે યોગ કરવા પોતામાં ઉતરે છે, ધ્યાન મગ્ન થાય છે. આત્માની વાસનાજ એ ઉત્કૃષ્ટ ધન તરફ દોડે છે. દેખાતા જગતથી પર ઈશ્વર છે એવું તેને પોતાનો સંસ્કાર પોતાનો વેગજ કહે છે. પરમાત્મા છે એવું આત્માને કશાની સહાય વિના પોતાની વૃત્તિથી જ ભાન થાય છે. એ પરમાત્માનું સ્વરૂપ પણ માલમ પડે છે.

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥

३ मुण्डकोपनिषद् ख. १. म. ६०.

×'જ્ઞાનસુધા' માસિકના જાન્યુઆરી અને એપ્રિલ ૧૮૯૨ ના અંકમાં છપાયલો.

અર્થ:—તે (બ્રહ્મ) મ્હોટું છે, દિવ્ય છે, અચિન્ત્ય રૂપવાળું છે, તથા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, (એવું તે) પ્રકાશે છે; તે દૂરથી પણ દૂર છે, તે અહીં સમીપ પણ છે. એ અહીંજ (પોતામાં) જોતા (પુરૂષો)માં (બુદ્ધિરૂપ) ગુહામાં રહેલું છે.

આત્માને સ્વસ્થ રાખી વિચાર કરનારને માલમ પડે છે કે એ પરમાત્મા બ્રહ્મ મહાદિવ્ય છે. એનું રૂપ એવું છે કે તે પૂરેપૂરૂં વિચારી શકાય પણ નહિ. આત્મા પોતે તો અલ્પ અને ક્ષુદ્ર છે પણ તેને વિચાર કરતાં પરમાત્માનું અગાધ મહત્ત્વ માલમ પડે છે. બહારના જગતથી, મનુષ્યના શરીરથી જુદું પરમાત્માનું કંઈ દિવ્ય સ્વરૂપ છે. એ સ્વરૂપ જાણવું એવું કઠણ છે કે તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, ઝીણાથી પણ ઝીણું, અતર્ક્યથી પણ અતર્ક્ય માલમ પડે છે. બહારનું જગત આત્માથી દૂર છે, તેનું સ્વરૂપ તેને પ્રયાસથી માલમ પડે છે; પણ પરમાત્મા એથી પણ દૂર છે, તેને જાણવો એથી પણ કઠણ છે. પણ જે આત્મા જગતની જંજાળ મૂકી અન્તઃકરણ પ્રવૃત્તિપર ધ્યાન દે છે તેને પરમાત્મા નજીક માલમ પડે છે, પરમાત્માનો અને પોતાનો સંબંધ સાક્ષાત્ માલમ પડે છે. પરમાત્મા સર્વવ્યાપી છે, પરમાત્મા હૃદયને સત્પ્રેરણા કરી પોતાનું દિવ્ય દર્શન દે છે એવું તેને માલમ પડે છે. જગતની માયાથી પરમાત્મા દૂર છે, સંસારના લોભમોહમાં આસક્ત થઈ રહેવાથી પરમાત્મા માલમ પડતો નથી, જગતના જડ પદાર્થોમાં પરમાત્મા માલમ પડતો નથી; પણ આત્મા વિચારી જુએ, બુદ્ધિવ્યાપાર કરે તો પોતામાં રહ્યા રહ્યા જ જડ જગતની મદદ લીધા વિના તેને પરમાત્માનું જ્ઞાન થાય છે, તર્ક અને ભાવમાં તેને બ્રહ્મનું જ્ઞાન થાય છે. આત્માને સ્વગુહામાં પરમાત્માનું જ્ઞાન થાય છે તે હું પરમાત્મા છું એવું જ્ઞાન થતું નથી; પરમાત્મા તો દિવ્ય અને અચિન્ત્ય રૂપ છે એવું જ્ઞાન થાય છે. પણ તે જ્ઞાન સહજ થાય છે, સ્વાભાવિક ઉપલબ્ધિથી થાય છે, પોતાને પૂછી જોયાથી થાય છે.

**अस्मा इदु प्र तवसे तुराय प्रयो न हर्मि स्तोमं माहिनाय ।**

**ऋचीषमायाध्रिगव ओहमिन्द्राय ब्रह्माणि राततमा ॥१॥**

अस्मा इदु प्रयं इव प्र यंसि भराम्याङ्गूषं बाधे सुवृक्ति ।
इन्द्राय हृदा मनसा मनीषा प्रत्नाय पत्ये धियो मर्जयन्त॥२॥
अस्मा इदु त्यमुपमं स्वर्षां भराम्याङ्गूषमास्येन ।
मंहिष्ठमच्छोक्तिभिर्मतीनां सुवृक्तिभिः सूरिं वावृधध्यै ॥३॥
अस्मा इदु स्तोमं सं हिनोमि रथं न तष्टेव तत्सिनाय ।
गिरश्च गिर्वाहसे सुवृक्तीन्द्राय विश्वमिन्वं मेधिराय ॥४॥
अस्मा इदु सप्तिमिव श्रवस्येन्द्रायार्कं जुह्वाः समञ्जे ।
वीरं दानौकसं वन्दध्यै पुरां गूर्तश्रवसं दर्माणम् ॥५॥

ऋग्वेद. मं० १. सू० ६१.

અર્થઃ—બલાઢ્ય, ત્વરાયુક્ત (અને) મ્હોટો (જે) આ (ઇંદ્ર) તેને જ (હું) અન્ન પ્રમાણે (આ) સ્તોત્ર અર્પણ કરૂં છું. સ્તુતિ યોગ્ય (અને) અપ્રતિહત ઇન્દ્રને ઉત્તમ (સ્તોત્ર) (અને) સર્વોત્કૃષ્ટ હવિરન્ન (અર્પણ કરૂં છું.) ૧

આ (ઇન્દ્ર) ને જ (હું) અન્ન પ્રમાણે (સ્તોત્ર) અર્પણ કરૂં છું, (આનેજ હું) (શત્રુનો) બાધક મધુર સ્તોત્ર અર્પણ કરૂં છું. (બીજા લોક પણ) પુરાતન પ્રભુ (જે) ઈન્દ્ર (તેનેજ) પ્રીત્યર્થ હૃદય વડે, મન વડે અને જ્ઞાન વડે સ્તોત્ર રચે છે. ૨

ઉત્કૃષ્ટ (જે) સ્વર્ગદાયક સ્તોત્ર (તે હું મારા) મુખથી આ (ઈન્દ્ર) ને પ્રીત્યર્થ અર્પણ કરૂં છું. પરમ ઉદાર (અને) બુદ્ધિમાન (ઈન્દ્ર) ની જ કીર્તિ હું ભક્તિપૂર્વક સુંદર સ્તોત્રથી વધારૂં છું. ૩

રથની વાંછા કરનાર સારૂ સુથાર રથ કરે છે તેમ હું આ (ઇન્દ્ર) ને પ્રીત્યર્થજ સ્તોત્ર રચું છું, સ્તોત્ર વાહન ઇન્દ્રને પ્રીત્યર્થ હું સુંદર સ્તોત્ર (રચું છું). બુદ્ધિમાન (ઇન્દ્ર) ને પ્રીત્યર્થજ સર્વ વ્યાપી સ્તોત્ર રચું છું. ૪

આ ઇન્દ્ર સારૂ હું દ્રવ્યેચ્છાથી ઘોડા (તૈયાર કરવા) પ્રમાણે (મારી) જીભથી સ્તોત્ર તૈયાર કરૂં છું, અને દાનના નિવાસ (અને) શત્રુના નગરના પ્રખ્યાત નાશકારી જે વીર (ઇન્દ્ર) તેને વંદન કરૂં છું. ૫

વેદ રચનાર ઋષિના આ સાદા પણ ભાવપૂર્ણ અને હૃદયંગમ ઉદ્ગાર ઉચ્ચ કવિતા અને ભક્તિનાં ઉદાહરણ છે. સૃષ્ટિના દેખાવોનું સ્વાભાવિક નિરીક્ષણ કરતાં વૈદિક ઋષિઓએ વૃષ્ટિ આપનાર અને તે વડે ધનધાન્યની સમૃદ્ધિ આપનાર, કાળાં વાદળાંને વિખેરી નાંખનાર, અનાવૃષ્ટિનો નાશ કરનાર એવો સમર્થ અને મિત્રભૂત ઇન્દ્ર નામે દેવ કલ્પ્યો હતો. અનાર્ય વતનીઓની સામે યુદ્ધ કરવામાં તેઓ આ ઇન્દ્રની સહાયતા માગતા અને તેને પોતાની સાથે સોમરસ પીવા અને બલિદાન લેવા બોલાવતા. જ્ઞાનની બાલ્યાવસ્થામાં તેમની ભક્તિ સાદી જ હતી. બ્રહ્મનું અદ્વિતીયત્વ કે નિરાકારત્વ તેમણે ગ્રહણ કર્યું નહોતું. તે છતાં જેમને તેઓ પ્રભુ માનતા હતા એવા દેવોપરની તેમની ભક્તિ નિષ્કપટતા અને ભાવોર્મિના મહત્વ માટે અનુપમ છે. સહુથી મોટા દેવ ઇન્દ્રની સ્તુતિ કરતાં એક ઋષિ ઉપર કહ્યું તેમ કહે છે કે બલાઢ્ય, પરાક્રમી, મ્હોટા–સ્તુતિ કરવામાં આવે છે તેવાજ ખરેખર મ્હોટા,—અને જેની શક્તિ વિરૂદ્ધ કે મન વિરૂદ્ધ કોઈ જઇ શકતું નથી એવા જે ઇન્દ્ર તેનેજ હું આ મારૂં કરેલું સ્તોત્ર અને હવિરન્ન અર્પણ કરૂં છું. બીજા કોઈ દેવને અર્પણ કરતો નથી. બીજા દેવને હું ભજતો નથી બીજા દેવનું આવું મહત્વ નથી; ઇન્દ્રજ મોટો, ઇન્દ્રજ સ્તવનીય, ઇન્દ્રજ પરાક્રમી છે. ઇન્દ્રજ પુરાતન પ્રભુ છે, તેને જ સ્તોત્ર ઘટે છે. શત્રુઓના નાશ સારૂ હું તેની સ્તુતિ કરૂં છું. તેનેજ હવિ ઘટે છે. અને હું એકલોજ ઇન્દ્રને શ્રેષ્ટ સમજીને ભજું છું એમ નથી; બીજા લોક પણ તેનેજ અન્તઃકરણથી, મનથી, અને જ્ઞાનથી સ્તોત્ર રચીને તે અર્પણ કરીને ભજે છે. જે જે સ્તોત્રને લોક ઉત્કૃષ્ટ કહે છે, અને જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તેવાં સ્તોત્ર રચીને ઇન્દ્રને પ્રીત્યર્થ

મારા મુખવડે બોલું છું. બીજા દેવોને પ્રીત્યર્થ બોલતો નથી. હું અતિ ઉદાર અને બુદ્ધિમાન ઇન્દ્રનીજ કીર્તિ ભક્તિયુક્ત સ્તોત્રથી ગાઇને વધારૂં છું, બીજાની કીર્તિ વધારતો નથી. ઇન્દ્ર ગિર્વાહ છે, એટલે ઘોડે અથવા ગાડીએ બેસી ફરવા પેઠે તે સ્તોત્ર પર બેસી ફરનારો છે. જેમ સુથાર કોઇને બેસાડી લાવવા રથ કરે છે, તેમ હું સ્તોત્ર રચી ઇન્દ્રની પાસે મોકલું છું કે તે તેમાં પ્રવિષ્ટ થાય અને રથમાં બેસે તેમ તે પર બેસીને આવે. અને હું સ્તોત્ર રચું છું તે સુંદર અને ઇન્દ્રને રથ જોઇએ તેમ તેને જઇને લઇ આવી શકે તેવાં સ્તોત્ર રચું છું. ઇન્દ્રને પ્રીત્યર્થ સ્તોત્ર રચુંછું. કારણ કે તે સર્વથી ઉત્તમ અને બુદ્ધિમાન છે. જેમ કોઈ મનુષ્ય પોતાના મિત્રને દૂરથી લાવવા સારૂ ઘોડા જોડીને મોકલે, તેમ ઇન્દ્રને અહીં લાવવા સારૂ હું મારો મંત્ર જોડું છું અને સર્વ વરદાનનું નિવાસસ્થાન અને શત્રુના નગરોને નાશ કરનાર, જેની પ્રખ્યાતિ મોટી છે, એવો જે વીર ઇન્દ્ર તેને હું વંદન કરૂં છું.

આ ભાવપૂર્ણ ભક્તિ કોના હૃદયમાં અસર નહિ કરે ? હવિરન્ન લેનાર દેવમંડળ કે તેના પ્રભુ ઇન્દ્રની કલ્પના સ્વીકારાય તેવી નથી, તો પણ સર્વ સૃષ્ટિના પાલન કરનાર સર્વશક્તિમાન પ્રભુ તરફ આવી ભક્તિ વિશ્વસ્ત ભક્તના હૃદયમાંથી નથી નિકળતી એમ કોણ કહેશે ? આ મંત્રો દર્શાવે છે કે જ્ઞાન અને અનુભવના આરંભથીજ સર્વશક્તિમાન કર્તા એને પાલન કરનાર પ્રભુ છે એવો વિશ્વાસ મનુષ્યહૃદયમાં દઢ થએલો છે. તેની સ્તુતિ કરવી, તેના ગુણ ગાવા, એ મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ છે. તો પછી એમ કેમ કહેવાય કે પ્રાર્થના કરવી એ તો સુધરેલા લોકનું નવું ઉભું કરેલું છે ? આ સૂક્તમાં ઋષિએ ભક્તિનો મહિમા સંપૂર્ણ રીતે બતાવ્યો છે, ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થના એ ભક્તિના ત્રણ અંગમાં સોત્સાહ આસક્તિ બતાવી છે. ઇન્દ્રની સ્તુતિ કરતાં ઋષિ કહે છે કે, તે જ મોટો દેવ છે, અને તેને હું અનન્ય ભક્તિભાવે ભજું

છું, તેના પરજ વિશ્વાસ રાખું છું. આ શ્રદ્ધા અનન્ય ઇશ્વરપર થતાં ભક્તિનું સ્વરૂપ કેવું ઉત્તમ થાય છે? બીજા દેવની વિસ્મૃતિ થાય છે, બીજા કોઇ દેવ ભક્તિભાજન કે કીર્તિપાત્ર નથી, બીજા દેવ પરાક્રમી નથી, બીજા દેવ સ્તુત્ય નથી એમ ઋષિ અંતઃકરણ-પૂર્વક કહે છે. સુન્દર કલ્પના કરી ઋષિ પોતાની વાણીમય કવિ-તાને રથ બનાવે છે અને તે પર ઇન્દ્રને લઈ આવવાનો પ્રયત્ન કરે છે. આજ ખરેખરૂં આવાહ્ન છે, આજ ખરેખરી ઉપાસના છે. ભક્તિમાં આત્માને તલ્લીન કર્યાથીજ ઇશ્વિર સંનિધ જવાય છે, તેથીજ ઇશ્વર પ્રસન્ન થાય છે. ભક્તિ કરે તેની પાસે ઈશ્વર આવે, પ્રાર્થના કરે તેને ઈશ્વરનું દર્શન થાય એજ ભાવાર્થ 'ગિર્વાહ' પદમાં રહ્યો છે. ઉપાસના સાથે ભક્તકવિ સ્તુતિ અને પ્રાર્થનાનું મહત્વ ગાય છે. સ્તુતિમાંજ પોતાની કવિત્વશક્તિ અર્પણ કરે છે. હૃદયમાંથી નિકળેલી ભક્તિપરાયણ કવિતાનેજ અશ્વ બનાવી પોતાના પ્રભુ સમીપ તેને મોકલે છે. સ્તોત્રથીજ, સ્તુતિથીજ, ભક્તિથીજ સ્વર્ગ મેળવવાની તેને ઇચ્છા થાય છે. તેને અનાર્ય દસ્યુઓ શત્રુ લાગતા હતા, તો તેના નાશ સારૂ તે પ્રભુની મદદ સ્તોત્ર વડે માગે છે. ખરા શત્રુ કામાદિ વિકાર છે, અને તેમના નાશ સારૂ સર્વ શક્તિમાન પ્રભુની મદદ માગવાની છે.

વેદના મંત્રો પરથી બીજું એક અનુમાન એ નિકળે છે કે મનુષ્યના મનના ઉત્કર્ષનો ઈતિહાસ જોતાં ભક્તિ અને કવિતા એ બેની ઉત્પત્તિ પ્રેરણાથી એકે વખતે ઉદિત થઇ છે. ભક્તિપૂર્ણ હૃદ-યથી સૃષ્ટિ નિરખતાં કવિતાની ઉર્મિ આપોઆપજ નિકળી આવી છે, કવિતા સિવાય બીજું સાધન ભક્તિના આવિર્ભાવને મળ્યું નથી. તેમજ કવિત્વસંસ્કાર વિના એકલી ભક્તિ પ્રાદુર્ભૂત થઇજ નથી. હૃદયને કવિત્વશૂન્ય કરી ભક્તિભાવ એકલો ગ્રહણ કરાયો નથી. બન્ને એક બીજાને આધારે છે. બન્ને એક બીજાને પુષ્ટિ આપે છે.

આમ **ભક્તિરસ** તે માત્ર **પ્રધાનરસ** જ નહિ પણ ઐતિહાસિક ક્રમમાં **પ્રથમરસ** છે. તે રસમાં **પ્રેમ** અન્તર્ભૂતજ રહ્યો છે.

વળી માલમ પડશે કે જ્ઞાન, સૂક્ષ્મ તર્કથી ઉત્પન્ન થયલું જ્ઞાન. એ પણ ભકિત અને કવિતા એ બેની પછી વૃદ્ધિ પામ્યું છે. જ્ઞાન વિના ભકિત જાગૃત થઇ છે. જ્ઞાન વિના કવિતા ઉદ્દીપિત થઈ છે. એ ભકિતયે, એ કવિતામય ભકિતયે, એ ભકિતમય કવિતાયે સ્વાભાવિક વૃત્તિથી જ પોતાનું અસ્તિત્વ સ્થાપિત કર્યું છે.

## સાધુત્વ માટે આત્માના પ્રયાસ.×

### પ્રાર્થના.

અભંગ.*

સાધુ બનવાનો કરૂં છું ઉમંગ, પણ સર્વ ભંગ થાય યત્ન. ૧
કોણ જાણે શાથી, આવે અવરોધ, નવ થાય બોધ સત્ય મને. ૨
સત્યથી ચાલવા કરું છું પ્રતિજ્ઞા, તથાપિ અવજ્ઞા થાય તેની. ૩
દુષ્ટ વિકારોનું અતિશે પ્રબલ, વિવેકનું બલ નથી રે'તું. ૪
એવો હું પતિત પામર અધમ કરું છું કુકર્મ એકાન્તમાં. ૫
લોક સર્વ જુવે ઉપરની કૃતિ, અંતરની વૃત્તિ તે શું જાણે? ૬
સંમુખ આવવા નથી અધિકાર, ઉત્તમ સંસ્કાર નથી મારો. ૭
પ્રજા પાલવાનો ધર્મ છે તમારો, એવું જાણી તારો તો હું તરું. ૮

ભક્ત જેમ ભક્તિમાં ઉત્કર્ષ પામતો જાય છે, તેમ તેને મનુષ્યને નબળાઇનું વધારે ને વધારે ભાન થતું જાય છે. પ્હેલાં જે અપરાધ નજીવા લાગતા હતા તે હવે સાધુત્વમાં મોટી ખામી લાગે

× 'જ્ઞાનસુધા' માસિકના ફેબ્રુઆરી ૧૮૯૨ના અંકમાં છપાયલો.
* સ્વ. ભોળાનાથ સારાભાઈકૃત અપ્રસિદ્ધ 'અભંગમાળા'માંથી.

છે. પ્હેલાં જે સ્ખલનની તેને ઝટ વિસ્મૃતિ થતી હતી તે હવે પવિત્રતામાં મોટા અંતરાય લાગે છે. ભક્તિના ઉત્કર્ષ સાથે દુષ્ટતા વધતી નથી,—સાધુતા વધે છે. પણ, તે સાથે આચરણની યોગ્યતા પર વધારે સૂક્ષ્મ રીતે ભક્તનું ધ્યાન જાય છે. સાધુત્વ, પવિત્રતા, સદાચરણ ઈશ્વરમાં સંપૂર્ણ સ્વરૂપે જોઈ તે ગુણના અંશ મેળવવા તેને ઉમંગ થાય છે, ઈશ્વર પર પ્રીતિ થતાં તેને પ્રિય થવાનો તેને ઉત્સાહ થાય છે. ઈશ્વરની સંપૂર્ણ પવિત્રતાનું ભાન થયા પછી તેને મનુષ્યની પામરતા સ્પષ્ટ રીતે જણાય છે. મનુષ્યની નબળાઈ, મનુષ્યના વિકાર, મનુષ્યનો મોહ સાધુ બનવાના પ્રયત્નને ઘડી ઘડી ભંગ કરે છે, તે તજ્યા વિના સાધુ થવાતું નથી, બહારના આચરણથી પવિત્રતા આવતી નથી, એવી ભક્તને ખાતરી થાય છે. તેથીજ વ્યવહારમગ્ન મનુષ્ય જે દોષને અલ્પ ગણે છે તે ભક્તના આત્માને મહા વ્યથાકર થાય છે. સાધુત્વમાં કશી ખામી તેનાથી ખમાતી નથી; એકે એક ખામી તજી દીધા વિના, એકે એક વિકારને જીત્યા વિના સાધુ થવાવાનું નથી, એ પ્રતીતિથી તે પોતાના અલ્પ દોષ જોઇ પોતાની ખામી તરત કબુલ કરે છે. એકે એક ખામી પવિત્રતા સંપાદન કરવાના પ્રયત્નમાં હાનિકારક છે એ જ્ઞાન સાધુત્વનું સત્ય સ્વરૂપ સમજ્યા પછી અને તે મેળવવાનો પ્રયત્ન આદર્યા પછી જ થાય છે. પવિત્રતાનો એ અવરોધ ભક્તના આત્માને બહુ વિક્ષોભ પમાડે છે. એ અવરોધ, એ પામરતા, ઈશ્વરથી નથી આવતાં એ તેને માલમ પડે છે. પોતાનાં દૂર લક્ષ્ય તરફથી વિઘ્ન નથી આવતાં પણ પોતાની જ અંદરની નબળાઇથી એ ઉત્પન્ન થાય છે એ વાત તેને સમજાય છે. સદાચરણ માત્ર જ્ઞાનથી સાધ્ય નથી, પણ તે સાથે બળ જોઇયે છે, એવી ભક્તને ખાતરી થાય છે. એ બળ ભક્તિમાં ઉત્કર્ષ પામતા ભક્તમાં ખુટતું માલમ પડે તો વ્યવહાર-મગ્ન મનુષ્ય પાસેથી તો ક્યાંથી મળે? તે બળ માટે ભક્ત ઈશ્વ-રની પ્રાર્થના કરે છે. પ્રાર્થનાનો મુખ્ય ઉદ્દેશ સદાચરણબળ માગ-

વાનો છે. વિકારોને જીતવાને તે ઇશ્વિર પાસે ઘડી ઘડી સદાચરણ બળ માગે છે, ઘડી ઘડી સન્મતિપ્રેરણ માગે છે. અવરોધથી સત્ય બોધ ભૂલી જવાય છે, વિકારોનું પ્રબળ સદાચરણની આવશ્યકતા વિશેના જ્ઞાનને નિષ્પ્રયોજન કરી નાખે છે, તેથી ભક્ત ઇશ્વિર પાસે સહાયતા માગે છે. સત્ય માર્ગે ચાલવાની પ્રતિજ્ઞા લીધા છતાં, પોતે તેની કેટલી વાર અવજ્ઞા કરે છે, તે ભક્તને પૂરેપૂરૂં સમજાય છે. વ્યવહારમગ્ન મનુષ્યને તો માયાના સ્રોતમાં તણાયા જતાં ઘણીવાર પોતાના દોષ વિશે ભાન પણ થતું નથી કે થાય છે તો તે ઝટ ભૂલી જાય છે. ભક્તજન દુષ્ટ વિકારોના પ્રબળ અગાડી વિવેકની, જ્ઞાનની નિર્બળતા જોઇ ખેદ પામે છે. બીજા મનુષ્યથી બહુ ઉત્તમ પોતાના આચરણમાં પણ વસી રહેલી પતિતતા, પામરતા, અધમતા સ્હેજ છતાં તેને જણાઈ આવે છે. આચરણની જ નહિ પણ એકાન્ત તર્ક કે ઉર્મિની પણ દોષ મુકતતા તેને સ્પષ્ટ જણાય છે. ઉપરની કૃતિથી લોકને ઠગવાનો વ્યાવહારિક પુરૂષોનો પ્રયત્ન તેને તુચ્છ જણાય છે અને પોતાના અંતરમાં અશુભ વૃત્તિ થાય તો પોતે એ દોષને પાત્ર થાય છે એમ તે જાણે છે. આવી અપવિત્રતા દૂર કર્યા વિના ઇશ્વર સંમુખ જવાનો અધિકાર નથી, આત્માને ઉત્તમ સંસ્કારમય કર્યા વિના ઇશ્વરના સામીપ્યનો મોક્ષ મળતો નથી તેથી વિકારમાત્રને જીતી લેવા, સદાચરણ પ્રાપ્ત કરવા, સાધુત્વ સંપાદન કરવા ભક્ત ઇશ્વિરની પ્રાર્થના કરે છે, પોતાની ક્ષુલ્લકતાનું ભાન થયા પછી હું ઇશ્વર છું, હું બ્રહ્મ છું એવી તેને ભ્રાન્તિ થતી જ નથી, જ્ઞાન મળ્યું કે કૃતાર્થ થયા એવો ખોટો ભરોસો તે રાખતો જ નથી. પોતાથી બહુ મોટા સંપૂર્ણ સદાચરણ બળવાન ઇશ્વરની પાસે તે મદદ માગે છે. સમસ્ત લોકને પાળનાર ઇશ્વિર કૃપાળુ થઈ પ્રાર્થના સ્વીકારશે અને બળ આપશે, એ શ્રદ્ધાએ તે ભવસાગર તરવાનો પ્રયત્ન જારી રાખે છે. તે શ્રદ્ધા વિના મનુષ્ય પોતાની નિર્બળતા જોઇ અપ્રતિકાર્ય નિરાશામાં લીન થઇ દુર્વિકારોનો

પરતંત્ર દાસ બને. ભક્ત ઈશ્વર પર વિશ્વાસ રાખી એ વિકારોને જીતવાનો પ્રયત્ન કરે છે. સાધુત્વના ઉત્કર્ષ સાથે તેને વિકારોનું બળ માલમ પડે છે અને તે જીતવા તે પ્રાર્થના કરે છે.

---

# મોક્ષ વિચાર.*

હમારા ફેબ્રુઆરીના અંકમાં મોક્ષ વિચાર પર "એક મુમુક્ષુ"ની સહીથી આવેલું ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરી તેમાં પૂછેલા પ્રશ્નના ઉત્તર હમે આપ્યા હતા. એ ચર્ચાપત્ર ખરેખરી સત્યશોધનની ઈચ્છાથી શંકા નિવારણાર્થે આવેલું હમે ધાર્યું હતું. પણ એ ચર્ચાપત્રીએ પોતાનો પ્રત્યુત્તર સુદર્શનના એપ્રિલના અંકમાં પ્રસિદ્ધ કર્યો છે તે પરથી જણાય છે કે તેની "સ્વતંત્ર રીતે આ સર્વ સિદ્ધાન્તો તપાસવાની ઇચ્છા નથી, પણ માત્ર તે પરસ્પર અવિરોધિ છે કે નહિ એટલું જ જોવું છે." સત્યશોધનની ઇચ્છા વિનાના મિથ્યા ખંડન-મંડનના વાગ્યુદ્ધમાં કાલક્ષેપ કરવા કરતાં બીજા કર્ત્તવ્યની હમારે વધારે અપેક્ષા છે; કેમકે હેવી સાઠમારીમાં યશ કે આનંદ માનનારને અનુભવ મેળવવાનું યોગ્ય તે કહેવત રૂપ થયલી 'શાસ્ત્રીઓની સભા' છે. તથાપિ, આ ચર્ચાનો ઉદ્ભવ થયાથી એ બાબત ખુલાસો આપવો એ સત્યશોધક વાચક વર્ગ તરફ કર્તવ્ય સમજી એ પ્રત્યુત્તર વિશે વિવેચન કરીએ છીએ.

વેદાન્તીના પક્ષની ચર્ચા કરવામાં એક અંતરાય હમેશ નડે છે. હું બ્રહ્મ છું, બ્રહ્મથી જુદું કંઇ નથી, બધે એક અવ્યય બ્રહ્મ છે એમ કહી અસ્તિત્વ અને બ્રહ્મને પર્યાય રૂપ કરી નાંખી પરિણામે તેના હોવા ન હોવાપણાને સમાન નિરર્થક ગણનાર તે ઇશ્વર નથી એમ કહેનાર છે. પણ, આર્ય પ્રજામાં (શુદ્ધ ભાવે જોતાં મનુષ્ય

* 'જ્ઞાનસુધા' માસિકના મે, જુન ૧૮૯૨ ના અંકમાં પ્રકટ થયેલ.

જાતિમાં) મનુષ્યથી બહુ મોટો રહેલો નિયંતા ઈશ્વર છે એ વિશ્વાસ એટલો દૃઢ છે અને તે નથી એમ કહેનાર પર એટલી વિમુખતા છે કે વેદાન્તીથી પોતાનો નાસ્તિકવાદ ખુલ્લી રીતે બહાર પડાતો નથી. સાધારણ વિચારના હિન્દુ કર્તા અને પાલન કરનાર હેવા ઈશ્વરને પૂર્ણ શ્રદ્ધાથી માને છે અને સાધારણ વિચારના હિન્દુને અપ્રસન્ન કરવાની નાહિમ્મતને લીધે વેદાન્તી પોતે જેને માયામય અજ્ઞાનમય માને છે તેવા સર્વ આચારવિચારમાં મૂગે મ્હોડે શામીલ થાય છે. અને વેદ, ઉપનિષદ્, પુરાણ અને સામાન્ય લોકમત એ સર્વને ઐતિહાસિક ઉત્કર્ષ કે ક્રમની દરકાર વિના એકાર્થ–એકમત દર્શાવવા મથે છે. આ ભ્રમાત્મક બંધ બેસાડવાના, તત્વજ્ઞાનને અનિષ્ટ, પ્રયત્ન (Syncretism) માં લોકોની અપ્રીતિની ભીરૂતાને વિમાર્ગગામી સ્વદેશાભિમાન, અનુદારતા વગેરે ભાવ પુષ્ટ કરે છે. એજ ભીરૂતાથી એક વેદાન્તી ઇશ્વરમાં વિશ્વાસ એ તો જંગલી-પણાની રહી ગયલી નિશાની છે એમ અપ્રસિદ્ધ સ્થળે કહી બીજે સ્થળે પુરાણનો મહિમા વર્ણવે છે, તો બીજો વ્યવહાર દશામાં ઇશ્વર લોક માને છે તેવો માનવો, પરમાર્થ દશામાં પોતાને ઇશ્વર માનવો એમ કહે છે. આ હડહડતી નાસ્તિકતા છે. પણ તે પક્ષનો વેદાન્તી ખુલી રીતે સ્વીકાર નથી કરતા તેથી તેમનો પક્ષ અસ્પષ્ટ રહે છે. “મુમુક્ષુ” ચર્ચાપત્રી “ઇશ્વર–ઇચ્છા–કૃપા વિષે અત્રે વાતજ કરવાની નથી”. હેવાં હેવાં વાકયથી ઈશ્વરેચ્છાને વિષવત્ ત્યાજ્ય ગણવાની સૂચના કરે છે, પણ, ઇશ્વર છે કે નહિ, ઈશ્વરેચ્છા ન હોય તો ઇચ્છા કરનાર ઈશ્વર પણ હોય કે નહિ એ પ્રશ્ન પર મૌન ધારણ કરે છે. ‘આસ્તિકતા’ અને ‘નાસ્તિકતા’ એ શબ્દો જાતે જ પ્રશંસા કે નિન્દાના વાચક છે અને તે શબ્દજ પકડી બેસવું એમ હમારૂં કહેવું નથી. દરેક મતવાદી પોતાનો મત ન માનનારને કે પોતે જેને સ્થાપિત મત ગણતો હોય તે મત ન માનનારને નાસ્તિક કહે છે. પણ જે સ્વરૂપે ઈશ્વર સુપ્રસિદ્ધ રીતે મનાય છે તે

સ્વરૂપવાન ઈશ્વરનું અસ્તિત્વ ન માનવું એ નાસ્તિકતા ગણાતી હોય કે ન હોય પણ તે પક્ષ પોતાનો હોવા છતાં તેનો સ્વીકાર કરતાં સંકોચ શા માટે હોવો જોઇએ?

ચર્ચાપત્રીની આ અસ્પષ્ટતાનો બોજો તેને શિર સોંપી કહીશું કે હમે સર્વ શક્તિમાન ઈશ્વરનું અસ્તિત્વ દૃઢભાવથી માનીએ છીએ માટે તેની કૃપા અને ઈચ્છાને ધર્મ વિષયમાં પ્રધાનબળ માનીએ છીએ. ઇશ્વર હોય તો ઇશ્વરની ઈચ્છા કે કૃપા 'વિશ્વનિયમ' ની બહાર શા માટે તે સમજાતું નથી. નિરન્તરનું ઇશ્વર સામીપ્ય તે મોક્ષ હોવાથી ઈશ્વરનું અસ્તિત્વ એ પ્રધાન અને પ્રસ્તુત વિષય છે. તો તેના નિયમનો વિચાર કરતાં તેની ઇચ્છા એ વાત "વિશ્વ-નિયમની બહાર" શાથી થઇ? નિયમ કરનારે નિયમ શા માટે કર્યો એ પ્રશ્નનો ઉત્તર દેતાં તેણે ઈચ્છાથી નિયમ કર્યો હેવો ઉત્તર નહિ દેવાનો ઇજારો શા માટે લેવો તે અગમ્ય છે.

૧. પરજીવનના "અવસ્થાન્તરને વાસ્તવિક માનવામાં ...... અનિર્મોક્ષ પ્રસંગ આવે છે" એ દલીલમાં "મુમુક્ષુ" એ એક અકારણ નિયમને સિદ્ધ ગણી વિચારઘટના બાંધી છે. જન્ય હોય તે વસ્તુ અવશ્ય વિનાશી હોવી જોઇએ એ નિયમ સિદ્ધ કરવાનો બોજો તે માનનાર પર છે, અને તે સિદ્ધ કર્યો નથી ત્યાં સુધી તે ન માનવો એ યુક્તિવિરૂદ્ધતા નથી. જન્ય હોય તે વસ્તુ વિનાશી હોવીજ જોઇએ એમ કહેવાનું શું પ્રમાણ છે? જનન વ્યાપારમાં કંઇ નાશ સાધક ધર્મ વ્યાપ્તિરૂપે રહ્યો નથી કે તે વ્યાપારજ નાશનું કારણ થાય. તેમ જન્યનો અવશ્ય નાશ એ કંઇ અનુભવ સિદ્ધ વાત નથી કે તે પરથી સાર્વત્રિક નિયમ બંધાય. (રૂપાન્તર બાદ કરતાં) નાશ મનુષ્યના અનુભવનો વિષયજ નથી. મનુષ્યે કોઇ દિવસ કશાનો નાશ અનુભવથી જાણ્યો નથી. કોઇ કારણથી એક વસ્તુ ઉત્પન્ન થઇ તો તેનું રૂપાન્તર પણ બીજા નવા કારણના સામર્થ્ય વિના થતું નથી. જડ પદાર્થમાં અમુક ગુણ સંક્રાન્ત થાય,

અમુક ગતિ, આકાર, ઇત્યાદિ આવે કે ચેતન મનુષ્યાત્મામાં જ્ઞાન, પ્રેમ, ઉત્સાહ ઇત્યાદિ ગુણ પ્રાપ્ત થાય તો તે જન્ય વસ્તુઓ ( ગુણો ) બીજા નાશકારી કારણ આવી મળવા વિના નાશ પામતી નથી: નાશ એ જન્ય વસ્તુનો સ્વાભાવિક ધર્મ નથી. તો મનુષ્યે કયા અનુભવને આધારે જન્ય હોય તે વિનાશી જ હોવો નિયમ સ્વીકારવો ? કયું જન્ય વિનાશી જોવામાં આવ્યું ? "મુમુક્ષુ"એ પોતે આરોપી પોતે સ્વીકારી લીધેલી આ " યુક્તિ વિરૂદ્ધતા "નું ત્હેમણે કહાડેલું પરિણામ વળી વધારે વિચિત્ર છે. ઉપલો નિયમ સત્ય છતાં મોક્ષ દશામાં તે નહિ નડે, " એ દશામાં સર્વ સંમત થશે" એમ હમારો પક્ષ હોય તોપણ તે પરથી " એ રીતિએ તો સર્વ વિચાર બંધ પડી આનંદ, જ્ઞાન, પ્રેમ, ભક્તિ ઇત્યાદિ કલ્પવાને પણ કાંઇ આધાર રહેતો નથી." એ શી રીતે ફલિત થયું ? જન્ય હોય તે વિનાશી જ એ નિયમ સત્ય હોવા છતાં ઉત્પન્ન થયેલી મોક્ષાવસ્થા હમેશ ટકે—એ હમારો ઇષ્ટ પક્ષ હોય તોપણ તે વિરોધમય અવસ્થાથી 'સર્વ વિચાર બંધ' કેમ 'પડે' ? આનંદ, જ્ઞાન, પ્રેમ, ભક્તિ ઇત્યાદિને અને એ વિરોધમય અવસ્થાને શો અન્યોન્ય વ્યતિરેકી સંબંધ છે કે એક હોય ત્યાં બીજું બંધ પડે ? પણ હમારે એ દલીલ સ્વીકાર્ય જ નથી એટલે 'સ્વવ્યાઘાતકતાનો આરોપ મિથ્યા છે. મોક્ષને સત્ય પરમાર્થ માનનાર એ 'અવસ્થાન્તરને કાલ્પનિક' કેમ ગણે તે સમજાતું નથી.

૨. " પૂર્વજીવન (ઇહજીવન ?) ને અંતે દુષ્કર્મ ફળ ભોગજ આરંભાશે અને સુકર્મ ફલભોગ નહિ આરંભાય એ શી રીતે જાણ્યું ? " જાણવું મુશ્કેલ નથી. સદ્ગુણ, સદાચરણનું સ્વરૂપ તપાસીશું તો માલમ પડશે કે એ કંઇ હેવી વસ્તુ નથી કે તેનું પૂર્ણ સ્વરૂપ તેના વિરોધી દુર્ગુણ, દુરાચરણની જોડે એકજ વ્યક્તિમાં રહી શકે. સદાચરણી માણુસ તે સદાચરણી જ હોય. થોડો સદાચરણી અને થોડો દુરાચરણી એમ વાસ્તવિક રીતે બનતું નથી.

ભૂતી, વ્યભિચારી મનુષ્ય સાથે લાગાં, દ્રવ્ય દાન, તીર્થયાત્રા કરતો જાય તો પાપી છતાં પુણ્યશાળી હોય હેવી પુરાણોની હાસ્યજનક કલ્પના સદાચરણનું તત્વ ઉંધું વાળનારી છે. સદાચરણી સ્વભાવનાં સર્વ સુકર્મ પરસ્પર સંબદ્ધ છે. સુકર્મ જોડે દુષ્કર્મ છતાં શુદ્ધ સદાચરણ સંભવે એ અયુક્ત છે, તેથી દુષ્કર્મને અભાવે જ સદાચરણ ઉદય પામે છે. આ જીવનમાં દુષ્કર્મ કરનાર મનુષ્યનો દુષ્કર્મભોગ કંઇ 'મુમુક્ષુ' ના મત પ્રમાણે જન્ય હોવાથીજ નાશ પામતો નથી. એમ હોય તો પાપીને ડરવાનું જ ન રહ્યું. દુષ્કર્મ ફલ જન્ય છે તેથી નાશ પામશે જ એટલે પછી તેને પ્રયત્ન કરવાનો ન રહ્યો. 'મુમુક્ષુ'–નેજ આ અનિષ્ટાપત્તિ થશે. 'પ્રાર્થનાની જરૂર' ના વિવેચનમાં બતાવ્યા પ્રમાણે મૃત્યુ સમયે મનુષ્ય દુષ્કર્મથી મુક્ત થયો નહિ હોય તો અજ્ઞાનનું આવરણ ખશી જતાં તરત તેને પોતાના કર્ત્ત-વ્યનું ભાન થતાં તેને પશ્ચાત્તાપ થશે. એ પશ્ચાત્તાપ, ઇશ્વરની કૃપા છાયાથી વિમુખતા એજ નરકયંત્રણા છે. એ પશ્ચાત્તાપથી પાપિતા દૂર થાય ત્યારે પુણ્યશાલિતાનો પ્રસંગ આવે. સત્ય જ્ઞાન, આત્માની સદાચરણ તરફ સહજ પ્રવૃત્તિ, અને સુકર્મના સંસ્કારનો અવકાશ આ પાપિતા દૂર થયે આવે. દુષ્કર્મ ફલ ભોગ હોય ત્યાં સુધી ઇહિજીવનનો સુકર્મ સંસ્કાર સફલ થઇ શકતો નથી. મૃત્યુ પછી ભાન થતાં દુષ્કર્મ માટે પશ્ચાત્તાપ થયા વિના રહે નહિ કેમકે કર્તવ્ય જ્ઞાનજ અકર્ત્તવ્ય માટે ખેદ ઉત્પન્ન કરે છે અને તેથી પ્રથમ દુષ્કર્મ ફલ ભોગજ થાય. ત્યાં લગી સુકર્મ ફલભોગ શરૂ થઇ શકે નહિ, કેમકે શુષ્કર્મની અસર નષ્ટ થતા સુધી સંપૂર્ણ સદા-ચરણ હોઈ શકે નહિ અને સંપૂર્ણ સદાચરણ વિના સુકર્મ ફલ-ભોગ હોઇ શકે નહિ. 'દુષ્કર્મ ફલભોગ સાન્ત' એટલા માટે કે તે ફલભોગનું કારણ (ફલનું નહિ) બીજાં વધારે દુષ્કર્મને અટકા-વનારૂં છે. સદાચરણનું પર્યાપ્ત જ્ઞાન અને બળ (કોઈ મહાત્માને આ જીવનમાં પણ) પ્રાપ્ત થાય તેનો અર્થજ એ કે દુષ્કર્મથી તે

વિમુખ થયો. કર્યાં એટલાં માટે પશ્ચાત્તાપ કરે અને હવે પછી ફરી દુષ્કર્મ કરે નહિ ત્યારેજ એ સ્થિતિ પ્રાપ્ત થાય. દુષ્કર્મ માટે હાવો સફલ પશ્ચાત્તાપ થતાં આત્માભૂત પાપિતા સંપૂર્ણ રીતે દૂર કરે અને કેવલ સદાચરણમાંજ પ્રવૃત્ત થાય એટલે દુષ્કર્મ ફલભોગ સમાપ્ત થાય અને એ સમાપ્ત થવાનું કારણજ હેવું છે કે તે નિરંતર સદાચરણની પ્રવૃત્તિ જારી રાખે એટલે સુકર્મ ફલભોગ પણ નિરંતર જારી રહે. શુદ્ધતા, સાધુતા, સદાચરણ એ કંઈ યત્નહીન જડતારૂપ સ્થિતિ નથી. ઇચ્છાપૂર્વક યત્ન એ તેનું નિદાન છે. માટે ઈશ્વરને 'સ્વ ઇચ્છાબલ સુક્રિયાવાન' કહ્યા છે. એમ સદાચરણની પ્રવૃત્તિ ચાલ્યાં જતાં સુકર્મ ફલભોગ અનન્ત ચાલ્યો જાય. દુરાચરણના ફલ સ્વભાવથી નહિ પણ આત્માના યત્નથી પૂરાં થાય તે ઉપર કહ્યું. આત્માનાં સદાચરણને અટકાવવાનો નહિ પણ વધારવાનો પ્રયત્ન મોક્ષાવસ્થામાં ચાલ્યો જતો હોય ત્યાં તેનાં ફળ શાશ્વત ન હોવાનું કારણ નથી. જન્યના નાશનો 'મુમુક્ષુ' નો વિચિત્ર નિયમ સર્વ કોઇને અસ્વીકાર્ય થશે. વેદાન્તી ચોર્યાશી લક્ષ અવતાર ભોગવી, કર્મબંધથી છુટી, અજ્ઞાનનો નાશ કરી, પોતાને બ્રહ્મ જાણી બ્રહ્મમાં મળી જવાની બ્રહ્મ થઈ જવાની આશા રાખે તે સર્વ મિથ્યા! કેમકે એ સર્વ પ્રયત્ન 'પરિચ્છિન્ન મનુષ્ય જીવિતમાં' (કે વખતે થિયોસોફીસ્ટના મહાત્મા સ્વરૂપમાં) કરેલો માટે તેનાં ફળ શાશ્વત ન હોઈ શકે. મુક્ત થઈ ગયેલા અને બ્રહ્મમાં મળી ગયેલા વેદાન્તીનો મોક્ષ તે માટેના પરિચ્છિન્ન પ્રયત્નનું ફલ પૂરૂં થયે પૂરો થાય અને 'મુમુક્ષુ' નો નિયમ તેને બ્રહ્મમાંથી છુટો ખેંચી કાઢી માયામાં લિપ્ત કરે! ઈશ્વર મનુષ્યપર કૃપા કરે છે એ વાત 'પ્રમાણરહિત' અને 'મુમુક્ષુ' નો આ નિયમ સપ્રમાણ! 'મુમુક્ષુ' પેઠે હમારે ઈશ્વર કૃપા સર્પવત્ પરિહર્તવ્ય નથી માટે દૃઢતાથી કહીશું કે ઉપર કહ્યું તેમ મનુષ્યને મોક્ષ મળે છે એ ઈશ્વરની કૃપા છે.

'પરિચ્છિન્નતા' નો અત્યંત વિચિત્ર મત પૂર્વજીવન અને પરજીવનની વિલક્ષણતામાં શી રીતે બાધ કરે છે તે સમજાતું નથી. મોક્ષાવસ્થામાં 'વિલક્ષણ આનંદનો અનુભવ' એ માત્ર પૂર્વાનુભવના સંસ્કારને લીધે છે. કર્મના ફલની અશાશ્વતતાનો મત અહીં તદ્દન અપ્રસ્તુત છે. આ 'વિલક્ષણ અનુભવ' માત્ર જ્ઞાનનું ફળ છે. પૂર્વે અનુભવ થયા તેના ફળનું ગમે તે થાય પણ તેનું જ્ઞાન કેમ નાશ પામે? જ્ઞાન કેમ અમુક વખત ટકી વિસ્મૃતિ કરાવનાર કારણ વિના નાશ પામે? એ સંસ્કાર, એ જ્ઞાન તો નિત્યજ હોય.

"પૂર્વજીવન અને પરજીવન સમાન ધર્મિજ માન્યું હોય તો અનંતત્વાવસ્થામાંથી આત્માની પ્રચ્યુતિ થવાનું શું કારણ?" "પૂર્વ-જીવન સાન્ત શા માટે" અર્થાત્ આત્મા મનુષ્યરૂપે શા માટે જન્મે છે—એ પ્રશ્નમાં 'મુમુક્ષુને' કંઇ કૂટત્વ જણાતું નથી. ઇશ્વરે સૃષ્ટિ શા માટે ઉત્પન્ન કરી, મનુષ્યને શા માટે ઉત્પન્ન કર્યો એ પ્રશ્નનો ઉત્તર માગ્યાનું શું ફલ? ઇશ્વરનો સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો હેતુ કોણે મનુષ્ય-બુદ્ધિથી ગમ્ય કર્યો છે? ફક્ત જે ઇશ્વરનો અવતાર, પેગંબર કે પુત્ર થવાનો દાવો કરે તે જ એ પ્રશ્નનો જવાબ દેવાનું માથે લે. ઘણા ધર્મમાર્ગના સંસ્થાપકોએ સૃષ્ટિની ઉત્પત્તિમાં ઇશ્વરના હેતુ, ઉપાય, ક્રિયા, વિશ્રામની કલ્પિત વાતો કહી અજ્ઞાન લોકોને ભ્રમિત કર્યા છે એ શાનું ફળ? ઉત્પત્તિહેતુના આ પ્રશ્નના ઉત્તર દેવાના પ્રયત્ન કરવાનું, ત્હેનો ઉત્તર કોઇ મનુષ્ય આપી શકે તેમ નથી. મહિમ્ન સ્તોત્ર રચનાર પુષ્પદન્ત કહે છે તેમ અતર્ક્યૈશ્વર્ય ધાતાની શી ઇચ્છા છે એ પ્રશ્ન હતભાગ્ય કુતર્ક છે! કોણ કહેશે કે એ કૂટ પ્રશ્ન નથી? 'મુમુક્ષુ'ને આપ્તવાક્યભૂત સિદ્ધાન્ત સાર (પૃ. ૧૯૮) સૃષ્ટિકાર્યની ઉત્પત્તિનો શો ખુલાસો સ્વીકારે છે? "પૂર્વે બધું એક સત્ રૂપ હતું, તે સતે હું એક છું તે બહુ થાઉં એમ ધારી જોયું, ને સૃષ્ટિકાર્ય સંભવવા લાગ્યું. ધારીને ઇચ્છા કરીને જોયું......અર્થ એટલોજ છે કે ઇચ્છા કરી જોયું." આ ઇચ્છા શાથી થઈ ત્હેનું

પૃથક્કરણ કરવું કોણુ ઇષ્ટ અને કોણુ શક્ય ગણુશે? ઇશ્વરે શા માટે મનુષ્ય જન્મ આપવાની ઇચ્છા કરી તે પણુ હાવો જ કૂટ પ્રશ્ન છે.

"વસ્તુતઃ તો કારણુ કલાપ બધો નિત્ય હોય તો તેમાંથી અનિત્યની ઉત્પત્તિજ સંભવતી નથી." અહીં પાછા અકારણુ સ્વીકાર છે. વેદાંતી 'નિત્ય' શબ્દ અનેક અર્થમાં વાપરે છે. શાશ્વત ટકે તે નિત્ય અને વળી વાસ્તવિક રીતે હોય તે નિત્ય, એમ બે જુદા અર્થ કરી મનુષ્યજીવન શાશ્વત નથી માટે અનિત્ય છે એટલે (બીજા અર્થમાં) વાસ્તવિક નથી, ભ્રાન્તિમય છે, માયામય છે, એમ અર્થ કરી અનુમાનનું કામ શ્લેષથી સાધી લે છે. શાશ્વત્ ટકે નહિ (પ્રથમ અર્થમાં અનિત્ય) તે અવાસ્તવિક (બીજા અર્થમાં અનિત્ય) છે, ભ્રાન્તિમય છે એ તો તે કહેનારે સિદ્ધ કરવાનું છે. તેમ ન હોય તો નિત્ય કારણુથી પરિમિત કાલસ્થાયીની ઉત્પત્તિ થાય તેમાં શી યુક્તિવિરૂદ્ધતા છે?

૩. આવસ્થિક પરજીવનની મર્યાદા સ્વેચ્છાપૂર્વક સ્થાપવાનું કોણે માથે લીધું? પ્રથમ પૂછીશું કે મર્યાદા ન જણાઈ તો શું નુકશાન છે? એથી ઇશ્વરનું અસ્તિત્વ માનવામાં બાધ આવે છે? પરકાલનું અસ્તિત્વ માનવામાં બાધ આવે છે? ભક્તિ પર શ્રદ્ધા રાખવામાં બાધ આવે છે? વૃદ્ધિ થતાં જીવાત્માને પરમાત્મા થવાની ધાસ્તી નથી કેમકે ઇશ્વરની ઇચ્છા પોતાની સૃષ્ટિ પોતાથી ઉતરતી રાખવાની સ્પષ્ટ જણાય છે. ઇશ્વરની સૃષ્ટિ ઇશ્વરના સમાન જોવામાં કે કલ્પવામાં આવીજ નથી. તે ત્હેના સમાન થશે એમ સિદ્ધ કરવાનો બોજો તેમ કહેનારના ઉપર છે. મોક્ષાવસ્થામાં આત્માનો સુખાનુભવ ચાલ્યોજ રહે એ 'પ્રકારતાવચ્છેદક ધર્મ' અનંતકાળ સુધી ટકે ત્હેમાં વિપરીતતા શી છે? ત્હેમાં અનિષ્ટતા શી છે? મનુષ્યશક્તિ એ અવસ્થા પ્રાપ્ત કરવામાં અને જાળવવામા પ્રવૃત્ત રહે છે એ વૃદ્ધિ કહેવાતી હોય તો ભલે ત્હેને પરિસીમા ન હોય. પરિસીમા નથી તેથીજ એ અવસ્થા નિરંતર ટકે છે. મનુષ્યાત્માની શક્તિ આત્માનું સ્વરૂપ બદલી ત્હેને

મનુષ્યાત્માથી કંઇ જુદો કરવાની છે એમ કહેવુંજ નથી. આત્માનું પરકાલ જીવન ચાલ્યું જાય ત્હેમાં દર ક્ષણે સુખાનુભવના સંસ્કાર વધતા જાય ત્હેને 'સાતિશય' અવસ્થા કહો કે 'નિરતિશય' કહો; એ શબ્દો પકડી બેસવાથી કંઇ લાભ નથી.

૪. "મોક્ષાવસ્થામાં દેહ વિના સુખોત્પત્તિ શા પ્રમાણને આધારે સ્વીકારી?" સુખોત્પત્તિ માટે દેહ જોઈએ જ એમ કોઇએ સિદ્ધ કર્યું નથી. અહીં સ્પષ્ટતાથી જણાવવાની જરૂર છે કે આ વિષયમાં 'સુખ' અને 'આનંદ' હમે એકાર્થજ વાપરીએ છીએ. હવે મનુષ્યજીવનના અનુભવ તપાસીએ. આત્માને કોઇ પ્રસંગે ભક્તિ, પ્રેમ, ઉત્સાહ ઇત્યાદિની સ્વતંત્ર ઊર્મિ થાય છે, અને તેથી સુખાનુભવ થાય છે, ત્યાં દેહસાધનની જરૂર પડતીજ નથી. જડ પદાર્થમાં ચૈતન્ય ન હોય તો તો સર્વ અનુભવ આત્માનાજ હોવા જોઇએ. નિરાકાર ઈશ્વરની સચ્ચિદાનંદ અવસ્થા દેહ વિનાજ છે. દેહની જરૂર હોય તો પછી વેદાંતીના મત પ્રમાણે પણ બ્રહ્મનો આનંદાનુભવ શા આધારે? જડ દેહ તો વાસ્તવિક રીતે બ્રહ્મને છેજ નહિ! 'સુખોત્પત્તિ' દેહથી શરૂ થવી જોઇએ અને પછી 'સુખાનુભવ' દેહ વિના ટકે એમ તો 'ચર્ચાપત્રી'નું કહેવું હોયજ નહિ, કેમકે, ત્હેને ઇષ્ટ વેદાંત મતે જ બ્રહ્મનો આનંદાનુભવ માયામય દેહથી શરૂ થાય એમ બને નહિ. માટે સુખાનુભવ માટે દેહ જોઇયેજ એમ માનવાનું કંઇ કારણ નથી. આત્મામાં અનુભવની શક્તિ છે, સર્વ અનુભવ તો આત્માજ કરી શકે છે એમ છે તો પછી મોક્ષાવસ્થામાં દેહ છે એમ બતાવવાની જરૂર નથી. "જન્ય સુખ તે નિત્ય શી રીતે બને?" એ પ્રશ્નનો ઉત્તર ઉપર આપી ગયા છીએ. જન્યનો નાશ હોવોજ જોઇએ એમ કોઇયે સિદ્ધ કર્યું નથી, અને વળી આત્માનો સુખોત્પત્તિ માટેનો પ્રયત્ન જારીજ રહે છે. "દેહાદિક વિના જો સુખાનુભવ શકય મનાતો હોય તો તે સુખ આત્માનો સ્વાભાવિક ધર્મ થઇ આત્માની સમકાલીન સત્તાવાળું, એટલે અનાદિ અનંત થાય." પ્રયત્ન કર્યા વિના, યોગ્યતા સંપાદન

કર્યાં વિના આત્માને સુખાનુભવ પ્રાપ્ત થાય એમ હમારૂં કહેવુંજ નથી. એ પ્રયત્ન માટે શરીર જોઇયેજ એમ પણ હમારૂં કહેવું નથી. એટલું ખરૂં છે કે આત્માની સ્વાભાવિક પ્રવૃત્તિ સદાચરણ તરફ છે અને તેથી સુખાનુભવ પ્રાપ્ત કરવા તરફ છે. એ અર્થમાં સુખ આત્માનો સ્વાભાવિક ધર્મ ગણાય તોપણ હાલ સુખ નથી અનુભવાતું તે વાતને ભ્રાન્તિ માનવાનું કારણ નથી. મનુષ્યાત્માને કર્તવ્ય જ્ઞાન અને સદસદ્બુદ્ધિ છતાં તે વિકારોને વશ થઇ દુઃખ પ્રાપ્ત કરે હેમાં સ્વભાવ વિરુદ્ધ કંઈ નથી. સ્વાભાવિક પ્રવૃત્તિને ઢાંકી દઈ આત્મા પોતાના પ્રમાદથી દુર્વૃત્તિમાં લીન થાય છે અને વળી સદાચરણ બળથી દુર્વૃત્તિને દૂર કરી શકે છે એ સુપ્રસિદ્ધ છે. સ્વભાવની આમ વિકૃતિ થાય છે એ વાત વાસ્તવિક છે એટલે તે પક્ષમાં કંઈ અયુક્તતા નથી. કારણબલે સ્વભાવમાં ફેરફાર થાય છે, સારા માણસ નઠારા થાય છે અને નઠારા માણસ સારા થાય છે, કારણબલે આત્માને જ્ઞાન અને અજ્ઞાન પ્રાપ્ત થાય છે, કારણબલે આત્માને પોતાની સહજ પ્રવૃત્તિની વિસ્મૃત્તિ થાય છે, એ વાત મનુષ્યજીવનોના ઇતિહાસપરથી સ્પષ્ટ જણાય છે. તેથી 'સ્વાભાવિક ધર્મ''ને આત્માની સમકાલીન સત્તાવાળો કહેવો એ બારીકીથી જોતાં યથાર્થ નથી. મનુષ્યસ્વભાવમાં ફેરફાર થતા જણાય તે માયા છે એ દલીલ મનુષ્ય જાતિના અનુભવ વિરૂદ્ધ હોવાથી તે સ્વતઃ સિદ્ધ યુક્તિ તરીકે સ્વીકારી શકાતી નથી. વળી, મનુષ્યરૂપે જન્મ થતાંજ આત્મા કારણબલ વિના દુર્વૃત્તિમાં લીન થાય છે અને તેથી કારણબલ વિના ત્હેનો સ્વભાવ બદલાય છે એમ પણ હમારૂં કહેવું નથી. મનુષ્ય જન્મજ શા માટે થાય છે તે તો ઉપર કહ્યું તેમ 'કૂટ પ્રશ્ન' છે.

ઈશ્વરની 'સુખોત્પાદન ઇચ્છા' 'નિત્ય' છે ત્હેનો અર્થ ચર્ચાપત્રીએ હેવો કર્યો જણાય છે કે ઈશ્વર પોતેજ એ ઇચ્છા બદલી શકે નહિ, અને પાપી દુઃખ પામે એ નિયમ પોતાનો કરેલો છતાં ઉપલી ઇચ્છા ઈશ્વરને પરવશ કરી નાંખી પાપીને દુઃખી થવા ન દે. આ

તો વિચિત્ર યુક્તિ છે! ઇશ્વર મનુષ્યને સુખી કરવા ઇચ્છે છે તે સત્ય છે પણ ત્હેની ઇચ્છા હેવી જણાય છે કે પાપી દુઃખ પામે એ નિયમની પ્રવૃત્તિથી પુણ્યશાળીનું સુખ વધારે વિલક્ષણ થાય. પાપી પણ કર્ત્તવ્યજ્ઞાન થતાં પશ્ચાત્તાપથી પાપિતા દૂર કરી પુણ્યશાળી થાય છે, તેથી ઇશ્વિરની સુખોત્પાદનની ઇચ્છા વાસ્તવિક રીતે બદલાતી નથી. નિત્ય હોવાનું કારણ ઇચ્છા છે અને ઉપલા નિયમની પ્રવૃત્તિથી એક રીતે 'અનિત્ય માનતાં કારણાન્તર' એ પણ ઇચ્છાજ છે. ઇશ્વિર શા માટે હાવી રીતે સુખ ઉત્પાદન કરે છે ત્હેનો એજ ખુલાસો છે.

૫. જીવાત્મા અને પરમાત્મામાં "હાલ ભેદ છે એમ માની લીધું; પણ તેથી મોક્ષાવસ્થામાં ભેદ રહે છે એ કેમ સિદ્ધ થાય?" ઇશ્વિરની સૃષ્ટિ ઇશ્વિરથી ભિન્ન છે એ સર્વ ઠેકાણે જોવામાં આવે છે, જીવાત્મા પરમાત્માથી ભિન્ન છે એ પણ જોવામાં આવે છે. એ ભેદ નષ્ટ થવાનું કારણ કંઈ કલ્પવામાં આવતું નથી. તો પછી એ ભેદ નહિ રહે એમ જ્યહાં લગી સિદ્ધ કરાય નહિ ત્યહાં લગી રહેશે એમ માનવાનુંજ કારણ છે, હાલ જીવાત્મા પરમાત્માથી ભિન્ન છે માટે મોક્ષાવસ્થામાં ભિન્ન ન રહે એમ માનવાનું કંઈ કારણ નથી. હાલ જન્મ્યા પ્હેલાં આત્મા પૂર્વજીવનમાં પણ પરમાત્માથી ભિન્નજ હતો કેમકે પરમાત્માએ સૃષ્ટિ કરી આત્માને ઉત્પન્ન કર્યો ત્યહારથી તે પરમાત્માથી ભિન્ન છે. હાલ આત્માને જ્ઞાન છે, સદ્દગુણ તરફ સહજ પ્રવૃત્તિ છે, ઇશ્વિર પર ભકિત છે એ સર્વ મોક્ષાવસ્થામાં જારી રહે છે. હાલ છે ત્હેમાંથી કંઈ પણ મોક્ષાવસ્થામાં રહેજ નહિ એમ નથી. 'પૂર્ણ જ્ઞાન' ન થવાનું કારણ હાલ નથી અને મોક્ષાવસ્થામાં છે માટે ત્યહાં પૂર્ણ જ્ઞાન થાય છે. હાલનું અજ્ઞાનનું આવરણ મૃત્યુ પછી નથી રહેતું. હાલ જીવાત્મામાં સર્વ શકિતમત્ત્વાભાવ છે ત્હેનું કારણ એ છે કે સર્વ-શકિતમાન કર્તાએ ઉત્પત્તિથીજ જીવાત્મામાં સર્વ શકિતમત્વ મુકયું નથી, પોતાની સૃષ્ટિ પોતાથી ભિન્ન રાખી છે, અને એ ભેદ નાશ પામવાનું કારણ જણાતું નથી તેથી પરજીવનમાં પણ એ સર્વ શકિત-

મત્વાભાવ કાયમ રહે છે. સર્વશક્તિમત્વ આત્માની પરિમિત દશાની બહાર છે. પૂર્વ જીવનમાં દોષાભાવ છતાં ઇહિ જીવનમાં મનુષ્ય પોતાના પ્રમાદથી કર્ત્તવ્યબુદ્ધિની ઉપેક્ષાથી દોષ કરે છે, તેથી દોષાભાવ જતો રહે છે. દોષાભાવ ન હોવાનું કારણ છે. તેમજ જીવાત્મા પ્રયત્ન કરી દોષથી મુક્ત પણ થઈ શકે છે તેથી પરજીવનમાં તેમ હોય છે. દોષ અને દોષાભાવ એ જીવાત્માની શક્તિની અંદરના વિષય છે. હાલના દોષ વાસ્તવિક અને કારણસર છે, પૂર્વ જીવનનો દોષાભાવ મનુષ્ય દુરાચરણથી ગુમાવે છે તેથી હાલની સ્થિતિ સમજવામાં માયાવાદનો આશ્રય કરવો પડતોજ નથી. દોષાભાવ ત્રૈકાલિક છેજ નહિ.

"સમાજ બંધુઓના સિદ્ધાંતમાં કૂટ–અકૂટનો વિભાજક ધર્મ શો છે એ સમજાતું નથી." કૂટ પ્રશ્ન તે શું તે સમજાવવું પડશે એમ હમે ધાર્યું નહોતું. જે છે તે શા માટે છે એ પૃથક્કરણમાં જ્યાં મનુષ્યબુદ્ધિથી ખુલાસો થઇ શકે તેમ ન હોય, જે જાણવાની મનુષ્યમાં શક્તિ ન હોય તે વિશેના પ્રશ્નને કૂટ સિવાય બીજો કહી શકાતો નથી. જે વસ્તુસ્થિતિ છે તે તેવી શા માટે છે એમ જાણવાનાં સાધન મનુષ્યબુદ્ધિશક્તિમાં ન હોય ત્ય્હાં તે જાણવાનો પ્રશ્ન એ કૂટ પ્રશ્ન છે. 'મુમુક્ષુ' ને અશંકાર્હ પ્રમાણભૂત સુદર્શન (મે, ૧૮૯૧; પૃ. ૮૯) કહે છે, "એવો નિયમ છે કે જે વસ્તુ જેવી છે તેવી લાભકારક હોય તો તે સારી કહેવાય છે. સૂર્ય ઉગે છે તેમાં ફાયદા છે, ને તેથી બીજી રીતે થતું હોત તો હાનિ થાત, એટલુંજ માણસ જાણી શકે એમ છે. સૂર્યને શા માટે દોરડા વતે લટકાવ્યો નથી, કે તેને જમીનમાંથી કેમ ઉગાડયો નથી એ સવાલ કરવા તે નકામી વાત છે." હાવા પ્રશ્નમાં કૂટ અકૂટનો ભેદ સમજવો મુશ્કેલ પડે એ નવાઇ જે'વું છે. "માણસને પૂંછડાં ને શીંગડાં કેમ ન કર્યાં" એ પ્રશ્નને વૃથા પ્રશ્ન ગણીએ'–એમ 'મુમુક્ષુ' નો શંકાગર્ભ સ્વીકાર જોઇ હમને આશ્ચર્ય લાગે છે. તેમ વળી આ પ્રશ્ન 'અન્ય કારણ વિષયક' પણ નથી. જે વસ્તુસ્થિતિ છે તે

ત્હેવી શા માટે છે અને બીજી શા માટે નથી એ ફૂટ પ્રશ્નત્વ, જીવાત્મા અને પરમાત્મામાં ભેદ શાથી છે, તે બે એક કેમ નથી એ સવાલમાં જેમ છે તેમ મનુષ્યનું રૂપ છે ત્હેવું શા માટે છે, ત્હેને પૂછડાં અને શીંગડાં કેમ નથી એ સવાલમાં પણ છે. માટે આ પાછલો પ્રશ્ન પણ પ્રયોજન સંબંધેજ છે. "તેઓના (સામાજીકોના) ઉપદેશ પ્રમાણે તો મનુષ્ય આવતી કાલે રીંછ નહિ ને ઉંટ થઇ જશે અને પછી સદા સર્વદા ઉંટજ રહેશે એમ કદાચિત્ કોઇ આવીને કહે તો તે પણ સ્વીકારી લેવું જોઇયે અને તેનું કારણ ના પૂછાય"–'મુમુક્ષુ'ના અનુમાનથી જણાય છે કે ફૂટ પ્રશ્ન તે શું તે ત્હેના લક્ષમાં નથી આવ્યું. મનુષ્ય મનુષ્યરૂપે જન્મી થોડા વખત પછી રીંછ કે ઉંટ થતા જોવામાં આવતા હોત એમ વાસ્તવિક રીતે બનતું હોત અને તેમ થવાનું કારણ મનુષ્યબુદ્ધિથી ગમ્ય ન હોત તો તેમ શા માટે છે એ ફૂટ પ્રશ્ન કહેવાત. જે છે તે શા માટે છે તે ખુલાસાથી સમજાઇ શકાય નહિ ત્હેવું હોય તે ફૂટ પ્રશ્નનો વિષય છે. પણ જે છે નહિ તે કલ્પી ત્હેનું કારણ સમજવાની મુશ્કેલી જેનું ચિત્ત ઠેકાણે હોય તેવા મનુષ્યને પડી હોય એમ જાણવામાં નથી. મનુષ્ય રીંછ કે ઉંટ થતો નથી તેથી તે શા માટે રીંછ કે ઉંટ નહિ થાય એ ફૂટ પ્રશ્ન કહેવાય પણ શા માટે રીંછ કે ઉંટ થાય એ ફૂટ પ્રશ્ન કહેવાય જ નહિ. જે છે તે ત્હેવું શા માટે છે અને જે જેવું નથી તે ત્હેવું શા માટે થાય એ બે પ્રશ્નમાં બહુ ફેર છે. પ્રશ્નની યોગ્યતાની જવાબદારી એકમાં પૃચ્છક પર છે અને બીજામાં પ્રશ્ન ઉત્પન્ન કરાવનાર પર છે.

"એ સુખાવસ્થામાં ઇશ્વર અને જીવનો સેવ્ય સેવકભાવ કાયમ રહેવાનો" ત્હેનું કારણ ઉપર આપ્યું તેમ એ છે કે જીવાત્મા પરમાત્માની સૃષ્ટિ હોવાથી તેથી ભિન્ન છે.

૬. 'સહજોપલબ્ધિ' કોની—એ પ્રશ્નથી આશ્ચર્ય થાય છે. ધર્મના વિષયમાં સત્ અને અસત્‌ના નિર્ણય સારૂ જે સહજોપલ–

બ્ધિનું પ્રમાણ લેવાય છે તે એક અમુક મનુષ્યની કે કોઇની એમ છેજ નહિ. એક અમુક મનુષ્યની સહજોપલબ્ધિ જુદી અને બીજાની જુદી એમ હોય તો તે ઉપલબ્ધિ સહજ કહેવાયજ નહિ. સહજોપલબ્ધિનો અર્થજ એ કે મનુષ્યજાતિને અન્તઃકરણની શુદ્ધાવસ્થામાં સત્ય, સદ્ગુણ, અનંતત્વ, ઇત્યાદિનો વાસ્તવિક અનુભવ સ્વાભાવિક રીતે થાય તે જાતેજ પ્રમાણભૂત છે. ઉદાહરણ તરીકે, સદાચરણે શા માટે ચાલવું એ પ્રશ્નનો અંત્ય નિર્ણય સહજોપલબ્ધિ પર છે એટલે મનુષ્યવ્યવહારમાં સદાચરણથી ફાયદો છે તે માટે નહિ પણ મનુષ્યની ઈશ્વરદત્ત પ્રેરણા સ્વાભાવિક રીતે સદાચરણ તરફ વળે છે માટે સદાચરણ ઇષ્ટ છે. આ સહજોપલબ્ધિ ઈશ્વરદત્ત પ્રેરણા હોવાથી શુદ્ધ ભાવે તપાસતાં વ્યકિત પરત્વે તે ભિન્ન ભિન્ન નથી હોતી. કાલિદાસ સંદેહપદ વસ્તુમાં સત્પુરૂષની અન્તઃકરણ પ્રવૃત્તિ તે જ પ્રમાણ એમ કહી બતાવે છે ત્હેવી, પણ આ સહજોપલબ્ધિ અમુક કાળની નહિ પણ હમેશની છે. તેથી એ સહજોપલબ્ધિ તે કોની એ પ્રશ્નનો ઉત્તર એ જ કે શુદ્ધ અન્તઃકરણની. હેનું શુદ્ધ સ્વરૂપ તપાસતાં ત્હેમાં વ્યકિતઓના મતાંતર નડતા નથી. આ સહજોપલબ્ધિ બીજરૂપ છે અને તે પરથી ઘણા તર્ક બાંધી શકાય છે. આ સહજોપલબ્ધિ આત્માનો સ્વાભાવિક ધર્મ હોય તો તે નિરન્તર કેમ નથી અનુભવાતી એ પ્રશ્નના ઉત્તરમાં 'મુમુક્ષુ' ને કહીશું કે (વર્ડસ્વર્થ કવિના અનંત તત્ત્વની સહજોપલબ્ધિ વિશેના પ્રસિદ્ધ કાવ્યમાં વર્ણવ્યું છે તેમ) સંસારમાં પડી મનુષ્ય પ્રમાદથી, કર્ત્તવ્યબુદ્ધિની અવગણનાથી એ સહજોપલબ્ધિની મદદ ગુમાવે છે તેથી તે નિરન્તર નથી અનુભવાતી. અનિષ્ટ સંસ્કારને પોતાના દોષથી પ્રબળ થવા દઈ મનુષ્ય એ સહજોપલબ્ધિ ભૂલી જાય છે. એ વિસ્મૃતિ આમ કારણસર છે અને વાસ્તવિક છે, સ્વાભાવિકધર્મ કારણબલે ઢંકાઇ જાય છે એ અનુભવ સત્ય છે તેથી માયાવાદના આશ્રયની કશી જરૂર નથી. અજ્ઞાન વાસ્તવિક ન હોય, અજ્ઞાનનું

અસ્તિત્વ એજ ભ્રાન્તિ હોય તો પછી ત્હેને દૂર કરવાનો પ્રયત્નજ કરવાનું ન રહ્યું! અજ્ઞાનીને અને પાપીને વિશુદ્ધ થવા યત્નજ ન કરવો પડે!

સહજોપલબ્ધિ કોઇ વખત તર્ક બાંધવામાં સહાયભૂત થાય છે અને કોઇ વખત સહજોપલબ્ધિનું સ્વરૂપ તપાસવામાં તર્ક સહાયભૂત થાય છે એ ખરૂં છે. પણ તેથી સહજોપલબ્ધિ કે તર્કનાં સ્વતંત્ર પ્રમાણુ જતાં રહેતાં નથી. સહજોપલબ્ધિ તે શું, સહજોપલબ્ધિ શા માટે પ્રમાણભૂત હેવા પ્રશ્નમાં તર્કની સહાયતાની જરૂર પડેજ અને એ અર્થમાં તો શબ્દ પ્રમાણ માનનારને પણ તર્કની જરૂર પડે. શબ્દ પ્રમાણુ એટલે શું, શબ્દ પ્રમાણુ શા માટે માનવું જોઇએ, એ પ્રશ્નના વિવેચનમાં શબ્દ પ્રમાણથી ઇતર તર્કનો આશ્રય લેવો પડશે પણ તે મતે શબ્દ પ્રમાણ કંઇ તર્કને આધારે ન કહેવાય. એજ રીતે સહજોપલબ્ધિ વિશે વિચાર કરવામાં તર્કની જરૂર પડે માટે સહજોપલબ્ધિનું મૂળ સ્વરૂપ તર્કજન્ય ન કહેવાય. મનનો એક વ્યાપાર બીજા વ્યાપારનું જ્ઞાપક કારણ થાય માટે તે તેનું જનક કારણ ન કહેવાય. 'ખોટી સહજ ઉપલબ્ધિ' એ પદ કંઇ તરેહવાર છે. ખોટી સહજ ઉપલબ્ધિ કહ્યા પહેલાં તે સહજ ઉપલબ્ધિ છે કે નહિં એ જ્ઞાનની જરૂર છે. સહજ ઉપલબ્ધિ એ કંઇ ભાવોર્મિ કે ઇચ્છા જેવી અમુક વ્યકિતમાં, અમુક કાળે, અમુક જાતની ઉત્પન્ન થઇ નાશ પામનારી અવસ્થા નથી કે દરેક મનુષ્યને જ્યારે સંદેહ પ્રસંગ આવે ત્યારે નવી સહજોપલબ્ધિ થાય. જે સત્પુરૂષ છે, શુદ્ધ અન્તઃકરણવાળા છે ત્હેમના અન્તઃકરણની પ્રવૃત્તિ કઈ તરફ છે, શુદ્ધ અન્તઃકરણ હમેશ કઇ દિશામાં વળે છે, સત્ય તરફ કે અસત્ય તરફ, પુણ્ય તરફ કે પાપ તરફ, આસ્તિકતા તરફ કે નાસ્તિકતા તરફ, આ પ્રશ્નના ઉત્તર દરેક મનુષ્ય માટે નવા ઘડી કહડાતા નથી. હેના ઉત્તર એના એજ દરેકને અપાય છે. સંદેહ હોય ત્યાં આ નિશ્ચિત પ્રવૃત્તિ જે તરફ લઇ જતી હોય તે સત્ય માર્ગ એ જ સહજોપલબ્ધિની સહાયતાનું સ્વરૂપ છે. તર્કથી

ખુલાસો મળતો ન હોય ત્યહાં કે વખતે તર્કનું પરિણામ તપાસવું હોય ત્યાં સહજોપલબ્ધિ હાવી રીતે નિશ્ચયકારક થાય છે.

આ સહજોપલબ્ધિ તર્કથી વિશિષ્ટ છે. એ ઉપલબ્ધિ સમસ્ત મનુષ્યજાતિમાં શુદ્ધ રૂપે રહેલી છે. " આત્માનો ઉત્પાદ–વિનાશશાલી ધર્મ " ( નો આ અર્થ હોય તો તે ) " તત્વાવિનિશ્ચિય " વખતે કંઈ નવી નવી સહજોપલબ્ધિ બનાવી કહાડે છે એમ નથી.

તા. ૧૫ મી એપ્રિલ ૧૮૯૧ના જ્ઞાનસુધામાં પ્રાર્થના સમાજનો ચોથો સિદ્ધાન્ત " ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે" એ શબ્દમાં આપ્યો છે, ત્યાં "કલ્યાણ"ના સ્વરૂપ-દર્શક "ઐહિક" અને "આમુષ્મિક" શબ્દ નથી મુકયા તેથી તે પરલોક વિશેની શંકાથી નથી મુકયા કે કેમ–આ પ્રશ્નની યોગ્યતા વિશે હઠ કરવામાં હમને બાલિશતા સિવાય બીજું કંઇ જણાતું નથી. પ્રાર્થનામાળામાં એ વિશેષ શબ્દો કાયમ છે, પ્રાર્થના સમાજે પરલોકના અસ્તિત્વ વિશે પોતાનો મત બદલ્યો એમ અનુમાન કરવાનું કંઇ કારણ "મુમુક્ષુ"ને મળ્યું નથી, જે કીર્ત્તન સાંભળી 'મુમુક્ષુ'ના મનમાં શંકાઓ ઉદ્‌ભવી તેમાં પરકાલના અસ્તિત્વની વાત સ્પષ્ટતાથી કહેવામાં આવી હતી, જ્ઞાનસુધાના એ અંકમાં પરલોક વિશેની શંકાવાચક એક વાકય કે સૂચના સરખાં નથી, તો 'મુમુક્ષુ'ને ઉપલી શંકા થવાનું શું કારણ હતું ! 'મુમુક્ષુ'ના બીજા પ્રશ્નના ઉદ્દેશ હમે સાધારણ રીતે કળી શકીએ છીએ પણ આ છેલ્લા પ્રશ્નનો ઉદ્દેશ તો કેવળ અગમ્યજ છે.

આ ચર્ચા સમાપ્ત કરતાં " મહિમ્ન સ્તોત્ર"નું વાકય લઈ કહીશું કેઃ—

**किमीहः किंकायः स खलु किमुपायस्त्रिभुवनं**
**किमाधारो धाता सृजति किमुपादान इति च ।**
**अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः**
**कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥**

"તે ધાતા શી ઇચ્છાથી, શા શરીરથી, શા ઉપાય વડે, શા આધારથી અને શા 'ઉપાદાન વડે' ત્રિભુવન સૃજે છે હેવા કુતર્કને, જેનું ઐશ્વય તર્કથી જાણી શકાતું નથી ત્હેવા ત્હારા (ઇશ્વર)માં, અવકાશ નથી, ત્હારામાં તે અસ્થાને છે. એ કુતર્ક કેટલાક હત-બુદ્ધિ પુરૂષોને જગતના મોહ સારૂ બોલાવે છે." એ કુતર્કથી, એ મોહથી પ્રભો ! હમને દૂર રાખ.

**પૂરવણી:**—ઉપલું લખાઇ રહ્યા પછી હમારા પર "મુમુક્ષુ" તરફથી સભ્યતાને નહિ છાજતો પત્ર આવ્યો છે. સૌજન્યની મર્યાદાનો આ ભંગ "મુમુક્ષુ"થી થતો જોઈ ખેદ થાય છે. એ પત્રના ઉત્તરની કંઇ જરૂર હોત તો તે પત્રની પ્રસિદ્ધિમાંજ આવી જાત. પણ, અવકાશની તંગીને લીધે તથા ત્હેમાં પ્રસ્તુત ચર્ચાને લગતી દલીલો આપી નથી માટે અત્રે તે પ્રસિદ્ધ કરતા નથી. માત્ર ત્હેમાંની એક વાત જણાવવાની જરૂર છે.

"મુમુક્ષુના પ્રશ્નની ૧લી કલમ વિશેના હમારા છેલ્લા વિવેચન સંબંધે તે લખે છે કે, "કોણ કહે છે કે તેમનો (જન્ય હોવા છતાં વિનાશ ન પામતી વિરોધમય મોક્ષાવસ્થાનો અને આનંદ, જ્ઞાન, પ્રેમ, ભક્તિ ઇત્યાદિનો) અન્યોન્યવ્યતિરેકી સંબંધ છે ? કહેવાનો અર્થ એવો હતો કે જો 'પરજીવન'નું સ્વરૂપ નક્કી કરવામાં મનુષ્યબુદ્ધિનો આશ્રય નહિ કરો તો મોક્ષાવસ્થા—'પરજીવન'માં આનંદદાયિ રહે છે એમ પણ કહી શકાશે નહિ, કારણ કે તે પણ મનુષ્યબુદ્ધિનેજ અનુસારે કલ્પાવાનાં." આ "કહેવાનો અર્થ" પ્રથમથીજ "મુમુક્ષુ"એ આપ્યો હોત તો આ મુશ્કેલી ન પડત. "એક વસ્તુને જન્ય માની વિનાશિ ન માનવી" હેમાં "મનુષ્યબુદ્ધિનો આશ્રય" છોડી દેવાય છે એમ આ ખુલાસાથી 'મુમુક્ષુ'નો આશય જણાય છે—અથવા તો "આ અવસ્થાન્તરને વાસ્તવિક માનવી" એ "મનુષ્યબુદ્ધિના આશ્રય" બહાર છે એમ આશય હશે.

'મુમુક્ષુની' અસ્પષ્ટતા માટે હમે જવાબદાર નથી. વળી, ઉપલા ખુલાસા પછી પણ હમારી દલીલ કાયમ રહે છે. જન્યને અવશ્ય વિનાશી માનવાનું કારણ નથી એ અગાડી બતાવી ગયા છીએ અને મોક્ષને વાસ્તવિક અવસ્થાન્તર માનવાનું કારણ પણ કહી ગયા છીએ. મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ, ઇશ્વરનું સૃષ્ટિથી ભિન્ન અસ્તિત્વ વગેરે ચર્ચવામાં એ કારણ આપ્યાં છે. "મનુષ્યબુદ્ધિનો આશ્રય નહિ કરો" એમ કહેવાની પ્રસ્તુતતા સમજાતી નથી. મનુષ્ય-બુદ્ધિથી જાણેલું વાસ્તવિક હોય જ નહિ, તે સર્વ અનિત્ય જ હોય એમ કહી શકાય નહિ; કેમકે વાસ્તવિક–અવાસ્તવિક, નિત્ય–અનિત્ય, ઇત્યાદિ સર્વ જ્ઞાન મનુષ્યબુદ્ધિદ્વારા મનુષ્યને થાય છે. આ સર્વનો નિર્ણય શા આધારે થાય છે એ ઉપર કહી ગયા છીએ. જે રીતિયે મોક્ષાવસ્થાની વાસ્તવિકતા માનવામાં આવે છે તેજ રીતિયે તે અવ-સ્થામાં આનંદ, જ્ઞાન, પ્રેમ, ભક્તિ ઇત્યાદિ વાસ્તવિક માનવામાં આવે છે. મનુષ્યના જ્ઞાનપર અહીંના સર્વ જ્ઞાનનો આધાર છે. વેદાન્તીને બ્રહ્મનું, કે બીજા કોઇને કશાનું જ્ઞાન બીજા શા આધારે હોઇ શકે? માટે એ રીતિમાં સ્વવ્યાઘાતકતા નથી.

---

## કર્મ અને પુનર્જન્મ.*

### ( પ્રાર્થના સમાજમાં અપાએલો ઉપદેશ )

આ દેશમાં "કર્મ અને પુનર્જન્મ" મત બહુ પ્રસાર પામેલો છે. જન્મમાં જીવતાં જે કર્મ કર્યાં હોય તેનાં ફળ ફરી જન્મ લઇ આત્મા આ લોકમાં જ ભોગવે છે, અને તે ભોગવવા સારૂ તેને ફરી જન્મ લેવો પડે છે, અને એમ અનેક વાર જન્મ લેતાં લેતાં દરેક જન્મના કર્મ તેની પછીના જન્મમાં ભોગવી અન્તે આત્મા જ્યારે કર્મમુક્ત થાય ત્યારે એ પરિવર્તનમાંથી તે છૂટે અને મોક્ષ પામે, એ આ મતની ટુંકામાં વ્યાખ્યા છે. એ મતની યુક્તિ તપાસીએ.

*'જ્ઞાનસુધા' માસિકના જુનથી ઑક્ટોબર ૧૮૯૨ના અંકોમાં પ્રકટ કરેલ.

પ્રથમ તો પુનર્જન્મમત ઋગ્વેદ સંહિતામાં માનેલો માલમ પડતો નથી. તેથી એમ નહિ કહી શકાય કે એ મત વેદવાક્યને આધારે છે. ઉપનિષદોમાં એ મત પ્રથમ જોવામાં આવે છે. ક્ષત્રિય રાજા ચિત્ર ગાંગાયનિયે ઉદ્દાલક અને તેના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ કર્યો છે કે પ્રેત આત્મા ચન્દ્રમામાં જાય છે અને ચન્દ્રમા તેને ફરી જન્મ પામવા પાછો મોકલે છે. "પોતાના જ્ઞાન અને કર્મ પ્રમાણે તે અહીં ફરીથી કીડારૂપે, જીવડારૂપે, માછલીરૂપે, પક્ષીરૂપે, સિંહરૂપે, ભૂંડરૂપે, સાપરૂપે, વાઘરૂપે, માણસરૂપે, અથવા બીજી જગાઓમાં બીજા રૂપે તે અહીં ફરી જન્મે છે." કૌશિતકી છાંદોગ્ય ઉપનિષદ્‌માં એમ પણ કહ્યું છે કે "આત્મા ચોખા, અનાજ, વનસ્પતિ, ઝાડ, તલ, વટાણારૂપે જન્મે છે. માણસો એ ખોરાક ખાય અને સંતતિ ઉત્પન્ન કરે ત્યારે તે તેના પ્રમાણે થાય. જેમણે સારા કર્મ કર્યા હોય તેમને જલદી કોઈ સારો જન્મ મળે. એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યનો જન્મ મળે. પણ જેમણે નઠારાં કર્મ કર્યા હોય તેમને જલદી નઠારો જન્મ મળશે; એટલે કુતરા, ડુક્કર કે ચાંડાલનો જન્મ મળશે." બૃહદારણ્યોપનિષદ્‌માં પણ કહ્યું છે કે "ઘાસનો કીડો એક તરખલાને છેડે પ્હોંચી બીજા તરખલા પાસે જઈ તે તરફ પોતાને લઈ જાય છે તેમ આત્મા આ શરીરનો ત્યાગ કરી અને અજ્ઞાન દૂર કરી બીજા શરીર પાસે ફરી જઈ તે તરફ પોતાને લઈ જાય છે. સોની જેમ સોનાનો કકડો લઈ તેની બીજી નવી વધારે સુંદર આકૃતિ બનાવે છે, તેમ આત્મા આ શરીરનો ત્યાગ કરી અને અજ્ઞાન દૂર કરી પોતાને સારૂ બીજું નવું અને વધારે સુંદર રૂપ કરે છે. તે પિતૃઓ જેવું હોય, કે ગન્ધર્વો જેવું હોય, કે દેવો જેવું હોય, કે પ્રજાપતિ જેવું હોય, કે બ્રહ્મન્ જેવું હોય, કે બીજાં પ્રાણીઓ જેવું હોય. આ તો જે મનુષ્ય ઇચ્છા કરે તેને માટે. જે મનુષ્ય ઇચ્છા નથી કરતો, જે ઇચ્છા નહિ કરતાં, ઇચ્છાથી વિમુક્ત થઇ પોતાની ઇચ્છાઓમાં સંતુષ્ટ થાય છે અથવા આત્માની જ ઇચ્છા

કરે છે તેના પ્રાણુ બીજે કંઈ જતા નથી. બ્રહ્મન્ હોઈ તે બ્રહ્મન્ પાસે જાય છે. સાપની કાંચળી ઉકરડાપર મરી ગયેલી અને નાખી દીધેલી પડી રહે તેમ શરીર પડી રહે છે. પણ તે શરીરથી છૂટેલો અમર આત્મા માત્ર બ્રહ્મન્ છે. તે જ માત્ર છે." (દત્તમાંથી) મહાત્મા બુદ્ધે આત્માનું અસ્તિત્વ નહોતું સ્વીકાર્યું, પણ વિચિત્ર રીતે આત્માનો પુનર્જન્મમત સ્વીકાર્યો હતો.

આ મત તપાસતાં બે દષ્ટિબિન્દુથી તેની તુલના કરવાની છે. આસ્તિકવાદથી અને નાસ્તિકવાદથી–ઈશ્વર છે એમ સ્વીકારતાં પુનર્જન્મમત વિશેની દલીલ કેવી જાતની થાય છે અને ઈશ્વર છે એ નાકબુલ કરતાં તેની દલીલ કેવી જાતની થાય છે. નાસ્તિકવાદ સ્વીકાર્યા પછી પુનર્જન્મ સ્વીકારાય છે કે નહિ એ વાતની બહુ હલકી ગણના થાય છે કેમકે આપણે આસ્તિકવાદ ઈશ્વર છે એ મત સર્વ રીતે માન્ય છે અને તેનાં પ્રમાણ પણ અનેક વાર આ સ્થળેથી અપાઇ ગયાં છે. છતાં નાસ્તિકવાદના દષ્ટિબિન્દુથી પુનર્જન્મમત તપાસવાનો હેતુ એટલો જ કે પુનર્જન્મમત અને નાસ્તિકવાદને કેવો સંબંધ છે, પુનર્જન્મમતનું પરિણામ કેવું નાસ્તિકવાદમાં થાય છે, નાસ્તિકને તે મત કેવો અભિમત થાય છે તે જોઈ શકાય.

જગતનો કર્ત્તા–નિયંતા મનુષ્યથી મોટો કોઈ પ્રભુ છે એ વિશ્વાસ આર્ય પ્રજામાં વેદના સમયથી દઢ થયલો છે. તોપણ ભિન્ન ભિન્ન શાસ્ત્રકારોના મત પરસ્પર વિરૂદ્ધ હોય તે છતાં તે સર્વને પ્રમાણ ગણી સ્વીકારવા, અને તે મતની યોગ્યાયોગ્યતા તપાસવાનો તો વિચારજ ન કરવો એ બુદ્ધિથી નાસ્તિકવાદમાં પરિણામ પામતો પુનર્જન્મ મત પણ સ્વીકારી લેવામાં આવ્યો છે. ઉપર આપેલા ઉપનિષદોમાંના ઉતારા પરથી જણાય છે કે આ મતની શરૂઆત માણસના કર્મનું ફળ હોવું જોઇએ એ ચિંતામાં થઈ છે. પૃથ્વીપર એવું જોવામાં આવે છે કે કેટલીક વાર સારાં કૃત્ય કરનાર, સુનીતિયે ચાલનાર સાધુ પુરૂષો, ન્યાય્ય રીતિયે વર્તનાર સજ્જનો દુઃખી થાય છે કે દુઃખમાં જન્મારો

પુરો કરે છે અને નઠારાં કૃત્ય કરનાર, અનીતિયે ચાલનાર દુષ્ટ પુરૂષો, અન્યાય્ય રીતિયે વર્તનાર દુર્જનો સુખી થાય છે અને જન્મારો સુખમાં કહાડે છે. સદાચરણની સંપૂર્ણ મૂર્ત્તિ, સુનીતિને ચાહનાર, શુદ્ધત્વ ધારણ કરનાર અને પવિત્રતા વર્ત્તાવનાર પરમેશ્વરના રાજ્યમાં આવો અન્યાય અઘટિત લાગે છે, ઈશ્વરના ન્યાયકારી સ્વરૂપને લાંછન લગાડે છે, તેની વિશુદ્ધિપ્રિયતામાં બાધા કરે છે. માટે, સાધુ તથા દુષ્ટ પુરૂષોને તેમનાં સુકૃત્ય તથા કુકૃત્યનાં ફળ આ જન્મમાં ન મળે તો આવતા જન્મમાં મળવાં જોઇયે, સાધુ પુરૂષો આ જન્મમાં સુખી ન થાય તો આવતા જન્મમાં સુખી થવા જોઇએ એમ ઈશ્વરપરથી અન્યાયનો આરોપ ખસેડવા તથા સદાચરણીને દિલાસો દેવા આ પુનર્જન્મમત ઉદ્ભવ્યો. હવે પ્રથમ તો ઈશ્વરનો ન્યાય સાબીત કરવા આવી મનુષ્યકલ્પનાની જરૂર જ નથી. કૃત્યનાં ફળ જે જન્મમાં તે કરાયાં તેમાં ન મળે છતાં આવતા જન્મમાં મળે તો તો આખરે ઈશ્વર ન્યાયી એવી કલ્પના મનુષ્યની નબળાઈ બતાવી આપે છે. કોઈ મનુષ્યને સારો ઠરાવવો હોય તો તેના દોષ છતાં અંતે તેના સારા ગુણ વર્ણવી મનુષ્યો તેને સદ્ગુણી ઠેરવે છે. આવી જ નબળાઈ ઉપલી કલ્પનામાં છે. આ જન્મમાં સાધુ પુરૂષ દુઃખી થાય અને અસાધુ સુખી થાય એ અન્યાય થોડા કાળ પછી સાધુને સુખી કર્યાથી અને અસાધુને દુઃખી કર્યાથી ધોવાઈ કેમ જાય તે સમજાતું નથી. પણ વખતે એમ કહેવામાં આવશે કે આ જન્મમાં તો વળી આગલાં જન્મનાં ફળ મળે એટલે ઈશ્વરને આ જન્મનાં કૃત્યનાં ફળ આપવાનો અવકાશ ન મળે માટે તે આવતા જન્મમાં આપે. આ પણ નબળા મનુષ્યની ઈશ્વરને પોતાના જેવા નબળા બનાવવાની કલ્પના છે; એ વિશે અગાડી જોઈશું.

પ્હેલાં એક પ્રસંગે "ઐશ્વરી નીતિ"ના વિવેચનમાં કહ્યું હતું કે અહીંના સુખદુઃખને ઈશ્વરે આપેલાં ઈનામ કે સજા ગણવાં એ તો માનવી નીતિ છે. ઈશ્વરે સૃષ્ટિને ચલાવવાના નિયમો કર્યા છે તેનો

વ્યાપાર સર્વ તરફ એકસરખી રીતે થયો જાય છે. પાણીથી સત્પુરૂષની તરસ છીપે છે અને પાપીની તરસ પણ છીપે છે, સૂર્યને પ્રકાશ સાધુ અને અસાધુ સર્વને એકસરખો મદદ કરે છે. ખેતરમાં બીજ વાવ્યા પછી વૃષ્ટિ વગેરે અનુકૂલતા મળે તો ખરી માલકીના ખેતરમાં વત્તું પાકે અને બીજા પાસે છીનવી લઈ વાવેલા ખેતરમાં ઓછું પાકે એમ થતું નથી. આમ સૃષ્ટિમાં જેથી આપણને સુખ દુઃખ થાય છે તે સૃષ્ટિના નિયમ પ્રમાણે થયાં જાય છે. સત્પુરૂષનું વહાણ પણ વાવાઝોડું થાય તો ડૂબી જાય છે. દેવતા હાથમાં ઝાલનાર પાપી હોય કે પુણ્યશાળી હોય તોપણ સરખી રીતે દાઝે છે. ઈશ્વર પોતાના રચેલા નિયમો તોડે એમાં તેનું મહત્ત્વ, એ તેનો ચમત્કાર, ઈશ્વરે નિયમો રચતી વખત વિચાર્યું નહિ હોય કે આથી તો અન્યાય થશે માટે તેને પછાડીથી ફેરવવા પડે એવી બાલિશ કલ્પના હાસ્ય-જનક છે. એક આદમી અપરાધ કરે તો તેને સજા કરવા તેની સ્વતંત્રતા ને મિલકત છીનવી લેવી એ માનવીનીતિનો આશ્રય મનુ-ષ્યને કરવો પડે છે. ઈશ્વર તો અસાધુને સાધુત્વથી જીતે છે, ક્રોધને અક્રોધથી જીતે છે, કૃપણને દાનથી જીતે છે, અસત્યવાદીને સત્યથી જીતે છે. સૃષ્ટિનાં સુખ દુઃખ આમ સૃષ્ટિના નિયમોના પરિણામ છે, તો તેના સ્વરૂપપરથી ઈશ્વરને અન્યાય આરોપવો એ ઈશ્વરની નિન્દા છે. દેહના નિયમ તુટે તો તેના યોગ્ય પરિણામ દેહને થાય છે. આત્મા નિયમ તોડે તો તેનાં પરિણામ આખરે આત્માને થાય છે. ત્યારે આત્માનું સુખદુઃખ તો તેની શાન્તિ કે અશાન્તિમાં છે. લાખો મનુષ્યોનો પતિ, અસંખ્ય ધનની સંપત્તિવાળો, અજય્ય સૈનાથી વિંટાયલો, સ્ત્રી પુત્ર પરિવારથી સુખી એવા રાજાનો પણ આત્મા અશાન્તિમાં હોય તો સુખ ભોગવતો નથી. તેમ નિર્ધન, મદોન્મત્ત મનુષ્યથી તિરસ્કૃત, અસહાય, મનુષ્યનો આત્મા પણ શાન્તિ ભોગવતાં સુખ પામે છે. આ રીતે આત્માનું સુખદુઃખ તેની પોતાની શાન્તિ કે અશાન્તિમાં છે. મૃત્યુ પછી કાયમ રહેનાર આત્માને ઇનામ

કે સજા તેની શાન્તિ કે અશાન્તિમાં છે. આત્માને ઇનામ કે સજા દેહ ધારણ કર્યા પછી જ મળે એવી કશી જરૂર નથી. કેમકે દેહ ધારણ કર્યા પછી પણ દેહના વિલાસ કે કષ્ટથી પણ જ્યારે અંતે આત્માને શાન્તિ કે અશાન્તિ પ્હોંચે ત્યારે પરિણામ મળ્યું કહેવાય. તો એ શાન્તિ કે અશાન્તિ તો વગર દેહે પણ થાય. આત્માનો પશ્ચાત્તાપ, ઈશ્વરવિમુખતા ઈશ્વર પોતાથી અપ્રસન્ન છે એ જ્ઞાન, ઈશ્વરની કૃપાછાયામાં રહેવાની પોતાની અયોગ્યતા એ જ આત્માને અશાન્તિ આપી દુઃખ કરે છે.

દેહથી થતું અજ્ઞાનનું આવરણ ખશી જતાં ઈશ્વરના સ્વરૂપનું, ઈશ્વરને શું પ્રિય છે તેનું, ઈશ્વરની પ્રીતિ કેવી જરૂરની છે તેનું ભાન વધારે સંપૂર્ણ રીતે થાય, દેહ છતાં તેવું સારૂં ન થાય તો દેહથી જુદા પડે જ ખરેખરો પશ્ચાત્તાપ થાય. તેમજ સુખ—અને ઈશ્વરકૃપા અને ઈશ્વર સાંનિધ્ય જેવું સુખ એકે નથી—એ પણ દેહથી છુટા પડયા પછી જ સંપૂર્ણ રીતે થાય. સંપૂર્ણ શાન્તિ ત્યારે જ મળે. દેહ છતાં ઈશ્વરથી કંઈ વિમુખતા કંઇ છેટું રહે છે તે દેહ ગયા પછી જતું રહે. આ રીતે વાસ્તવિક સુખદુઃખ આત્માના શાન્તિ અશાન્તિ ખરેખરાં દેહ વગર થાય છે તો આત્માના સુકૃત્ય કે કુકૃત્યના ઈનામ કે સત્તા પણ દેહ વગર જ પૂરેપૂરાં થવાનાં. દેહથી તો ઉલટું વિઘ્ન આવે. માટે ન્યાય માટે પુનર્જન્મની કશી જરૂર નથી.

વખતે એમ કહેવામાં આવશે કે શું એક વાર પાપ કર્યું તો ફરી સુખની આશા જ નહિ. અનંત કાળ દુઃખમાં જ રહેવાનું, ફરી જન્મ લઈ એ પાપનાં ફળ ભોગવો. સારાં કૃત્ય કરવાની તક મળવાની જ નહિ ? આ શંકાનો ઉત્તર 'પ્રાર્થનાની જરૂર' વિષેના વિવેચનમાં આપવામાં આવ્યો હતો. ઈશ્વર કૃપાળુ છે, પાપની સજા પ્રશ્ચાત્તાપ છે, તો યોગ્ય પશ્ચાત્તાપ થઈ રહ્યા પછી, દુષ્ટતા ગયા પછી ઈશ્વરકૃપાને યોગ્ય ન થવાય એવું કંઈ નથી. તો એ પશ્ચાત્તાપ માટે દેહ ધારણની કશી જરૂર નથી. તેથી તો ઉલટાં પાછલા જન્મનાં

કૃત્ય ભૂલી જવાય એટલે પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે નહિ અને પાપિતા એમની એમ રહે. પુનર્જન્મમાં દેહના સુખદુઃખથી આત્માને ઈનામ કે સજા થાય નહિ. આત્માના સુખ માટે, ઈનામ માટે તો મોક્ષ ઈશ્વરકૃપા ઇશ્વરસાંનિધ્ય જ છે. આત્માની સજા માટે આ પાપ ખોટું કર્યું, ઈશ્વરને અપ્રિય કર્યું એવી પશ્ચાત્તાપજન્ય અશાન્તિ જોઈયે. પુનર્જન્મમાં પાછલાં કૃત્યની સ્મૃતિ ન હોય એટલે એ સજા હોઈ શકે નહિ.

આ જન્મનાં કૃત્યનાં ન્યાયયુક્ત ફળ માટે હવે પછી પુનર્જન્મની જરૂર છે કે નહિ તે જોવું ? હવે આ જન્મની દશાના ખુલાસા માટે આ જન્મ પ્હેલાં પૂર્વ જન્મની જરૂર છે કે નહિ તે જોઇએ. કેટલીક વખત કહેવામાં આવે છે કે આ જન્મમાં કોઈ સુખી, કોઈ દુઃખી, કોઈ જન્મથી અંધ, કોઈ વિશેષ બળવાન, કોઈ વિશેષ બુદ્ધિવાન્, કોઈ જડબુદ્ધિ જોવામાં આવે છે, એ કર્મનાં ફળ ન હોય તો ઈશ્વર અન્યાયી કહેવાય, માટે ઇશ્વરનો ન્યાય સાબિત કરવા પૂર્વજન્મ માનવો જોઇયે કે પૂર્વજન્મનાં ફળથી આ બધી વ્યવસ્થા થયલી માનતાં અન્યાય કંઇ રહે નહિ. અહીં પાછા ઈશ્વરપર ઉપકાર કરનાર આ મતવાદીને કહેવું જોઈયે કે ઈશ્વરના ન્યાયની ગણના માનવીનીતિયે કરવી એ ઈશ્વરની નિન્દા છે. માતાપિતાના સ્વભાવ, બુદ્ધિ, અંગ વગેરે કારણોથી ગર્ભાવસ્થામાં કંઇ અકસ્માતથી, માતાના મનપરની અસરથી, જન્મ વખતની સ્થિતિથી, આસપાસના સંસર્ગથી એવી અનેક રીતે મનુષ્યના અંગ અને મનની સ્થિતિ નિશ્ચિત થાય છે. તેમાં ઈશ્વરને મનુષ્યબુદ્ધિયે પાર્થિવ સુખ આપી પક્ષપાતી થઇ ઈનામ આપનાર કે મનુષ્યની માફક વેર લેનાર ગણવો એ ઈશ્વરની નિન્દા છે. ઈશ્વરના નિયમ પ્રમાણે સૃષ્ટિ ચાલી જાય છે. એ નિયમમાં ઈશ્વરે પોતાને યોગ્ય લાગી તે ગોઠવણ કરી છે. મનુષ્યનું તેમાં ન્યાય અન્યાય ઠેરવવાનું કામ નથી. આત્મા ઈશ્વરને પ્રિય કામ કરી ઈશ્વરસાંનિધ્યમાં સંતોષ પામે એ જ તેનું ઇનામ.

પોતાની દુષ્ટતાનું પૂરેપૂરૂં ભાન થતાં પશ્ચાત્તાપ કરે એ તેની સજા. એમાં ઇશ્વરને પક્ષપાત કરવો પડતો નથી કે વેર વાળવું પડતું નથી. પણ ધારો કે આ જન્મમાં માણસોની વિવિધ સ્થિતિ અન્યાયસૂચક છે. તો પૂર્વજન્મ માન્યાથી એ અન્યાયારોપ કેમ ટળી જાય છે? પૂર્વજન્મમાં મનુષ્યોએ વિવિધ અવસ્થાને લીધે વિવિધ કર્મ કર્યાં તો તે જન્મની અવસ્થા ઇશ્વરે આપી અન્યાયનાં મૂળ રોપ્યાં. પૂર્વજન્મની અવસ્થા તેથી આગલા જન્મની અવસ્થાનું ફળ ગણી, આ દોષ દૂર કરીએ તો તે માટે તેથી આગલા જન્મની અવસ્થાપર જવું પડે, એમ કરતાં સહુથી પ્રથમ જન્મપર જઈયે તો ત્યાંતો તે જન્મની અવસ્થાના કારણ માટે પૂર્વજન્મ નથી. તો એ અવસ્થા આપી ઇશ્વરે જ અન્યાયનાં બીજ રોપ્યાં! બધાના પ્રથમ જન્મની અવસ્થા સરખી હોત તો કોઇ દહાડો અન્યાયનું કારણ જ ન રહેત! આમ આ જન્મની અવસ્થાને ઇશ્વરના ન્યાય તપાસવામાં કામે લીધાથી ઇશ્વરનિન્દાનો દોષ વ્હોરી લેવાય છે અને મુશ્કેલી તો એમને એમ રહે છે. જે વિવિધ અવસ્થાનું અંત્ય મૂળ પ્રથમ જન્મ જ ત્યાં તો તેના કારણ માટે પૂર્વ જન્મ મત નિરર્થક થઇ પડે છે. પ્રથમ જન્મ નથી, આત્માના જન્મ અનાદિ છે એમ કહેવામાં આવે તો આત્મા ઇશ્વરના સમકાલીન સત્તાવાળો, ઇશ્વરથી સ્વતંત્ર કલ્પવો પડે, ઇશ્વર સર્વનો સ્રષ્ટા છે એ નાકબુલ થાય અને પરિણામે નાસ્તિકતા આવે. સ્રષ્ટા ઇશ્વર ન માનનાર વેદાન્તીને મતે પણ અસલ એક બ્રહ્મજ સત્ય હોય, બધું તેમાંથી નિકળ્યું હોય તો આત્માના જન્મ અનાદિ ન હોય.

વળી વિચારીશું તો માલમ પડશે કે પૂર્વકર્મનાં ફળથી એક જન્મની અવસ્થાનો ખુલાસો આપતાં મનુષ્યની કર્મ માટે જવાબદારી રહેતી નથી. પ્રથમ જન્મમાં જે કર્મ કર્યાં તે પ્રમાણે બીજા જન્મમાં અવસ્થા થાય તે પ્રમાણે કૃતિ કરવાને માણસ દોરાય, તો પછી બીજા જન્મના કર્મ માટે જવાબદારી શી રહી? દરેક જન્મમાં માણસ કહી શકે કે મને તો પૂર્વજન્મથી સંચિત પ્રારબ્ધ દોરે છે તેમ હું

દોરાઉં છું, પૂર્વજન્મનાં ફળનાં કર્મ કર્યો જાઉં છું. જાતે ખુશીથી કંઇ કરતો નથી. આમ નવાં કર્મ કરવાની સ્વતંત્રતા ક્યાં રહી? નવાં કર્મ કરી છુટવાનો અવકાશ ક્યાં રહ્યો? આ જન્મમાં આગલા જન્મમાં કૃત્યથી દોરાઇયે તેમાં આપણો શો વાંક? ત્યારે જવાબદારી તો પ્રથમ જન્મના કૃત્યનીજ રહી તો પછી કર્મની જવાબદારી માટે એક કરતાં વધારે જન્મની જરૂર ક્યાં રહી? તે જન્મ તો જવાબદારી વગરના માણસને ઘસડયા જાય છે. "સદાચરણ બળ" વિષેના વિવેચનમાં કહ્યું હતું તેમ સીતાને રામે કહાડી મૂકી તેમાં સીતા કહે કે એ રામનો દોષ નથી, હું જ મારા પૂર્વ જન્મનાં કર્મનાં ફળ ભોગવું છું; આમ હોય તો શું સીતા પૂર્વ જન્મનાં કૃત્યની સજા ભોગવે માટે રામ અન્યાય આચરે, રામ અપરાધ કરે? ઇશ્વરનો ન્યાય એવો હોય, એક જણને સજા થાય માટે બીજો ગુનો કરે? એક જણનું ખુન થાય તે તેને તેના આગલા જન્મનું ફળ મળ્યું એમ હોય તો શું એ ફળ આપવા માટે ઇશ્વર બીજા પાસે ખૂન કરાવે, પાપ કરાવે? એ ખૂની અપરાધી નથી એમ તો કહી શકાશે નહિ. આ રીતે આ અંશમાં જવાબદારીનો નિયમ વિપરીત થઇ જાય છે.

આમ આસ્તિકવાદના દૃષ્ટિબિન્દુથી જોતાં, ઇશ્વર છે એમ સ્વીકારી વિવેચન કરવા પુનર્જન્મ મત તદ્દન નિષ્કારણ માલમ પડે છે, અને વાસ્તવિક રીતે જોઇશું તો એ મતનો નિકટ સંબંધ નાસ્તિકવાદ જોડે ઘણો છે. બુધ્ધે ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર ન કર્યો, અને ઇશ્વરની ખાલી પડેલી ગાદીએ "કર્મ"ને બેસાડી દીધું. વિશ્વનો નિયંતા ઇશ્વર નહિ, મનુષ્યનાં સુખદુઃખ જેથી થાય છે તે નિયમો ઘડનાર ઇશ્વર નથી. ઇશ્વર નથી એટલે પુણ્યશાળીને ઇશ્વર સંનિધિમાં મોક્ષ નહિ, પાપીને દેહ પડયે પશ્ચાત્તાપમય દુઃખ નહિ. ત્યારે વિશ્વતંત્ર શાથી ચાલે છે? મનુષ્યને સુખદુઃખ શાથી થાય છે? કર્મથી. ઇશ્વર નથી તો સાધુ અને દુષ્ટના આત્માની સ્થિતિમાં શાથી ફેર થશે? કર્મથી. ઇશ્વરભકિતની કિમ્મત નથી તો શાની છે?

કર્મની. આમ ઈશ્વરનું અસ્તિત્વ નાકબુલ કરનારને આ મત ઘણો અભીષ્ટ હતો. ઉપર બતાવ્યું તેમ જન્મને અનાદિ માનવામાં બન્ને રીતે નાસ્તિકતા આવે છે. નાસ્તિકવાદની નિર્મૂલતા અને ભ્રાન્તિ અનેકવાર બતાવવામાં આવ્યાં છે એટલે નાસ્તિકવાદને આધારે ટકી રહેલો પુનર્જન્મ મત નિરાધાર જ છે. ઈશ્વરનું અસ્તિત્વ એ પ્રસ્તુત વિષય નથી એટલે તેમાં ઉતરી શકાય તેમ નથી.

છતાં નાસ્તિકવાદીના દૃષ્ટિબિન્દુથી પૂર્વ જન્મ મતની યુક્તિ તપાસીયે. થિઓસોફી નામે ચાલતો પ્રયત્ન બહુ અંશે બૌદ્ધ માર્ગને કે કોઇક વાર વેદાન્ત માર્ગને સ્વીકારે છે. બૌદ્ધ માર્ગની માફક વેદાન્ત માર્ગ પણ અન્ય રીતે નાસ્તિકવાદ છે. મનુષ્ય બ્રહ્મ હોય, પશુ બ્રહ્મ હોય, પાષાણ બ્રહ્મ હોય, વિશ્વમાં બ્રહ્મથી અતિરિકત, બ્રહ્મથી જુદું બીજું કંઇ ન હોય, વિશ્વ તે જ બ્રહ્મ હોય, અસ્તિત્વ એ જ બ્રહ્મ હોય તો પછી જેનાથી અતિરિકત કંઇ નથી, જેનાથી જુદું કંઇ નથી, જે છે એટલા માટે જ છે, જેના ગુણ કંઇ નથી તે હોય કે ન હોય તે 'સરખુ'જ છે. મનુષ્ય ઈશ્વર હોય એટલે ઈશ્વર છે એમ કહેવાનું કારણ રહ્યું નહિ. રાજા અને પ્રજા એક એક રીતે સરખાં હોય, એક જ હોય તો રાજા છે એમ કહેવાનું કારણ રહ્યું નહિ. મનુષ્યને પોતાના કર્મ માટે કોઈને જવાબ દેવાનો રહ્યો નહિ. તેના કર્મજ ભ્રાન્તિ કહેવાય. આમ વેદાન્તનું પરિણામ નાસ્તિકવાદમાં છે. થિઓસોફી આ બે નાસ્તિકવાદને અભિમત ગણે છે, તેથી જ તે પુનર્જન્મ મત સ્વીકારે છે. થોડા વખતપર મુંબઇની મંડળીના સેક્રેટરીયે પુનર્જન્મ મતની તરફેણમાં આ શહેરમાં ભાષણ આપ્યું હતું. આથી સ્વમતને પુષ્ટિ મળેલી ગણતાં આસ્તિક જનોયે તો સંકોચ પામવું જોઈયે કેમકે ઈશ્વર આપી દઇ પુનર્જન્મ લેવો એ સારૂં ભકતથી ન થાય, વળી હિંદુ શાસ્ત્રને આધારે પુનર્જન્મ માનનારે પણ પોતાના મતને એથી પુષ્ટિ મળેલી ન ગણવી જોઇએ કેમકે એ મંડળી બીજી રીતે તો હિન્દુ શાસ્ત્રોને તેમની ખરી કિમ્મત

કરતાં પણ ઊંચાં ચડાવી શાસ્ત્રકારોના મનમાં ન્હોતી તેવી વાતો તેમાંથી કહાડવા મથે છે પણ પોતે હિંદુશાસ્ત્રને પ્રમાણભૂત માને છે, તેનું રહસ્ય પ્રસિદ્ધ કરવાનું માથે લે છે એ વાત મનુષ્ય પશુરૂપે અવતરે એ શાસ્ત્ર મતમાં ભૂલ કરતા એ મંડળી ભૂલી જાય છે અને મનુષ્ય પશુ અવતરી શકે જ નહિ એમ માને છે. માટે શાસ્ત્રને પ્રમાણભૂત માનનારે તો થિઓસોફીનો ટેકો સ્વીકારવો ન જોઈયે કેમકે તે શાસ્ત્રને કોરે મૂકે છે. શાસ્ત્ર કોરે મૂકી તર્ક વાપરવો એ વાસ્તવિક રીતે તો યુક્તિસર છે પણ આ સૂચનાનો હેતુ એ છે કે આ બાબતમાં થિઓસોફી અને શાસ્ત્ર ખાતર બુદ્ધિનું બલિદાન આપનાર બન્નેની અસંબંદ્ધતા છે. થિઓસોફીકલ મંડળી નાસ્તિકવાદી છે. તટસ્થ કર્તા નથી માનતી, આર્ય લોકો ઇશ્વરને જે સ્વરૂપે માને છે તે સ્વરૂપ નથી સ્વીકારતી એ તે પોતે જ કહે છે. મીસીસ એ. પી. સિનેટ "પરપસ ઓફ થિઓસોફી" (થિઓસોફીનું પ્રયોજન) નામે પુસ્તકમાં નીચેનાં વાકય પસંદગી બતાવી ઉતારે છે:

"સર્વોપરી શક્તિ છે. પણ સર્વોપરી પ્રભુ નથી. અદશ્ય તત્ત્વ છે પણ પરમ પુરૂષ ઈશ્વર નથી...નિયંતા, પાલન કરનાર એક કોઇ નથી કારણ કે કુદરત અતિરૂદ્ધ નિયમો પ્રમાણે ચાલે છે અને આ બાબતમાં વિશ્વ જાતે ચાલી રહેલું મ્હોટું યંત્ર છે. દુનિયામાં વ્યાપી રહેલી ચૈતન્યમય શક્તિને અજ્ઞાન લોક ઈશ્વર કહે છે." આ સ્પષ્ટ નાસ્તિકવાદ છે, આ પુસ્તકમાં પુનર્જન્મ મતની તરફેણમાં આપેલી દલીલો તપાસીયે. પ્રથમ તો ગ્રન્થકર્ત્તા કહે છે કે કુદરતમાં જેમ 'ઇવોલ્યુશન' ચાલે છે એટલે ચૈતન્યના થોડા અંશવાળા પ્રાણીમાંથી વધારે અંશવાળું પ્રાણી જન્મ્યું, જીવી ન શકે તેવો પ્રાણી વર્ગ નાશ પામ્યો અને જીવી શકે તેવો બીજો પ્રાણી વર્ગ જન્મ્યો, તેમાંથી કંઇક ઉંચી જાતનાં પ્રાણી જન્મ્યાં; તેમાંથી તેથી ઉંચી જાતનાં પ્રાણી જન્મ્યાં; અંતે વાંદરાં થયાં અને તેમાં કંઈક ઉંચો મનુષ્ય વર્ગ જન્મ્યો અને અસલનો એ વાનર વર્ગ ટકી ન શક્યો માટે નાશ પામ્યો.

આમ થયું જાય છે તો તે મનુષ્ય લગી આવી કેમ અટકે? મનુષ્યથી ઉંચો પ્રાણી વર્ગ કેમ ન ઉદ્ભવે? અને એમ બીજા પ્રાણી થાય તે પુનર્જન્મ ઘડી ઘડી જન્મી મનુષ્ય નવી નવી શક્તિયો મેળવતો જાય, અજ્ઞાન દૂર કરતો જાય, પવિત્રતા સંપાદન કરતો જાય અને ઉંચા વર્ગમાં જતો જાય. હવે આમ થાય છે એમ કહેનારે તેનાં કારણ આપી તે સિદ્ધ કરવાનું છે, કેમકે (ઈવોલ્યુશન) 'ઉત્તરોત્તર ઉત્કર્ષ' ના સાયંટિફીક (શાસ્ત્રીય) મતમાં તેવું કશું નથી. આવો નવો ઉત્કર્ષ વખતે કેમ નહિ થતો હોય એ કલ્પના સારી લાગે માટે એ વાત ખરી ગણી સ્વીકારાય નહિ. તે છે એમ કારણ આપી બતાવવું જોઈએ.

પણ, ધારો કે મનુષ્યરૂપ થયા પછી પણ દરેક જન્મમાં ઉત્કર્ષ થતો જાય છે એ વાત ખરી છે. તો તેથી ખરેખરા પુનર્જન્મ મતને શી પુષ્ટિ મળી? પ્રથમ તો પુનર્જન્મ મત પ્રમાણે દરેક નવો જન્મ આગલાથી ઉત્કૃષ્ટ જ એમ આવશ્યક નથી. નવા જન્મનું કારણ આગલા જન્મનું કર્મ હોવાથી તે કર્મ પ્રમાણે નવો જન્મ આગલા જન્મથી ઉતરતો પણ હોય અને ચઢતો પણ હોય. ઉપલા 'ઉત્તરોત્તર ઉત્કર્ષ' મતમાં નવા જન્મનું કારણ શારીરિક શક્તિ હોવાથી તે નવો જન્મ આગલા જન્મથી ઉત્કૃષ્ટ હોવો જ જોઈયે. શક્તિમૂલક મતથી ઉપમાનને આધારે પણ કર્મમૂલક પુનર્જન્મ મતને શી પુષ્ટિ મળી? ઉત્તરોત્તર ઉત્કર્ષ Evolution મતમાં કંઈ એવું નથી કે એની એ જ વ્યકિત નવા રૂપે જન્મે. તે મત પ્રમાણે તો અમુક વર્ગ નાશ પામી ધીમે ધીમે નવો વર્ગ ઉદ્ભવ પામે છે પણ પુનર્જન્મ મતમાં તો મૂળ સિદ્ધાંત જ એ છે કે એની એ જ વ્યકિત નવો જન્મ પામે છે. વળી હાલ જીવી શકતો મનુષ્ય વર્ગ હયાતીમાં છે તે જ બતાવી આપે છે કે એથી વધારે ઉત્કૃષ્ટ વર્ગ થતો નથી. કેમકે એ વર્ગ ટકી ન શકે, નાશ પામે ત્યારે જ નવો ઉત્કર્ષ થાય. જો એમ કહેવામાં આવે કે એ કલ્પિત નવા ઉત્કર્ષમાં માનવ જાતિ તો એની

એ જ પણ તેનાં જ્ઞાન ગુણ શકિતમાં ફેર—એમ હોય તો પછી એ ઉત્કર્ષ (Evolution) શાનો ? ઉત્કર્ષથી તો વખતે માનવરૂપ નાશ પામી નવાં રૂપ થશે એમ કલ્પાય. પણ રૂપ એનું એ રહે અને ગુણ બદલાય એમ શી રીતે અનુમાન કરાય ? (Evolution) મતમાં તો દરેક નવા અવતારમાં નવું સ્વરૂપ, નવો પ્રાણી વર્ગ, નવી જ જાતિ જન્મે છે અને પાછલી કદી એને એ સ્વરૂપે દેખા દેતી નથી એ સ્થિતિ છે. એવો ઉત્કર્ષ મનુષ્યનો થતો હોય તો તેને પુનર્જન્મ—હાલ છે તેમાંના જ એકાદ રૂપમાં ફરી જન્મ–ના મત જોડે શો સંબંધ ? ઘોડામાંથી ઘોડો જન્મે એ ઉત્કર્ષ નથી. પણ ઘોડાને બદલે તે જાતનો ઘોડો નાશ પામી બીજી જાતનું તેથી ઉત્તમ પ્રાણી જન્મે, તે જુદો જ વર્ગ થાય, અને ઘોડાની આગલી જાત નાબુદ થઈ એક બીજા જ સ્વરૂપની ઘોડાને મળતી જાત વખતે કાયમ રહે એ ઉત્કર્ષનું સ્વરૂપ છે. તેવું પુનર્જન્મમાં ન હોય તો એ વાતથી પુનર્જન્મને શો ટેકો મળે ? વળી થીઓસોફીના મત પ્રમાણે દરેક નવા જન્મમાં ઉત્કર્ષ થતો જાય છે અને કેટલાક સમયને અંતે મનુષ્ય મહાત્મા સ્વરૂપને પામે છે. મહાત્મા એ મનુષ્યથી ચઢતી પણ બ્રહ્મની કંઈ ઉતરતી જાતિ હશે એમ જણાય છે. ખ્રીસ્તી ધર્મના ફીરેસ્તાની કલ્પનાપરથી આ કલ્પના લીધેલી જણાય છે. પણ, હિંદુ પુનર્જન્મ મતમાં તેવું કશું નથી. તોપણ આ કલ્પના ઉત્તરોત્તર ઉત્કર્ષના મતને કંઈ વધારે મળતી છે. ઉપર બતાવ્યું તેમ હાલની મનુષ્ય જાતિની હયાતીને લીધે એ કલ્પનાને "ઉત્કર્ષ" મતથી પણ ટેકો મળતો નથી. તોપણ એ કલ્પનાને જરા વધારે તપાસીએ. મીસીસ સિનેટ કહે છે કે જીવની (ever improving and purifying process)-હમેશ સુધરતા જવાની અને શુદ્ધ થતા જવાની ક્રિયા ચાલે છે. Why I became a Theosophist (હું થીઓસોફીસ્ટ શા માટે થઈ) એ નામે પુસ્તકમાં મીસીસ બીસેન્ટ કહે છે કે મૃત્યુ પછી પ્રથમ તો જીવ ઘણા કાલ સુધી ફરી અવતાર ધર્યા વિના એમને

એમ રહે છે. When after long sleep the Ego does not re-enter earth-life as a pauper he returns with the fruits of his past victories, to make further progress upwards. "લાંબો વખત નિરૂદ્યમી રહી જીવ પાછો પૃથ્વીમાં જન્મ લે છે તે શકિતહીન રૂપે નહિ; પણ તે આગલી સાધનાનાં જયવંત ફલ લઇ અગાડી ઉત્કર્ષ પામવા જન્મે છે." તે કહે છે કે દરેક મનુષ્યને દરેક જન્મમાં આમ થાય છે. આમ દરેક જન્મ એ ઉત્કર્ષ હોય તો પછી પુનર્જન્મ પાપની સજા દાખલ મળે છે એ ન્યાયનો ખુલાસો કયાં રહ્યો? દુષ્ટ પણ પુનર્જન્મ પામી ઉત્કર્ષ પામે તો પછી ન્યાય ખાતર પુનર્જન્મ મતની જરૂર શી રહી? દુષ્ટ ઉત્કર્ષ પામતા ન હોય તો દરેક મનુષ્ય ઉત્કર્ષ પામે છે એમ ન કહેવાય; દરેક વ્યકિત ઉત્કર્ષ પામતી ન હોય તો Evolution ન કહેવાય; કેમકે તે અવસ્થાન્તરમાં એવા અપવાદ છે જ નહિ.

વળી, મીસીસ સિનેટ કહે છે કે "દરેક મનુષ્ય સારૂં કે નઠારૂં કૃત્ય કરે છે તેની સાથે આગલા જન્મનાં કૃત્ય પણ ભોગવતો જાય છે." સારાં નઠારાં કૃત્ય કરવાં એ ઇચ્છાપૂર્વક કામચાર છે, તેની સાથે જ કર્મ પરતંત્રતા કેમ સંભવે? ફલ ભોગવવાં અને આગલા જન્મનાં કૃત્યથી દોરાવું એ તો કર્મબદ્ધ પરવશ દાસની સ્થિતિ છે, તે સ્થિતિમાં ઇચ્છાપૂર્વક વર્ત્તવાનું કેમ બને? આ કામચાર અને કર્મ પરતંત્રતા જુદે જુદે વખતે પ્રવર્તે એમ પણ નથી. વળી, મીસીસ બીસેન્ટ કહે છે કે માણસને પૂર્વ કૃત્યને લીધે દુઃખ પડે ત્યારે તે ધીરજ ધારે એ તેનાં સારાં કર્મનું ફળ; બન્ને ફળ સાથે કેમ મળે? દુષ્ટ માણસ સારાં ફળ ભોગવવાને પણ લાયક હોય? માણસ થોડો સાધુ અને થોડો અસાધુ એમ એક વખતે જ સંભવે? અસાધુતા સાથે ખરેખરી સાધુતા એક જ હૃદયમાં રહી શકે નહિ. સારાં અને નઠારાં ફળ સાથે મળે તો એક બીજાની કીમ્મત લઇ લે, ઇનામ અને સજા બંન્ને ઘટી જાય. આ પણ અસંગતતા છે.

થીઓસોફીસ્ટના મત પ્રમાણે મનુષ્યમાં સાત તત્વ છેઃ આત્મ, બુદ્ધિ, મન, કામરૂપ, પ્રાણ, લિંગ શરીર અને રૂપ. આમાંનાં દરેક એક એકથી ઉતરતાં છે. સહુથી શ્રેષ્ઠ આત્મ અને સહુથી અધમ રૂપ. આત્મ, બુદ્ધિ અને મન એ ત્રણ ચઢતા વર્ગનાં છે. આત્મ તે વિશ્વ-મય બ્રહ્મ, સાતમાનું છેલ્લું રૂપ તે માત્ર જડ દેહ. મરણ વખતે પ્હેલાં ત્રણ તત્વ પાછલાં ચારથી જુદાં પડે છે અને કર્માનુસાર નવો દેહ શોધી કહાડી તેમાં પ્રવેશ કરે છે. હવે પ્હેલાં ઉત્કૃષ્ટ ત્રણ તત્ત્વ છેલ્લાં અધમ ચાર તત્વથી જુદાં પડયા પછી તે ફરીથી એ ચારનો સમુદાય શા સારૂ શોધે? એમણે નવો દેહ લેવો જ જોઇએ એવો નિયમ કરનાર કે પળાવનાર ઈશ્વર તો તો સ્વીકાર્ય નથી તો તેમને નવા દેહમાં જવાની ફરજ કોણ પાડે? શકિતમાન જીવ હાથે કરી દુઃખ શાને લે? વળી કર્મ એ તો છેલ્લાં ચારનો જ વ્યાપાર છે તો પુન-ર્જન્મ લેવો પડે એવી દશાની એમની અસર પ્હેલાં ત્રણ તત્વ તેમ-નાથી જુદાં પડે તેમનાપર શી રીતે થાય? કર્મની અસરવાળાં ચાર તત્વ તો એ ત્રણ તત્વથી જુદાં પડી ગયાં છે. અને પુનર્જન્મ કરાવનાર અસર સાથે ન રહી હોય તો પ્હેલાં ત્રણ તત્વ દેહ શા કારણથી ધરે? દેહધારણ તો એ અસરનું જ પરિણામ છે. આ પણ અસંગતતા છે.

વળી, થીઓસોફીસ્ટોનું કહેવું છે કે કેટલાક મનુષ્યમાં અસાધારણ શક્તિ જોવામાં આવે છે. જે માનસિક કે શારીરિક શક્તિયો બીજા મનુષ્યો પ્રયત્ન કરતાં પણ થોડી સંપાદન કરી શકે છે તે કેટલાક મનુષ્યોએ વગર પ્રયત્ને અને વગર શિક્ષણે સહજ સંપાદિત કરેલી જોવામાં આવે છે. આનાં ઉદાહરણ તરીકે હોફમેન નામે પ્રખ્યાત ગાયકની શક્તિ વર્ણવવામાં આવે છે. આ સૈકાની યૂરોપની ગાયનની નવી નવી કલાઓ અને નવા નવા સંકુલ પ્રકાર હોફમેન નાની ઉમ્મરમાં વિશેષ શિક્ષણ વિના જાણતો હતો. આ ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે આવા પુરૂષોએ આગલા જન્મમાં એ સવ

પ્રવીણુતા મેળવી હોવી જોઇએ કે જેથી આ જન્મમાં તેમને તેનું સહજ જ્ઞાન હોય. નહિ તો થોડાં વર્ષપર નવી શોધી કહાડેલી કલાએ તેમને એકદમ કેમ આવડે ? માટે તેમનો પુનર્જન્મ થયેલો હોવો જોઇયે. હવે થીઓસોફીસ્ટનો પુનર્જન્મ મત તપાસીશું તો તે પ્રમાણે તો ઉપર ઉતારેલા વાક્યમાં છે તેમ મૃત્યુ પછી આત્મા હજારો વર્ષ સુધી એમને એમ મનુષ્યરૂપ વિના પડી રહે છે અને પછી પુનર્જન્મ લે છે. એ જન્મ વચ્ચે આટલો લાંબો કાલ જતો હોય તો થોડા વર્ષપર થયેલી શોધો અને કલાઓ આત્માને ફરી જન્મ્યા પછી તરત ક્યાંથી ખબર હોય ? એના આગલા જન્મ વખતે તો બહુજ જુદો જમાનો હતો. હોફ્મેનનું વિશેષ જ્ઞાન એના જન્મ પ્હેલાં બહુ થોડા વર્ષપર શોધી કહાડેલી કળાનું હતું અને તે માટે તો એ ઉદાહરણુ અપાય છે. આગલા જન્મમાં એ શિખ્યો હશે એમ કહેવાય છે. પણુ થીઓસોફીસ્ટના પુનર્જન્મ મત પ્રમાણે તો તેનો આગલો જન્મ હજારો વર્ષપર હતો. તો એ પુનર્જન્મ મતને આવા ઉદાહરણુથી શો ટેકો મળશે ?

જે વિરલ શક્તિયો ઇશ્વરદત્ત કહેવાય છે તેનો ખુલાસો કરવો ઘણો મુશ્કેલ છે. માતાપિતાના સંસ્કાર મળી ઉત્પન્ન થતો વિશેષ બુદ્ધિવેગ, આસપાસના સંસર્ગ, અમુક વલણુને મળેલા વિશેષ પ્રસંગ, વૃત્તિયોને કેળવવાનો કે સ્વચ્છંદ રહેવા દેવાનો બંધાતો જતો સ્વભાવ, વગેરે અનેક કારણોથી મનની શક્તિ સંપાદિત થાય છે. વિશેષ બુદ્ધિ શક્તિવાળા ભિન્ન જનોને એકસરખા વિચાર કે જ્ઞાન એક જ વખતે એક બીજાથી સ્વતંત્ર, એક બીજા પાસ શિખ્યા વિના પણુ થાય છે. માટે જેને વિશેષ જ્ઞાન હોય તેણે તે આગલા જન્મમાં કોઈ પાસ શિખી મેળવ્યું હોવું જોઈએ એમ આવશ્યક નથી. એમ હોય તો કોઈ મનુષ્યને નવા તર્ક સુઝે જ નહિ. પૂર્વ જન્મમાં જેની પાસેથી જ્ઞાન કે શક્તિ મળ્યાં તેને તે જ જન્મમાં તે મળ્યાં હોય તો બીજાને આગલા જન્મમાં શિખવાની શી જરૂર ? પૂર્વ જન્મના

જ્ઞાનનું કારણ તેથી પૂર્વ જન્મમાં નાખ્યાથી અને એમ ચાલ્યા જવાથી પ્રથમ જન્મ પર જતાં ત્યાં તો પૂર્વજન્મ વિના જ્ઞાન થયલું જોવામાં આવશે એટલે પૂર્વજન્મનો અવસર નહિ રહે.

'સુદર્શન' ના ૧૮૯૧ ના મે માસના અંકમાં પુનર્જન્મની તરફનો એક વિષય પ્રસિદ્ધ થયો છે તેની કોટિ તપાસીએ. પ્રથમ તો, જીવની ઉત્પત્તિ કેમ થઈ તે વેદાંતીને અઘરો વિષય છે. સર્વ બ્રહ્મ હોય, બીજું કોઇ ન હોય, એકથી વધારે વ્યક્તિ ન હોય તો પછી પુનર્જન્મ શાનો? કોણ જન્મે? શામાં જન્મે? બ્રહ્મ ફરી બ્રહ્મ જન્મે એમાં કર્મનું ફળ શી રીતે મળ્યું? વળી જુદા જુદા આત્મા ન હોય અને વિશ્વમાં એક અવિભક્ત આત્મા હોય તો એમ કેમ બને કે એક આત્મા કર્મમુક્ત થાય, એક કર્મબદ્ધ થાય, એક કર્મથી છૂટે અને એક બંધાયો રહે? જુદા જુદા આત્મા ન હોય તો આ સર્વ કેમ બને? અને ન બને તો પુનર્જન્મ શાનો? પણ, તે માટે એક ભ્રમમૂલક બંધ બેસાડયો છે. બ્રહ્મ તો બ્રહ્મ છે, અને તે ચૈતન્યમય છે. તો પછી જડ ક્યાંથી થયું? વેદાન્તીનો ખુલાસો એ છે કે બ્રહ્મ રૂપ તે જડ અને ચૈતન્યનું અનન્યત્વ રૂપ. તેમાં જડના સંબંધે કરીને વિભાગ થયા. અહીં જ ભૂલ છે. જો જડ ચૈતન્યનું અનન્યત્વ હોય તો તે જડ કેમ વિભાગ કરી શકે? જડ ચૈતન્યથી જુદું ન રહ્યું હોય તો પછી તે ચૈતન્યપર પોતાના જડત્વની અસર શી રીતે કરે? આ મુશ્કેલી મુકી અગાડી વધીએ. વેદાન્ત મત પ્રમાણે જડના સંબંધથી બ્રહ્મમાં વિભાગ થયા અને દરેકનું નામ જીવ પડયું. પુનર્જન્મ લે છે તે જીવ બ્રહ્મ નહિ. જડમાં આત્માના યોગે આત્માનું પ્રતિબિંબ પડે છે, આત્માને મળતી ચેતનધર્મની શક્તિ આવે છે. એ શક્તિવાળું જડ તે અંતઃકરણ, અને અંતઃકરણસહિત આત્મા તે જીવ. હવે, પુછીશું કે જડમાં આત્માનો યોગ શી રીતે થયો? જે વખતે જડના સંબંધથી વિભાગ થયો તે વખતે શું બ્રહ્મમાંથી જડ થોડા આત્મા જોડે લઇને જુદું પડયું? આત્માના શું વિભાગ થયા,

આત્માના શું કકડા થયા? આત્મા તો અવિભક્ત છે. એમ કકડા ન થયા હોય અને માત્ર બ્રહ્મરૂપ આત્માની અસર જડપર થઈ અંતઃકરણ થયું હોય તો અંતઃકરણ સહિત આત્મા એટલે શું? આત્મા પણ જીવમાં છે કે જીવ જોડે છતાં મૂગો બેસી રહે છે અને અંતઃકરણને સ્વચ્છંદ ચાલવા દે છે? આ વિરોધ રહેવા દઈ અગાડી જોઈએ. પ્રમાણ વિના કલ્પનાથી આપેલી ઉત્પત્તિ સ્વીકારતાં જીવ તે પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન તથા બુદ્ધિરૂપી અંતઃકરણ એમ સત્તર અંશનો બનેલો છે. આ તે સૂક્ષ્મ દેહ છે. બાકીનો માણસ તે સ્થૂલ દેહ. સૂક્ષ્મ દેહને કર્મોના અનુભવથી વાસના બંધાય છે. "વાસના એટલે આપણે જે જે કામ કરીએ, જે જે વિચાર કરીએ, જે જે સોબત રાખીએ, જે જે ખોરાક ખાઈએ પીએ, તે બધામાંથી જે ગુપ્ત છાપ પડે તે." એ વાસના સૂક્ષ્મ દેહનો ખોરાક છે અને તે ખોરાક પર તે ટકે છે, તેથી તે પુષ્ટ થાય છે. વાસના વિના સૂક્ષ્મ દેહ જીવી શકતો નથી માટે મૃત્યુ પછી કેટલીક વખત પછી "એ વાસનાઓને ભોગવવાનો વખત ફરીથી આવે ત્યારે કોઈ અનુકૂલ સ્થૂલમાં તે વાસનાવાળો સૂક્ષ્મ દેહ જોડાય છે, ને ફરી સંસારમાં અવતરે છે. એનું નામ પુનર્જન્મ." હવે, અહીં પ્હેલી તો એ ભૂલ છે કે સૂક્ષ્મ દેહને બ્રહ્મમાંથી જડના યોગે ઉત્પન્ન થયલો અને વાસનારૂપી છાપ લઈ શકે એવા ધર્મવાળો ગણી પછી એ ઉત્પત્તિ પડતી મુકી જાણે તે વાસનાથી ઉત્પન્ન થયલો હોય એમ ગણ્યું છે. વાસના વિના, તેથી સ્વતંત્ર રીતે બ્રહ્મમાંથી સૂક્ષ્મ દેહ ઉત્પન્ન થતો હોય તો તે વાસના વિના જીવી ન શકે એમ કહેવાય?" જે સત્તર વસ્તુનો સૂક્ષ્મ દેહ બને છે" તે વાસના લેવાનાં "દ્વાર" હોય, વાસના લેનાર સૂક્ષ્મ દેહ વાસનાથી જુદો હોય તો પછી "સૂક્ષ્મ દેહ તો ફક્ત વાસનાનો જ બનેલો હોય છે" એમ કેમ કહી શકાય? વિચાર કરનાર મન વિચારથી જુદું ન હોય તો વિચાર કરે કોણ? પ્રથમ વિચાર જ કેમ ઉત્પન્ન થાય?

પણ આ વાંધા સામે દલીલ એ છે કે સ્થૂલ દેહ જેમ અનાદિ ખોરાકથી સ્વતંત્ર ઉત્પન્ન થઈ પછી તે ખોરાકથી પુષ્ટ થાય છે અને ખોરાક વિના જીવી શકતો નથી તેમ સૂક્ષ્મ દેહ પણ પ્રથમ વાસના વિના ઉત્પન્ન થઇ પછી વાસના વિના ટકી શકતો નથી. હવે આ માત્ર ઉપમાન ( Analogy ) પરથી અનુમાન છે. સ્થૂલ દેહમાં તેમ છે માટે સૂક્ષ્મ દેહમાં તેમ હોવું જોઇએ એ આવશ્યક નથી. પણ ધારો કે તેમ છે; તો પછી, નાશમાં પણ તે કેમ લાગુ ન પડે ? મરણ પછી સૂક્ષ્મ અને સ્થૂલ જુદા પડયા પછી સ્થૂલ દેહ ખોરાક લેવા પાછો માનવરૂપમાં ન આવે તો સૂક્ષ્મ દેહ કેમ આવે ? સુદર્શન કહે છે, " સ્થૂલ દેહ જે તત્વનો બનેલો હોય છે તેમાં મળી જાય છે, પણ સૂક્ષ્મ દેહ તો ફક્ત વાસનાનો જ બનેલો હોય છે તેથી કશામાં મળી નથી જતો પણ, કોઇ રીતે, હયાત રહે છે." સૂક્ષ્મ દેહની ઉત્પત્તિ વિષેના ઉપર બતાવેલા ગુંચવાડાથી અહીં ભ્રાન્તિ થાય છે. સુદર્શને આપેલી ઉત્પત્તિ પ્રમાણે તો સૂક્ષ્મ દેહ વાસનાનો બનેલો નથી. તે પોતે બન્યા પછી વાસના તો તે લેવા માંડે છે. સૂક્ષ્મ દેહ બન્યો છે તે એવી રીતે કે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળા જડમાંથી આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી પેદા થયાં અને તેમાંથી ઉપલાં સત્તર અંગ થયાં. એ તત્વોમાંથી સૂક્ષ્મ દેહ પેદા થયો છે તો તેમાં તે કેમ મળી જાય ? સ્થૂલ દેહનું ઉપમાન ચાલતું હોય તો તેમ થવું જોઈયે. અને તેમ થાય તો પછી પુનર્જન્મ લેનારૂં કોણ રહ્યું ?

વળી, પુનર્જન્મનું આ સ્વરૂપ હોય તો તે સાથે આત્માને શી લેવા દેવા છે ? મન અને આત્મા જૂદાં હોય, મન જ વાસનાને લીધે પુનર્જન્મમાં ગુંચાતું હોય તો આત્મા શું તેની જોડે વગર લેવેદેવે પુનર્જન્મના પરિવર્તનમાં ધસડાયો જાય છે કે અલગ રહે છે ? એકે રીતે સારાં નઠારાં કર્મ માટે આત્માની જવાબદારી શી અને જવાબ આપવાનો કોને ?

હવે, પુનર્જન્મ વિરૂદ્ધ મતનું સુદર્શને કરેલું વિવેચન તપાસીએ. તે કહે છે કે "મુઆ પછી તુરત જ સ્વર્ગમાં કે નરકમાં જ પડાય છે, ને ત્યાંથી કદી ફરી જન્મ થતો જ નથી. તે એક રીતે કેવળ અન્યાયની વાત બતાવે છે. કેમકે ફક્ત પાંચ પચાસ વર્ષના એક જ જન્મથી કરોડો કે અસંખ્ય વર્ષ સુધી નિરંતર સ્વર્ગ કે નરક મળે ને થઈ ગયેલી ભૂલ ફરીથી સુધારવાનો વખતજ ન આવે એવું હોય એ તો અન્યાય જ કહેવાય." સ્વર્ગ કે નરક એ કંઇ દેહનાં સુખદુઃખ નથી પણ આત્માનાં છે કેમકે જવાબદાર આત્મા છે એ ઉપર કહેવામાં આવ્યું છે. આત્માનું દુઃખ પશ્ચાત્તાપરૂપી સજા, તે ભોગવ્યા પછી અને ફરી પાપ ન કરતાં પુણ્યમાર્ગે પ્રવર્તતાં આત્મા પાપિતામાંથી મુક્ત થાય છે અને એ પશ્ચાત્તાપ માટે દેહધારણની જરૂર નથી એ પણ ઉપર બતાવવામાં આવ્યું છે. તો પછી "ભૂલ ફરીથી સુધારવાનો વખત જ ન આવે" એમ નથી. આત્માનું જીવન આ જન્મમાં પુરૂં થતું નથી, આ જન્મમાં તે સંપૂર્ણ અજ્ઞાનમુક્ત થતો નથી, આ જન્મ પછી તેણે પુણ્યમાર્ગનો શ્રમ કરવાનો છે તેથી "નિરંતર સ્વર્ગ" પણ પાંચ પચાસ વર્ષના ગમે તેવા જીવનથી મળી જતું નથી.

વળી, માણસ દુષ્કર્મને લીધે પશુ કે વનસ્પતિ અવતરતો હોય તો તેને ભૂલ સુધારવાનો વખત ક્યારે મળે? એવા અવતારમાં સારાં કૃત્ય કરવાને, ફરી મનુષ્યજન્મ મેળવવાનો પ્રયત્ન કરવાની બુદ્ધિ જ નથી હોતી તો તે એવી દશામાંથી શી રીતે છુટે? એ નિરંતરનું દુઃખ થયું. પશુ કે વનસ્પતિ થયા પ્હેલાં તેનાં કર્મ તેને છોડવી શકતાં હોય, તો શું અધમ અવતાર મેળવવા જેવાં દુષ્કર્મ અને તે પછી પાછો ઉત્તમ અવતાર મેળવવા જેવાં સત્કર્મ એક વખતે સાથે હોઈ શકે? માણસ દુરાચરણી પણ હોય અને તે જ વખતે સદાચરણી પણ હોય?

જુદા જુદા માણસોનાં કર્મ, દશા વગેરે જુદાં જુદાં હોય છે

માટે તે કર્મનાં ફલ ભોગવવા કે તે દશા ઉત્પન્ન કરવા પુનર્જન્મ કે પૂર્વ જન્મની જરૂર છે એ દલીલ ઉપર તપાસી ગયા છીએ. "માણસો બધા સરખું જીવતાં નથી" અને "સારા નઠારાને ફાયદો" કે નુકસાન હમેશ જોવામાં આવતાં નથી. માટે પુનર્જન્મથી એ બધાનો ખુલાસો થાય તે ખોટું છે એ ઉપર કહ્યું છે. વળી, પુનર્જન્મ એ જ દુઃખ હોય, સુખ તો જન્માનુબન્ધથી છુટી કર્મમુકત થવામાં હોય તો સારાં કૃત્ય કરનારને પુનર્જન્મથી ઇનામ શું? ગમે તેવો જન્મ થાય પણ જન્મ એ જ સજા છે. એમ કહેવામાં આવે કે સારા જન્મ મળ્યાથી "સારી વાસનાઓ પામી ઉત્તમ માર્ગે જવાનો" અને મુક્ત થવાનો અવકાશ મળે તો પુછીશું કે પશુ વગેરેથી ઉત્તમ દેહવાળા મનુષ્યમાં કે ઉત્તમ જાતિ કે સ્થિતિવાળા જનો હમેશ ક્યાં સારાં કર્મ કરતા જોવામાં આવે છે કે ઉત્તમ દેહ એ સારા કર્મનું જ સાધન ગણાય? અને પૂર્વજન્મની વાસનાથી અને પ્રારબ્ધથી મનુષ્ય દોરાતો હોય તો તેને સ્વતંત્ર થવાનું કર્મ છોડી દેવાનું હાથમાં ક્યાં રહ્યું?

પુનર્જન્મ મત વિરૂદ્ધ વળી એક કારણ એ છે કે શા માટે અમુક સજા કે ઇનામ મળ્યાં તે મનુષ્યને ખબર ન હોય તો તે કશા ઉપયોગનાં નથી. દુઃખી મનુષ્યને ખબર ન હોય કે પૂર્વજન્મમાં શું કર્યું હતું કે તેનું ફળ આ મળ્યું તો પછી તે સજા શાની? જો આ જન્મ ઇનામ કે સજા દાખલ હોય તો આપણને પૂર્વજન્મની સ્મૃતિ હોવી જોઇએ. ઇનામ કે સજાનો સંતોષ કે કલેશ આપણી યોગ્યતા કે અયોગ્યતાના જ્ઞાનથી જ થાય છે. સુદર્શન કહે છે કે, "અંધારામાં ખાવાથી પણ કાંઈ ગોળ કડવો લાગવાનો નથી." કડવો ન લાગે તેમાં નવાઈ નથી. ગોળનો અનુભવ રૂપનો નહિ પણ રસનો છે અને અંધારાને રસેન્દ્રિય જોડે સંબંધ નથી. અંધારામાં ગયાથી સ્વાદની શક્તિ તો એવી ને એવી રહે છે. પણ રત્ન લઈ અંધારામાં જઇએ તો તે રત્નની કીંમત કંઇ માલમ પડે નહિ કેમકે રત્ન રૂપનો વિષય છે અને તે શક્તિ અંધારામાં પ્રતિવૃત્ત થાય છે.

તેથી આ ઉદાહરણ કંઇ કામ નહિ લાગે. જે શક્તિ વડે અમુક અનુભવ થઈ શકતો હોય તે શક્તિને અભાવે તે અનુભવનો વિષય નિરર્થક થઈ પડે છે. સંતોષ કે ક્લેશ સ્મૃતિ વડે અનુભવી શકાય છે તો પછી સ્મૃતિને અભાવે સંતોષ કે ક્લેશ શાથી થાય? વળી સુદર્શન કહે છે "પૂર્વની સ્મૃતિ આપણને ન હોય એ જ સારૂં છે, કેમકે એનાથી આપણને જ લાભ છે. પૂર્વનાં કામનો પશ્ચાત્તાપ, સારાં કે નઠારાં સર્વનો પશ્ચાત્તાપ આપણા સર્વદા અસંતોષી સ્વભાવને એટલો બધો થાત, કે આ દુઃખમય દુનિયા નરકમય થાત, અને અહીંઆં અવતાર આપી ઉચ્ચ માર્ગે લેઇ જવાનો હેતુ તો બાજુ ઉપર રહી જાત." આશા છે કે (દલીલ બાદ કરતાં) આનો હેતુ આવો નહિ હોય. નઠારાં કામના પશ્ચાત્તાપથી નરકયંત્રણા ભોગવવી એ અનિષ્ટ છે એમ હોય તો નઠારા કામમાં નઠારાંપણું શું રહ્યું? જેણે નઠારાં કામ કર્યા તે આત્માને તેનું ભાન ન થાય, તે માટે પશ્ચાત્તાપ ન થાય તો પાપની સજા શી? પાપીને દંડ શો? સજા કરવાનું પ્રયોજન શું? દુષ્કર્મની સજા ભોગવવામાં ક્લેશ ન હોય તો સજા શા માટે કરવી? ન્યાય અન્યાયની આ બધી દલીલ શા કામની? આ હું કરેલાં કર્મનું ફળ ભોગવું છું એવું ભાન ન હોય તો ફળનું મહત્ત્વ શું? "ઉચ્ચ માર્ગે" જવા માટે નિંદ્ય કર્મનું ભાન અને પશ્ચાત્તાપ, તેથી વિમુખતા એ તો જોઇયે જ.

"બાળક અવતરે છે તેવું જ પડી જવાથી રડે છે, ભૂખ લાગતાં અકળાય છે" એ "પૂર્વની સ્મૃતિનો પ્રત્યક્ષ દાખલો" ન કહેવાય. કેમકે સહજ પ્રેરણા તો રૂપ સાથે માતપિતાથી મળે છે. પણ બીજે જન્મે મનુષ્ય જન્મે તોપણ તેને પશુનાં નહિ પણ મનુષ્યનાં રૂપ, અંગ, ટેવ, અવયવ, શક્તિ, ઇચ્છા વગેરે હોય છે. અને જે સ્મૃતિનો ખાસ વિષય–જ્ઞાન–તે તો કશું હોતું નથી. ભાષા સરખા પણ પૂર્વ-જન્મની નહિ પણ આ જન્મમાં જે શિખવવામાં આવે છે, તે આવડે છે.

શાસ્ત્રનું અક્ષરશઃ પ્રમાણ અને થીઓસોફી બન્નેના સ્વીકારથી સુદર્શનને એક નબળાઇ કબૂલ કરવી પડી છે. મનુષ્ય કદી પશુ જન્મે એ થીઓસોફી ના પાડે છે. "આપણા શાસ્ત્રવાળા તો એમ જ કહે છે કે મનુષ્ય હોય તથાપિ નીચ કર્મ કરે તો તો પશુ, પક્ષી, કીટ, પાષાણ પણ થઈ જાય પણ કેટલાક તકરાર કરે છે કે મનુષ્ય થવા જેટલું સારૂં કર્મ કર્યાં પછી નઠારૂં કરાય નહિ, એટલે આગળ ન વધાય તો મનુષ્યને મનુષ્ય તો રહેવાય જ. આ બાબત તમને જે અનુભવ થાય તે માનજો. શાસ્ત્રો શબ્દ પ્રમાણ હોય, શાસ્ત્રના મત કોઇ રીતે ખોટા હોય જ નહિ, શાસ્ત્રના મત પાળવા સારૂ નુકસાન-કારક રૂઢિયો પણ કહાડી નંખાય નહિ, શાસ્ત્રકારોને કોઇ વાતની ખબર નહોતી, કોઈ વાતમાં તેમની ભૂલ હતી એ બની શકે જ નહિ, એમ હોય તો "જે અનુભવ થાય" તે માનવાની છૂટ કેમ મળી તે કુતૂહલ ઉત્પન્ન કરે છે. એ બે વિરૂદ્ધ મતનો પણ શું બંધ નહિ બેસતો હોય, વાસ્તવિક રીતે તો બે મત એકાર્થ જ છે એમ દર્શાવી શકાતું નહિ હોય? એથી વધારે નવાઈ જેવા વિરોધ પણ શમાવી દેવાના પ્રયત્ન નથી થયા એમ નથી.

---

## પાપ.*

---

દરેક ધર્મમાં, દરેક પંથમાં, અમુક કાર્ય કે અમુક પ્રકારનાં કાર્ય કરવાં એવી આજ્ઞાની સાથે અમુક કાર્ય કે અમુક પ્રકારનાં કાર્ય ન કરવાં એવી આજ્ઞા હોય છે, અમુક આચરણ કર્ત્તવ્ય અને અમુક અકર્ત્તવ્ય બતાવેલાં હોય છે. ઈશ્વર પ્રતિ મનુષ્યના સંબંધમાં એ બન્ને આજ્ઞાઓની આવશ્યકતા સરખી બતાવેલી હોય છે. અમુક

* 'જ્ઞાનસુધા' માસિકના જાન્યુઆરી, ફેબ્રુઆરી ૧૮૯૩ ના અંકોમાં પ્રસિદ્ધ થયલો.

આચરણુ કરવાનો વિધિ પાળવાની જેટલી જરૂર હોય છે, તેટલી જ જરૂર અમુક આચરણ ન કરવાનો નિષેધ પાળવાની હોય છે. અમુક આચરણુ જેમ ધર્મલાભ માટે આવશ્યક હોય છે તેમજ અમુક આચરણ ધર્મહાનિકારક હોઇ ધર્મલાભ માટે ત્યાજ્ય હોય છે. ધર્મલાભ સંપાદન કરી ધર્મહાનિ થવા ન દેવી એ ઇશ્વર પ્રતિ સંબંધમાં મનુષ્યને આવશ્યક છે માટે જ આપણી પ્રાર્થના-માળામાં વારંવાર યાદ દેવડાવ્યું છે કે 'વિધિનિષેધના નીમ તેં કિધા, નહિ કદાપિ મેં લક્ષમાં લીધા;' 'વિધિનિષેધના નિયમો માનું, ભક્તિનો ભાવ વિભાવું', વગેરે. આ વિહિત અને નિષિદ્ધ આચરણોને પુણ્ય અને પાપ એવાં નામ પણ આપવામાં આવે છે. તેમાંથી બીજા વર્ગ વિશે, નિષિદ્ધ આચરણુ એટલે પાપ વિશે આજે વિવેચન કરીએ. પ્રથમ જોઇયે કે "ધર્મલાભ માટે નિષિદ્ધ આચરણ" અને "પાપ" એ બે પદોની એકાર્થતાથી વિવેચનનો આરંભ થઇ શકશે કે નહિ. આ બે પદો એકાર્થ છે એ તો સહજ સમજાય એવું છે અને તે સહજ સ્વીકારવામાં આવશે એમ લાગે છે.

"પાપ" અને "ધર્મલાભ માટે નિષિદ્ધ આચરણુ" એ બે પદો એક જ અર્થનાં છે એમ સ્વીકારાય તો એકને બદલે બે લક્ષ-ણુનો સ્વીકાર થાય છે, સર્વ પાપ આચરણુ ધર્મલાભ માટે નિષિદ્ધ છે અને ધર્મલાભ માટે જે સર્વ આચરણુ નિષિદ્ધ તે સર્વ પાપ છે એટલે માત્ર પાપ જ ધર્મલાભ માટે નિષિદ્ધ છે અને જે આચરણ ધર્મલાભ માટે નિષિદ્ધ તે જ માત્ર પાપ છે. આ અનુમા-નોની ઘણી વખત વિસ્મૃતિ થાય છે અને ઘણા પંથો અને મતોમાં એવાં આચરણને પાપ ગણેલાં માલમ પડે છે કે જે ધર્મલાભ માટે નિષિદ્ધ બતાવવાં મુશ્કેલ પડે છે. દાઢી રાખવી એ પાપ છે, બીડી પીવી એ પાપ છે, ડુંગળી ખાવી એ પાપ છે, ગ્રહણુ વખતે ખાવું એ પાપ છે, સમુદ્રગમન કરવું એ પાપ છે, કાને જનોઇ ભેરવ્યા વિના શૌચક્રિયા કરવી એ પાપ છેઃ આવા આવા નિષેધોમાં ધર્મ-

લાભના અંશની વિસ્મૃતિ થયેલી જણાય છે. તે છતાં તે કાર્યોને પાપ કહેનાર સ્વમતાંધવર્ગ ન્હાનો નથી. વળી કલ્પના અને "બુદ્ધિ વિલાસ" વડે આ નિષેધોનો ધર્મલાભ સાથે મારીમચડી સંબંધ બેસાડવાનો પ્રયત્ન કરી ધર્મ અને ધર્મલાભનો ઉપહાસ અને અપમાન કરનાર પણ નથી એમ નથી. તેથી ધર્મલાભ માટે શું શું નિષિદ્ધ હોઈ પાપ છે એ વિવેચન સાથે ધર્મલાભ તે શું એ વિવેચનની પણ જરૂર રહે છે. ધર્મ તે શું અને ધર્મલાભ તે શું તે વિશે જુદા જુદા પંથમાં મતભેદ હોય છે. અહીં જ ભ્રાન્તિનું મૂળ હોય છે. જે વાસ્તવિક રીતે ધર્મના વિષયમાં નહિ તેને ધર્મ ગણ્યાથી અને જે વાસ્તવિક રીતે ધર્મ વિષયમાં આવવું જોઇયે તેને ધર્મ ન ગણ્યાથી અપાપને પાપ ગણવાની અને પાપને અપાપ ગણવાની ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે. આ રીતે "ધર્મલાભ માટે નિષિદ્ધ આચરણ તે પાપ" એ લક્ષણથી આરંભ કરવામાં ઘણી હરકતો છે; અધર્મ અને પાપ એ બે એકે વખતે વિશિષ્ટ કરવાં બહુ મુશ્કેલ છે.

"પાપ તે શું" તે અન્વેષણ બીજી રીતે શરૂ કરીયે. બાઇબલના ન્યુ ટેસ્ટમેન્ટમાં જેમ્સ પોતાના પત્રમાં (૧–૧૩–૧૪–૧૫) કહે છે,

'ઇશ્વરને વિકારો બાધ કરતા નથી, ઈશ્વર કોઈમાં વિકાર ઉત્પન્ન કરતો નથી. મનુષ્ય પોતાની દુર્વાસનાથી ચલિત થાય છે અને લોભાય છે ત્યારે તેને વિકારોનું આકર્ષણ લાગે છે. પછી એ દુર્વાસના ગર્ભવતી થતાં પાપ પ્રસવે છે, અને પાપ પરિપૂર્ણ થતાં મૃત્યુ ઉત્પન્ન થાય છે."

આ મત સર્વ ધાર્મિકવર્ગને માન્ય છે. પાપની ઉત્પત્તિ ઈશ્વરને કદી આરોપી શકાતી નથી. ઈશ્વરમાં પાપનો અવકાશ નથી. ઈશ્વર પાપ કરતો નથી અને મનુષ્ય પાસે પાપ કદી કરાવતો નથી. મનુષ્ય પોતાની દુર્વાસનાને વશ રાખી ન શકતાં તેના પ્રબલથી લોભમાં પડી વિકારોથી દોરાય છે. એ રીતે દુર્વાસના પાપ કરાવે છે; અને એ

પાપથી મૃત્યુની યાતના થાય છે. પાપી આત્માને મૃત્યુ ભયંકર લાગે છે. પાપી જીવનનો ત્યાગ કરવો અપ્રિય લાગે છે, વિશુદ્ધાત્મા ઈશ્વર સમીપ જવું અનિષ્ટ લાગે છે. આ પ્રમાણે પાપ મનુષ્યને ઈશ્વર વિરૂદ્ધ લઈ જાય છે, ત્યારે પાપ તે દુર્વાસનાથી ઉત્પન્ન થઈ મનુષ્યને ઈશ્વર વિરૂદ્ધ લઇ જનાર વિકાર છે. મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ ઐશ્વરી વિશુદ્ધતાની છે, તેમાં જે ફેરફાર થાય–તેથી જે ભિન્નતા પડે–તે વિકાર. ઈશ્વરના પવિત્રતા, વિશુદ્ધતા, ન્યાય, સત્ય, દયા, વગેરે ગુણ બાહ્ય સૃષ્ટિથી તેમ અન્તઃકરણપ્રવૃત્તિથી માલમ પડે છે એ સર્વ અંશથી વિરૂદ્ધ તે ઇશ્વરવિરૂદ્ધ વૃત્તિ. ત્યારે, ઉપર આપેલી પાપની વ્યાખ્યા (દુર્વાસનાથી ઉત્પન્ન થઈ મનુષ્યને ઇશ્વરવિરૂદ્ધ લઇ જનાર વિકાર)માં દુર્વાસના તે શું તે જાણવાનું રહ્યું. આગલા જન્મના કૃત્યથી મનપર પડેલા સંસ્કાર તે વાસના એ મત નિરુપયોગી છે કેમકે પૂર્વજન્મમાં મનના સંસ્કારનું કારણ તેથી પૂર્વનો જન્મ, તેના સંસ્કારનું કારણ તેથી પ્રથમનો જન્મ એમ કરતાં સર્વથી પ્રથમ જન્મપર આવીએ તો તેના સંસ્કારના કારણ માટે પૂર્વજન્મ મત કશા ઉપયોગમાં નથી આવતો કેમકે પ્રથમ જન્મની પૂર્વે જન્મ હોય નહિ. પૂર્વજન્મ મત માટે શા માટે અભિમત નથી, તેમાં શી શી ભ્રાન્તિ છે તે બીજે પ્રસંગે બતાવવામાં આવ્યું છે. પણ હાલ તો એટલું કહી શકીશું કે તે મત નિરૂપયોગી છે. મનના સંસ્કારનું કારણ પૂર્વ જન્મમાં નાખ્યાથી મુશ્કેલી જતી રહેતી નથી. પણ, હાલના જન્મને બદલે પ્રથમ જન્મમાં જાય છે એટલુંજ. પ્રથમ જન્મના સંસ્કારના કારણની મુશ્કેલીનો પૂર્વજન્મ મતથી ખુલાસો મળતો નથી. ત્યારે, દુર્વાસનાની વ્યાખ્યા બીજી રીતે જ થાય છે. આપણે જાણીયે છીએ કે ઈશ્વર જેમ પવિત્ર છે તેમ તે સર્વ શક્તિમાન્ છે. પવિત્રતા અને સર્વશક્તિમત્ત્વ એ બે ગુણોને સ્પષ્ટ સંબંધ દેખાતો નથી. પણ 'સદાચરણ બલ'ના વિવેચનમાં બીજે પ્રસંગે દર્શાવ્યું છે કે સદાચરણ, સદ્ગુણ, પવિત્રતા એ બલસાધ્ય છે. તેનું અસ્તિત્વ બલનું

અસ્તિત્વ દર્શાવે છે. ઈશ્વરમાં સર્વશક્તિમત્ત્વ છે અને તે સંપૂર્ણ બલથી, સંપૂર્ણ શક્તિથી, તે સંપૂર્ણ સદાચરણનું અધિષ્ઠાન છે, તે માટે ઈશ્વરને 'સ્વ ઈચ્છાબલ સુક્રિયાવાન્', પોતાની ઈચ્છાએ બલ કરી સુક્રિયા કરનાર, સંપૂર્ણ સદાચરણબલવાળા કહ્યા છે. એ રીતે પવિત્ર થવાને અને પવિત્રતા જાળવવાને મનુષ્યને આત્મબળની જરૂર પડે છે. એ બળના અભાવે, એ બળની જરૂર વિશે વિચાર નહિ કર્યાથી, એ બળ માટે પ્રાર્થના નહિ કર્યાથી, મનુષ્ય નિર્બળ થઈ દુર્વાસનાના બળથી હારી જઈ તેને વશ થાય છે. ત્યારે, દુર્વાસના તે સદાચરણબળહીન, સદાચરણદ્વેષી, સદાચરણવિરૂદ્ધ, વિચાર અને ભાવની ગતિમાન્ શ્રેણી છે. તે એવા સદાચરણબળહીન, સદાચરણદ્વેષી, સદાચરણવિરૂદ્ધ, વ્યક્તિયોની સંગતિથી, અભ્યાસથી, અનુભવથી, મનનથી, પરિચયથી, સંતતિથી, આત્મામાં અવકાશ પામી સંસ્કારરૂપે વૃદ્ધિ પામે છે. તે દુષ્ટ ભાવશ્રેણીના સંચારની આત્માને ખબર પડે છે. તે છતાં તે સદાચરણબલથી તેની ગતિ અટકાવે નહિ, તેને દૂર કરે નહિ તો તે વધારે ને વધારે નિર્બળ થઈ દુર્વાસનાને વશ થતો જાય છે. તે દુર્વાસના વિકારો ઉત્પન્ન કરી, તે વિકારોની ઇષ્ટતા દેખાડી, લોભાવી મનુષ્યને પાપમાર્ગે લઈ જાય છે, મૃત્યુની યાતના ઉત્પન્ન કરે છે, ઈશ્વર સામીપ્ય ને પ્રીતિને બદલે ભીતિથી નિરખતાં શીખવે છે. ઈશ્વરના સદાચરણ અંશ વિરૂદ્ધ મનુષ્યના સંસર્ગને કે આચરણને અભિનન્દ્યાથી, તેવાં આચરણ કરવાનો અભ્યાસ રાખ્યાથી, તેવા આચરણને તિરસ્કારદૃષ્ટિ વિના નિરીક્ષવાનો અનુભવ પામ્યાથી, તેવા મનુષ્ય કે આચરણ વિશેના ત્યાજ્યબુદ્ધિ વિના કરેલા મનનને રૂચિપૂર્વક સ્વીકાર્યાથી, તેવી સદાચરણવિરૂદ્ધ વ્યકિતને હરકોઈ રીતે ઉત્તેજન આપી તેની સાથે પરિચય પાડયાથી, કે તેનો પરિચય કરાવનાર અજ્ઞાનનો નાશ કરવાનો પ્રયત્ન ન ચલાવ્યાથી, કે સંતતિદ્વારા તે પરિચય ચાલતા છતાં તેને દૂર ન કર્યાથીઃ એવી અનેક દોષયુક્ત ભૂલો કર્યાથી એ દુષ્ટ શ્રેણીની

છાપ પડતાં તે પ્રવેશ કરી વિજય પામી આત્માને અભિભૂત કરી નાખે છે, દુર્વાસનાના સંસ્કારને દૃઢ કરે છે. એ રીતે એ દુર્વાસના-સંસ્કારની પ્રાપ્તિ મનુષ્ય પોતે જ દોષવૃત્તિથી કરે છે, તેથી તે સંસ્કાર તેના પોતાના જ કહેવાય. તે ઈશ્વરના મોકલેલા હોય જ નહિ, કેમકે તે ઈશ્વરવિરૂદ્ધ છે.

સૃષ્ટિમાં પાપ ઈશ્વરે ઉત્પન્ન કર્યું એ મત દુષ્ટ છે તેમજ સ્વ-વિરોધી છે. બધું ઈશ્વરે ઉત્પન્ન કર્યું તો પાપ કયાંથી આવ્યું, ઈશ્વરે પોતાની સૃષ્ટિમાં પાપ કેમ મુકયું એ પ્રશ્નનો ઉત્તર એ છે કે પાપ તો મનુષ્ય પોતાના પ્રમાદથી ઉત્પન્ન કરે છે. મનુષ્ય ઈશ્વર વિરૂદ્ધ, ઈશ્વરના ગુણ વિરુદ્ધ–વિચારાદિ કરી, ઈશ્વરની વૃત્તિ જાણ્યા છતાં તે વિરૂદ્ધ જઈ જાતે પાપ ઉત્પન્ન કરે છે. આમ પાપનું આક્રમણ દોષયુક્ત પ્રમાદથી થાય છે. એ પ્રમાદ તે ઈશ્વર પાસે સદાચરણ બલ નહિ માગ્યાનું, પોતાના બળપર આધાર રાખ્યાનું પરિણામ છે. પોતાના બળપર વિશ્વાસ તે અભિમાન છે. **પાપ-મૂલ અભિમાન** એ વાકય આ અર્થ લેતાં સ્વીકારી શકાય. તુલસી-દાસે એ અર્થ ધાર્યો હશે કે નહિ તે આપણે જાણતા નથી, પણ, અભિમાનનો એ અર્થ હોય તો ખરેખર પાપનું મૂળ–પાપ ઉત્પન્ન કરનાર દુર્વાસનાનું મૂળ–અભિમાન છે.

પાપની ઉત્પત્તિ કોઈ વખતે ઈશ્વરથી સ્વતંત્ર રહેલા સેતાન, દૈત્ય, કલિ વગેરેને આરોપવામાં આવે છે અને કોઇ વખતે માયા નામે શક્તિને આરોપવામાં આવે છે. ઈશ્વરથી સ્વતંત્ર કોઇ ભૂત કે શક્તિ હોય, ઈશ્વર સાથે સમાન પદવીએ વિગ્રહ કરનાર કોઈ શત્રુ હોય, મનુષ્યપર ઈશ્વરના રાજ્ય જોડે પોતાનું રાજ્ય ચલાવનાર કોઈ સામર્થ્યવાન્ હોય એ વિચાર નિર્મૂળ છે. એમ હોય તો ઈશ્વર સર્વ-શક્તિમાન્ ન હોય, બીજા એની શક્તિની બહાર હોય, વળી ઈશ્વર સર્વનો સૃષ્ટા ન હોય કેમકે એ માયા ઈશ્વરથી સ્વતંત્ર ઉત્પન્ન થયેલી હોય. ઈશ્વર સામે બંડ કરનાર શક્તિ ઈશ્વરને સતાવવા મનુષ્યમાં

પાપ દાખલ કરે છે એ ઈશ્વરના અદ્વિતીયત્વ વિરૂદ્ધ છે. પાપ મનુષ્યની દુર્વાસનાથી ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી જણાશે કે પાપનું મૂળ આચરણમાં નથી પણ દુર્વાસનામાં છે અને તેનો સંસ્કાર ઈશ્વરવિરૂદ્ધ વૃત્તિને અભિનન્દ્યાથી થાય છે. ઉપર કહેલા બાઇબલના વચનનો ધર્મપ્રાણ કવિ મિલ્ટને રૂપકમાં વધારે વિસ્તાર કર્યો છે. પેરેડાઈસ લૉસ્ટમાં તે વર્ણવે છે કે ઈશ્વરવિરૂદ્ધ બંડ ઉઠાવનાર સેતાન સ્વર્ગમાંથી નિકળી નરકને દ્વારે જઇ પ્હોંચ્યો ત્યારે ત્યાં પાપ અને મૃત્યુ દ્વારપાલ થઈ બેઠાં હતાં. પાપનું સ્વરૂપ આપે છે કે,

"(નરકના) દ્વારની બે પાસે દારૂણ મૂર્ત્તિયો બેઠી હતી. તેમાંની એક મધ્ય ભાગ સુધી સુંદર સ્ત્રી જણાતી હતી, પણ તેના અધોભાગમાં ભારે અને વિસ્તીર્ણ શલ્કલવાળાં ગુંચળાં વિંટળાયલો ઝેરી દંશવાળો મલિન સર્પ હતો. તેના મધ્ય પાસે આસપાસ નરકશ્વાનનું ટોળું મ્હોં પ્હોળાં કરી મોટે અવાજે ભસ્યાં કરતું હતું અને ઘોર ઘોંઘાટ મચાવી રહ્યું હતું. વળી તેમના નાદમાં કંઈ અટકાવ થાય તો ખુશી પડે પાછા તે સ્ત્રીના ગર્ભમાં ભરાઈ જઈ અંદર રહ્યા રહ્યા દેખાયા વિના ભસ્યાં કરતા હતા ને શોર કરતા હતા."

પાપનું આ જુગુપ્સાવહ વર્ણન માત્ર નિષ્પ્રયોજન વિશેષણોનું બનેલું નથી.

"પાપને ઉપરથી સુંદર સ્ત્રીરૂપે દર્શાવવાનો તેનો આશય એ કે બહારથી પ્રથમ પાપ મોહમય અને પ્રલોભક લાગે છે. પણ વધારે નિકટ સંબંધમાં આવતાં તે સર્પવત્ વિષ દંશ કરે છે. વેદનાઓ બહારથી શરીરને અને અંદરથી મનને નિરંતર પીડા કર્યા કરે છે અને સંસારમાં તેમજ મનમાં શ્વાનના ભસવા માફક તેમનો ઘોંઘાટ ચાલ્યાં જ કરે છે." કવિનો આવો આશય હશે એમ જણાય છે. પાપનું પ્રથમ દર્શન જુગુપ્સાકર નહિ પણ પ્રલોભક છે તેથીજ તેને

નિરસ્ત કરવાને સમર્થ બળની જરૂર પડે છે. સેતાનને પાપ પોતાની ઉત્પત્તિ આ પ્રમાણે જણાવે છે:

"ત્યારે તું મને વિસરી ગયો છે અને હવે તારી દૃષ્ટિને હું એવી વિરૂપ જણાઉં છું. એક વખતે સ્વર્ગ રાજ્યમાં હું તને સુન્દર લાગતી હતી, કે જ્યારે સ્વર્ગાધિપતિ વિરૂદ્ધ ધૃષ્ટ દ્રોહ કરી તારી સાથે મળી ગયેલા ફિરસ્તાની સમક્ષ સભામાં તને એકાએક દુઃખકારક પીડા થઈ આવી, તારી આંખો ઝાંખી થઇ ગઈ, અને તને અંધારાં તમ્મર આવ્યાં અને તારા માથામાંથી જ્વાલાનાં ચક્ર નિકળવા માંડયા અને પછી ડાબી બાજુએથી ચીરાડામાંથી રૂપમાં અને ઉજ્જ્વલ કાન્તિમાં તારા જેવી જ તે વખતે દિવ્ય તેજોમયી શસ્ત્રધારિણી દેવીરૂપે હું તારા માથામાંથી નિકળી. પ્રથમ સર્વે ભયભીત થઇ પાછા હઠયા અને મને પાપ એવું નામ આપ્યું અને મને ઉત્પાતસૂચક ચિહ્ન ગણી. પણ વધારે પરિચય થયેથી મેં તેમની પ્રીતિ સંપાદન કરી અને ચિત્તાકર્ષક લીલા વડે, જે સામંત પ્રતિકૂલ હતા તેમનાં મન પણ હરણ કર્યાં અને મુખ્યત્વે તારૂં મન હર્યું; વારંવાર મારામાં તારી જ પૂર્ણમા પ્રતિમા જોઇને તું મોહમાં પડયો અને તારી સાથે રહસ્યમાં વિલાસ કરતાં હું ગર્ભવતી થઈ." આ ગર્ભ તે મૃત્યુરૂપે પ્રસવ્યો અને તે મૃત્યુથી પાપને નિરંતર ભસતા શ્વાન પ્રસવ્યા.

ઈશ્વર સામે બંડ કરનાર ઈશ્વરવિરૂદ્ધ ઇચ્છા કરનારના તર્કમાંથી પાપ ઉત્પન્ન થાય છે. તે પાપ લાલચથી મોહ પમાડે છે અને પાપાચરણમાં ફસાવી મૃત્યુની યાતના ઉત્પન્ન કરે છે અને તે યાતના જીવનને અહોરાત્ર દુઃખી કરે છે.

આમ માલમ પડે છે કે પાપનું મૂળ ઈશ્વરવિરૂદ્ધ ભાવના સ્વેચ્છાપૂર્વક સ્વીકારમાં છે. દુષ્ટ આચરણ તો તેનું પરિણામ છે. દુર્વાસના દૃઢ મૂળ થઈ ગયા પછી પાપી સ્વભાવ બંધાતાં પાપી વિચાર કે આચરણ ઈશ્વરવિરૂદ્ધ છે એમ ભાન રહેલું નથી અને આચરણ આચરણમાંથી જ પ્રભવે છે. પણ મૂળમાં પાપ

આચરણમાંથી નહિ પણ વાસનામાંથી પ્રભવે છે. અને તે વાસનાનું કારણ પૂર્વજન્મનાં આચરણ નથી પણ નિર્બળ ભાવ તર્ક છે. નિર્બળ તે શું, સદાચરણબળહીન તે શું, ઈશ્વરવિરૂદ્ધ તે શું, તે પાપનું લક્ષણ જાણ્યા વિના જાણી શકાય છે, અન્તરાત્માથી જાણી શકાય છે. આ રીતે પાપનું લક્ષણ કરતાં, આગળ બતાવેલી, 'નિષિદ્ધ આચરણ એટલે પાપ' એ વ્યાખ્યાની હરકત નહિ નડે, કેમકે આ લક્ષણમાં આચરણનો અંશ આવતો નથી. આચરણનો અંશ લેતાં, આચરણથી પાપની વ્યાખ્યા કરતાં કયું દુષ્ટ આચરણ તે પાપ એમ અન્યોન્યાશ્રય કરવો પડે છે, અથવા આચરણના પરિણામ અમુક થશે અને તે અહિત અને અનિષ્ટ છે માટે તે આચરણ પાપ છે એમ બતાવતાં પરિણામની ઉપયોગિતા કે અનુપયોગિતા પર આધાર રાખવો પડે છે. તે એટલો અનિશ્ચિત છે, તેમાં એટલા મતભેદ છે, શું ઉપયોગી તે એટલું સંદિગ્ધ છે કે પાપ શું તે નક્કી થઈ શકતું નથી. ઉપયોગપ્રાધાન્ય દૃષ્ટિબિન્દુથી અનુપયોગી કે ઉપયોગિતાપ્રતિરોધી તે પાપ એ જ અનુમાન નિકળે છે અને ઈશ્વરવિરૂદ્ધતાનો અંશ જતો રહે છે; પાપની પાપિતા જ જતી રહે છે. આ જ ભ્રાન્તિ અજ્ઞાન જનોના પાપ વિશેના વિચારમાં હોય છે. ખિશકોલી મારવી એ પાપ છે કેમકે મારીયે તો આવતા જન્મમાં સુનાની ખિશકોલી ભરી આપવી પડે. આવા મતમાં ધર્મવિષયક દૃષ્ટિબિન્દુનો ઉદ્દેશ છતાં માત્ર ઉપયોગિતાનું દૃષ્ટિબિન્દુ નિર્ણયસાધન થાય છે અને તે પાપની દુષ્ટતા પાપિતા લઈ માત્ર ધનનાશને પાપનું પરિણામ બતાવી પવિત્રતા જેવી દિવ્ય વસ્તુને ધન જેવી ઐહિક વસ્તુ સાથે તુલનામાં મુકે છે. આ સાથે બીજા એક બે અંશ સહજ અનુમિત થશે. પુરાણોની પાપની શિક્ષાના મત પણ આવા અધમ છે. આચરણનો અંશ પાપના પ્રભવમાં ન આવતો હોય પણ માત્ર પાપનું પરિણામ જ હોય તો જ્યાં ઈશ્વરવિરૂદ્ધ દુર્વાસના મૂળરૂપ ન હોય ત્યાં પાપિતા હોય નહિ

એમ નક્કી કરી શકાય. બીડી પીવી, ડુંગળી ખાવી, આ આચરણો આચરણ તરીકે જ દુષ્ટ કહી શકાય નહિ તો પછી એમાં પાપનો અંશ રહેતો નથી, કેમકે ઈશ્વરવિરૂદ્ધ દુર્વાસના, ઈશ્વરના સદાચરણ વિરૂદ્ધ વિચાર એ એમાં કાંઈ છે નહિ. માત્ર આચરણની ઈષ્ટાનિષ્ટતા તો ઉપર બતાવ્યું તેમ પાપના નિર્ણાયક થતી નથી. અમુક વ્યાધિમાં અમુક જાતના ખોરાક, પ્હેરવેશ, કે ક્રિયા અનિષ્ટ હોય પણ તે માટે તે પાપ કહેવાય નહિ તેમ હમ્મેશ માટે પણ હજામત ન કરાવવી એ અનિષ્ટ છે માટે તે પાપ કહેવાય નહિ. આચરણના સ્વરૂપથી પાપનો નિર્ણય થતો જ નથી. અપાપને પાપ કહેવામાં ઈશ્વરના સ્વરૂપનું અજ્ઞાન છે અને પાપની અધમતા ઓછી થાય છે.

ત્યારે અમુક જાતનો આહાર કરવો, અમુક જાતનો પોશાક પ્હેરવો, અમુક જાતની ક્રિયા કરવી, એ પાપ છે કે નહિ એ જાણવા સારૂ તે આચરણ ઈશ્વરવિરૂદ્ધ દુર્વાસના ઉત્પન્ન થાય છે કે નહિ તે જોવું જોઈયે; એટલે તેમાં ઈશ્વરના કોઈ ગુણવિરૂદ્ધ વૃત્તિનો સ્વીકાર છે કે નહિ તે વિચારવું જોઈયે. વહાણમાં બેસી સમુદ્રપર સફર કરવી એ આચરણની વૃત્તિ ઈશ્વરના કયા ગુણ વિરૂદ્ધ છે તે સમજાતું નથી. લાંચ લેનાર કે જુઠી સાક્ષી પુરનાર માટે તો તરત કહી શકીશું કે ઈશ્વર ન્યાયસ્વરૂપ અને સત્યસ્વરૂપ છે અને તે ગુણવિરૂદ્ધ આચરણ કરનારા એ લોક પાપી છે. એવી જે વૃત્તિથી, એવા જે સંસ્કારના પરિણામથી, જે દુર્વાસના શ્રેણીની શૃંખલાથી અમુક આચરણ નિકળે તે પાપ છે. એમ કહેવામાં આવે કે વહાણમાં બેસતાં ભોજન સમયે સ્પર્શાસ્પર્શનો ભેદ નહિ સચવાય તો તેનો પણ એ જ ઉત્તર કે અમુક મનુષ્ય સ્પૃશ્ય અને અમુક અસ્પૃશ્ય એ વૃત્તિ ઈશ્વરના એકે ગુણની અનુસારી નથી, કોઈ જાતિને સ્પર્શ કરવો એ આચરણ ઈશ્વરના એકે ગુણ વિરૂદ્ધ નથી. ઈશ્વર સમીપ સર્વ મનુષ્ય સરખા છે અને ઉલટો ભેદ પાડવો, અમુકનો જાતિ માટે તિરસ્કાર કરવો એ વૃત્તિ ઈશ્વરવિરૂદ્ધ છે. સમુદ્રગમનથી

મૃત્યુનો ભય છે, તોપણ વ્યાપારાદિ લક્ષમાં લેતાં તે અનિષ્ટ કહેવાતું નથી. અને અનિષ્ટ હોય તોપણ એ ધોરણ ધર્મવિષયમાં નિર્ણાયક નથી. આચરણ નહિ પણ વૃત્તિ પર જોવાનું છે.

ત્યારે, કોઇ કહેશે કે વ્યભિચાર એ કેમ પાપ કહેવાશે ? આચરણ દૃષ્ટિબિન્દુ ન હોય તો એ શી રીતે પાપ કહેવાશે ? એ પ્રશ્નનો વિચાર કરીયે. મૈથુન જેવી પશુવૃત્તિ પતિપત્નીના સંબંધથી જ નિર્મલ થાય છે. એ સંબંધ હોય ત્યારે સ્ત્રીપુરૂષનો સંગમ કલંક રહિત હોય છે. પવિત્ર પત્નીવ્રત પાળનાર ગૃહસ્થાશ્રમીને કોઈ પાપી કહેતું નથી. પવિત્ર રામ ગૃહસ્થાશ્રમમાં હતા, પ્રજોત્પત્તિ એ ઈશ્વરના નિયમાનુસાર છે. Thou shalt live and multiply એવી ધર્માજ્ઞા ઈશ્વરવિરૂદ્ધ નથી ગણાતી. પતિપત્નીનો સંબંધ ન ન હોય ત્યાંરે એ સંગમાં નિર્મલતાનો અંશ હોઈ શકતો નથી. વ્યભિચાર, પરદારાગમનમાં એ અંશ ન હોતાં માત્ર કામનો અંશ છે અને વ્યભિચારી મનુષ્ય કામને વશ થતાં દુર્વાસનાજન્યવિકાર કામને વશ થાય છે. મિલ્ટને તો ઉપરના રૂપકમાં પાપની પ્રથમ ઉત્પત્તિમાં કામનો આવિર્ભાવ જ દર્શાવ્યો છે. આવો કામવિકાર ઈશ્વરની પવિત્રતા વિરૂદ્ધ છે. માટે વ્યભિચાર એકે એક રીતે પાપ છે.

એ જ રીતે અસત્ય, અન્યાય વગેરે પણ પાપ છે. સત્ય, ન્યાય, એ અન્તઃકરણપ્રવૃત્તિગમ્ય સદ્‌ગુણ છે. ઈશ્વરના સ્વરૂપમાં અન્તર્ભૂત છે. પરધન લેવાનો અધિકાર ન હોય ત્યારે તેનો લોભ ન્યાય વિરૂદ્ધ હોવાથી પાપ છે. એ રીતે દરેક વૃત્તિનું પૃથક્કરણ કરી શકાય.

બીજું ઉપલી વ્યાખ્યાનું અનુમાન એ છે કે સર્વ મનુષ્ય માટે પાપનું લક્ષણ એક જ છે. બ્રાહ્મણ કરે તો પાપ, અને વાણીયો કરે તો પાપ નહિ એમ હોય જ નહિ. આચરણથી પાપનો નિર્ણય થાય નહિ એટલે આચરણના બાહ્ય સાધન શરીર ઉપર પાપનો આધાર રહ્યો નહિ. પછી અમુક માણસ કયા દેશમાં, કઇ પ્રજામાં કે કયા કાલમાં જન્મ્યો છે તે વાતપર પાપનો આધાર રહેતો

નથી. મુસલમાન દાઢી રાખે છતાં પાપી નહિ, અને પવિત્ર હોય પણ બ્રાહ્મણ દાઢી રાખે તો પાપી. તેમાં વળી દિલ્હીમાં દાઢી રાખે તો પાપી નહિ અને અમદાવાદમાં પાપી; આમ વિચારનાર અજ્ઞાનના અંધકારમાં ડૂબેલા, મુર્ખાઇથી અપાપને પાપ ઠરાવી ઇશ્વરદ્વેષીની અધમતા ઓછી કરનારા માટે દયા ઉત્પન્ન કરી જ મનોવ્યાપાર અટકાવવો ઘટે છે. તે જ ધોરણે વાણીયો વાણીયાનું પાણી પીયે કે રાંધેલું અન્ન ખાય તો પાપી નહિ, મુસલમાન મુસલમાનનું પાણી પીયે કે અન્ન ખાય તો પાપી નહિ અને બ્રાહ્મણ વાણીયાનું કે મુસલમાનનું પાણી પીયે કે અન્ન ખાય તો પાપી એ પણ ભ્રાન્તિ છે. પાપ સર્વ માટે એક જ છે. વળી આ ખાવા પીવાના આચરણમાં દુર્વાસનાજન્યવિકાર મૂળભૂત નથી તો તે કાંઈ પાપ નથી.

ત્રીજું એક અનુમાન એ છે કે પાપ માત્ર આચરણથી જ થાય એમ નથી. પાપ મનથી પણ થાય, કેમકે આચરણ એ પાપનું પ્રથમ પગલું નથી. વ્યભિચાર તે જ પાપ છે એમ નથી, વ્યભિચારની ઇચ્છા કરવી એ પણ પાપ છે. અમુક આચરણને અન્યાય જાણ્યા છતાં તે કરવું તે પાપ છે, પછી તે કરનારની ભૂલથી ન્યાયી નિવડે તોપણ પાપિતા જતી નથી.

ચોથું અનુમાન એ છે કે એક પાપ કરે તે બીજી રીતે પવિત્ર હોઇ શકે એમ ન બને. વ્યભિચારી, લાંચીયો, અન્યાયી કે બીજી રીતે દુષ્ટ માણસ તે જ સાથે બ્રાહ્મણો જમાડી, દેરાં બંધાવી, વ્રત પાળી કે દાન કરી ધાર્મિક થઇ શકે નહિ. કેમકે એ આચરણ પર આધાર જ નથી. દુર્વાસનાથી ઇશ્વરવિરુદ્ધ થનાર માણસ બીજી રીતે ઇશ્વરપ્રિય હોઇ શકે નહિ. એક ઇશ્વરદ્વેષી ભાવ બીજા સર્વ ઐશ્વરી ભાવથી વિરુદ્ધ છે. માટે મનુષ્ય દુષ્ટ છતાં ધાર્મિક કોઈ હોઇ શકે જ નહિ. ઇશ્વર ન હોય તેને ઇશ્વર માનવો એ પણ ઇશ્વરવિરુદ્ધ ભાવ છે. તો ઇશ્વરેતર પદાર્થ કે પ્રાણીને તે ઇશ્વર નથી એમ

જાણ્યા પછી ઇશ્વર ગણવો એ પાપ છે જ. જડમૂર્ત્તિને ઇશ્વર ગણી પૂજનાર અજ્ઞાનના અંધકારમાં ડૂબેલો છે. તેને સત્ય માર્ગનું ભાન જ નથી. પણ, તે ઇશ્વર નથી એમ જ્ઞાન થયા પછી, ઇશ્વરના વાસ્તવિક નિરાકારત્વ વિશે જ્ઞાન થયા પછી મૂર્ત્તિને ઇશ્વર ગણી પૂજવી એ ઇશ્વરવિરુદ્ધ ભાવ છે, પાપ છે. એ જ પ્રમાણે ઇશ્વર સર્વવ્યાપી છે તેને સર્વવ્યાપી ન માનવો એ ઇશ્વરવિરુદ્ધ ભાવ છે. તેથી ઇશ્વરને સર્વવ્યાપી જાણતા છતાં ઇશ્વરનું આવાહ્‌ન કે વિસર્જન માનનાર કે કરનાર પણ ઇશ્વરવિરુદ્ધ થાય છે. માણસે પોતાનું મન સંસારના વ્યાવહારિક કર્મમાંથી ખસેડી ભક્તિમાં પરોવવું એ જ માત્ર જરૂરનું છે. ઇશ્વરનું ધ્યાન તો ક્ષણે ક્ષણે અને પળે પળે રાખવાનું છે. સર્વ મનુષ્ય સાથેના સાંસારિક સંબંધમાં, લેણદેણમાં, ન્યાય કરવામાં, રાજ્ય ચલાવવામાં, સર્વમાં ઇશ્વરનું સ્મરણ રાખવાનું છે. જન્મથી મૃત્યુ સુધી ઇશ્વરનું સ્મરણ રાખવાનું છે. મનનું ઇશ્વર સમીપ આવાહ્‌ન કરવાનું છે એટલે અમુક ઘડીનું આવાહ્‌ન હોયજ ક્યાંથી અને વિસર્જન હોયજ ક્યાંથી? તેમજ જગત્‌માં જણાતો અન્યાય ઇશ્વરને આરોપવો એ ઇશ્વર ન્યાયસ્વરૂપ છે એ ગુણ ન માનવા બરોબર છે. અનેક દેવ માનવા એ વૃત્તિ ઇશ્વરના અદ્વિતીયત્વના ગુણ વિરુદ્ધ છે. એ પ્રમાણે ઇશ્વરનો હરકોઈ ગુણ ન સ્વીકારવો એ ઇશ્વર વિરુદ્ધ હોઇ પાપ છે.

વળી એક અનુમાન થાય છે કે કેટલાંક આચરણ કાયદાથી કે જનસમાજના ધોરણથી વિરુદ્ધ હોય પણ પાપ ન હોય. શીતળા ન કહડાવવા એ કેટલાક દેશમાં ગુન્હો છે, જન્મ મરણ ન નોંધાવવાં એ ગુન્હો છે. પણ તે આચરણ પાપ નથી. રૂઢિથી પ્રવર્તતાં આચરણની આવશ્યકતા સંકુચિતબુદ્ધિ મનુષ્યોના મનમાં એટલી દૃઢ ઠસી ગયેલી હોય છે કે તે ન કરે તેને પાપી કહેવાનો તેમનો દુરાગ્રહ જબરો હોય છે. આ મતાંધતા કેટલાક અન્યથા વિચારશીલ મનુષ્યોમાં પણ જોવામાં આવે છે. સત્તરમા સૈકામાં ઈંગ્લાંડમાં

જેરેમિ ટેલર નામે એક પ્રખ્યાત ખ્રીસ્તી સાધુ થઈ ગયો. તેનાં હોલી લિવિંગ (પવિત્ર જીવન) અને હોલી ડાઇંગ (પવિત્ર મરણ) નામે ભક્તિપરાયણ પુસ્તક ઈંગ્લાંડમાં બહુ લોકપ્રિય છે. એવો વિચારવંત પુરૂપ પણ પવિત્ર મરણના માર્ગનું વિવરણ કરતાં દશ ધર્માજ્ઞામાંની આરામનો દિવસ પાળવાની ચોથી ધર્માજ્ઞાના વિવેચનમાં કહે છે કે રવિવારને દિવસે પ્રયોજન વિના મુસાફરી કરવી એ પાપ છે. આ મતાંધતા હજી ખ્રીસ્તી લોકોમાં બહુ સાધારણ છે. ઉપર બતાવ્યું તેમ પાપને આચરણના સ્વરૂપ જોડે સંબંધ જ નથી. મુસાફરી ગમે તેટલી નિષ્પ્રયોજન હોય અને રવિવારે કે સોમવારે ગમે તે દિવસે કરી હોય પણ તેમાં પાપનો અંશ કેમ આવે તે સમજાતું નથી. કોઈનું ખુન કે એવું બીજું કોઈ પાપ કરવા મુસાફરી કરી હોય તો પાપ દુર્વાસનાજન્ય દુષ્ટ વૃત્તિમાં છે અને તેમાં દિવસપર કશો મેળ નથી. ઈશ્વરે સૃષ્ટિ બનાવતાં થાકી જઈ એક દિવસે આરામ લીધો અને સર્વને આરામ લેવા ફરમાવ્યું એવી હાસ્યજનક કલ્પના ખરી માન્યાથી આ મતાંધતા ઉત્પન્ન થાય છે. સર્વશક્તિમાન્ નિરાકાર ઈશ્વરને વિશ્રામ શી રીતે લેવો પડે એનો સહજ વિચાર કરતાં આવી ભ્રાન્તિ નિરસ્ત થશે.

એમ કહેવામાં આવશે કે જ્યાંસુધી પાપી આચરણને પાપરહિત બતાવવામાં નથી આવતું ત્યાં સુધી ઉપરના જેવા ઉપદેશથી શું હાનિ છે. બહુ બહુ તો એમાં અપાપ અને પાપરહિત આચરણને પાપ કહ્યું છે, પણ આ બચાવ ભૂલભરેલો છે. જેમ પાપને અપાપ કહેવામાં મોટો દોષ છે તેમ અપાપને પાપ કહેવામાં પણ મોટો દોષ છે. એમાં ઈશ્વરના સ્વરૂપનું અજ્ઞાન છે અને શું ઈશ્વરવિરુદ્ધ છે અને શું ઈશ્વરવિરુદ્ધ નથી એનો ગુંચવાડો થતાં ઈશ્વરવિરોધિતાની હલકી ગણના ઓછી થાય છે. પાપના વર્ગમાં અપાપને મૂકતાં તે સર્વ એકસરખાં લાગે છે. અને પાપની દુષ્ટતા ઓછી જણાય છે, એવું સત્ય માનનારની બુદ્ધિશક્તિ ક્ષીણ થાય છે.

પાપની અધમતા બીજી રીતે પણ કેટલીક વાર ભ્રમિત લોકોથી ઓછી કરવામાં આવે છે. ઉપર બતાવ્યું છે કે પાપી મનુષ્યની જવાબદારી અમુક પાપાચરણથી શરૂ થતી નથી, પણ તે આચરણ ઉત્પન્ન કરાવનાર દુર્વાસનાનું સંક્રમણ થવા દીધું ત્યારથી જ તે જવાબ-દાર થાય છે કેમકે પાપનું મૂળ ત્યાં છે. કોઈ મનુષ્ય ઈશ્વર કે ધર્મ સંબંધી વિચાર કરવાનું મુકી દઇ કુતર્ક કે કુસંગનો અભ્યાસ રાખે અને તેથી સત્ય કે સદ્ગુણ તે શું તે જાણવાજ ન પામે અને પાપ કરે તો સદાચરણના એ અજ્ઞાનથી તેની પાપ માટેની જવાબદારી ઓછી થતી નથી; કેમકે દુર્વાસનાની શ્રેણીને પોતામાં પદવી મેળવવાનો અવકાશ તેણે પોતેજ આપ્યો છે. દુર્વાસના દૃઢ થયા પછી મનુષ્યને તેની દુષ્ટતાનું ભાન ન રહે તેમાં તેનો પોતાનોજ વાંક છે. એકવાર દુર્વાસના ગમે તે રીતે હાથે કરી સ્વીકાર્યા પછી તે બળવત્તર થઈ વિવેકબુદ્ધિને દાબી નાખે માટે પાપની દુષ્ટતા કે જવાબદારી જતી રહેતી નથી. સદાચરણનું અજ્ઞાન એ કંઇ બચાવ નથી, કેમકે એ જ્ઞાન મેળવવાની શક્તિ ઈશ્વરે પ્રત્યેક મનુષ્યના અન્તઃકરણમાં અન્ત-ર્દીપમાં મુકેલી છે. તેની અવગણના કરી મનને સત્યથી વિમુખ કરનાર મનુષ્ય પોતેજ પોતાની હાનિ કરે છે.

તોપણ આ બાબત વિચિત્ર છળ અને ભ્રાન્તિ થયેલાં જોવામાં આવે છે. જીસ્યુઈટ નામે રોમન કેથોલિક મતનો સંન્યાસીવર્ગ પ્રસિદ્ધ છે. સોળમા તથા સત્તરમા સૈકામાં યુરોપમાં તેમણે Casuistry અર્થાત્ અન્તઃકરણની મુશ્કેલીઓ શમાવવાનો હુન્નર પ્રવર્તાવ્યો હતો. એમણે પાપના દારૂણ અને ક્ષંતવ્ય (ક્ષમા કરી શકાય એવાં) એવા બે ભેદ પાડયા અને પોતાના ધર્મગુરૂના અધિકારથી પાપની ક્ષમાઓ આપી પાપમગ્ન રાજાઓ તથા ઉમરાવોનાં સંતપ્ત મનને શાન્ત કરવા માંડયાં. પાપક્ષમા એ તેમને હાથ એક વેપાર થઇ પડયો અને અમુક પાપક્ષમા કરી શકાય એવું છે કે નહિ તે તપાસવા સારૂ કલ્પિત વ્યાખ્યાઓ કરવા માંડી. રોમન કેથોલિક ધર્મના જેન્સન

નામે હૉલાન્ડના એક સાધુએ આ મત સામે ભારે વિગ્રહ આરંભ્યો અને જીસ્યુઈટ અને જેન્સનાઇટના વિવાદ અને વિગ્રહ જુસ્સાબંધ ચાલ્યા. જેન્સનાઈટ પક્ષમાં પાસ્કલ નામે એક પ્રખ્યાત લેખક ફ્રાન્સમાં થયો. તેણે Provincial Letters (પ્રાન્તીય પત્રો) નામે લેખમાં વ્યાજોક્તિથી જીસ્યુઈટ મતની ભ્રાન્તિયોની અયુક્તતા બતાવી આપી. Actual grace and sins of ignorance (વાસ્તવિક કૃપા અને અજ્ઞાનનાં પાપ)ના વિષય પર લખેલા પત્રમાં પાસ્કલ પોતાને એક જીસ્યુઈટ સાથે થયેલી કલ્પિત મુલાકાતનો હેવાલ આપે છે. પુછવાથી જીસ્યુઈટ કહે છે કે 'વાસ્તવિક કૃપા'ના સંબંધમાં અમારો મત એવો છે કે દરેક લાલચને પ્રસંગે ઈશ્વર સર્વ મનુષ્ય પર વાસ્તવિક રીતે કૃપા કરે છે. કેમકે જ્યારે મનુષ્યને પાપની લાલચ થાય ત્યારે પાપથી અટકાવવાને તેનાપર કૃપા વાસ્તવિક રીતે ન થાય તો તેનું પાપ ગમે તેવું હોય તોપણ તેનું કરેલું ન કહેવાય... કોઈ પણ પાપાચરણ આપણે કરીયે તે પહેલાં એમાં શું દૌરાત્મ્ય છે તેનું જ્ઞાન આપણને ઈશ્વર ન આપે અને તેથી દૂર રહેવાની પ્રેરણા ન કરે તો તે પાપ કરેલું કહેવાય નહિ...આપણે કરવા ધારીએ છીએ તે પાપ છે એમ જાણીએ અથવા તે વિશે આપણને શક હોય, ઈશ્વરને આ અપ્રિય છે એમ ભીતિ આપણને હોય ત્યારેજ આપણું આચ-રણ પાપ કહેવાય અને ઈશ્વરની દૃષ્ટિમાં આપણે અપરાધી થઈએ." પાસ્કલ બતાવે છે તેમ આ વિચિત્ર મતનું પરિણામ એ થાય કે આત્માની વિશુદ્ધિ મટિ પરિશ્રમની જરૂર જ ન રહે. વિકાર અને અધમતા એ આત્માનાં સુખસાધન થાય. ઈશ્વર વિશે જેમ મનુષ્ય ઓછો વિચાર કરે તેમ તે વધારે પાપી એમ હોવાને બદલે ઈશ્વર વિશે સમૂળગો વિચાર ન કરે તો મનુષ્ય અપાપવિરુદ્ધ અને પવિત્ર રહે એવી વિચિત્રતા નિકળે. આનો જવાબ જીસ્યુઈટ એટલોજ આપી શકે છે કે સર્વ પાપીઓને પાપ કરતી વેળાએજ સાથેલાગું આ પાપ છે એવું ભાન હોય છે અને તેવું કરવાની ઈચ્છા હોય છે અને

ઈશ્વરપ્રાર્થના કરવાનું ઈશ્વર તેમને તે ઘડીએ સૂચવે છે. પણ આ બચાવ ખોટો છે. મનુષ્યો જ્ઞાન છતાં પાપ કરે છે એ ખરૂં છે પણ પાપ કરવાની ઘડીએ તેમ હોય છે એમ હમ્મેશ બનતું નથી. દુર્વાસના દૃઢ થયા પછી તો સન્માર્ગનું ભાન ક્વચિત્ જ થાય છે. ઘણાને તો પાપ કરતી વખત પાપથી અટકવાની ઈચ્છા હોતી નથી, અને તેમ કરવામાં ખેદને બદલે આનંદ અને ગર્વ થાય છે. પાપી સ્વભાવ દૃઢ અને નિર્લજ્જ થતાં સદ્ભાવની લાગણી થતી નથી. પાસ્કલ સાથેનો જેન્સનાઈટ બાઇબલમાંથી કેટલાંક પ્રમાણ પોતાની તરફનાં આપ્યા પછી બતાવે છે કે મનુષ્યે વસ્તુસ્થિતિના અજ્ઞાનમાં કર્મ કર્યાં હોય તે જ અનિચ્છાપૂર્વક કહેવાય અને તે માટે તે જવાબદાર નહિ. પણ સદ્ગુણના અજ્ઞાનથી, અમુક કાર્ય સત્ છે કે અસત્ છે તેના અજ્ઞાનથી કરેલાં કર્મ માટે તેમ નથી. એરિસ્ટોટલ કહે છે તેમ શું કરવું જોઇયે અને શું કરવું ન જોઈએ, તે વિશે બધા દુષ્ટ મનુષ્યો અજ્ઞાન હોય છે. અને આ અજ્ઞાનથી જ તેઓ દુષ્ટ અને દુરાચરણી થાય છે. માટે પોતાનું કર્તવ્ય શું છે તેનું જ્ઞાન ન હોવાથી મનુષ્ય કરે તે અનિચ્છાપૂર્વક કર્મ ન કહેવાય. સત્ અને અસત્ વચ્ચે પસંદગી કરવામાં અજ્ઞાન કર્મની ઇચ્છા નથી લઈ લેતું; માત્ર તેને દુરાચાર કરે છે.

ખ્રીસ્તી ધર્મના વિશેષ મત સંબંધીની બે પક્ષમાંથી એકેની તકરાર આપણને ગ્રાહ્ય નથી. પણ પાપી સ્વભાવ બંધાયાથી પાપ કરતી વખતના અજ્ઞાનથી મનુષ્ય પાપમાંથી બચી જાય એ મતને તો ભ્રમમય જ કહીશું. પાપી સ્વભાવ બંધાયો એ તેના પોતાના જ દોષથી. ઈશ્વરે પ્રત્યેક મનુષ્યમાં સન્માર્ગદર્શક અન્તર્દીપ મુકયો છે તેને હોલવી નાંખી અન્ધકારમાં પડનાર ગુન્હેગાર છે જ. અજ્ઞાન એ પાપનો બચાવ નથી કેમકે જ્ઞાન મેળવવાનાં સાધન ઈશ્વરે દરેકને આપ્યાં છે.

પાપક્ષમાની જીસ્યુઈટોની આ યુક્તિ જેવી આ દેશના પુરાણ-કર્ત્તાઓએ પણ ખોળી કહાડેલી છે. અમુક ઋતુમાં કે તિથિયે સ્નાન કરવાથી, તિલક કરવાથી, કથા સાંભળવાથી, દીપ સળગાવ્યાથી,

વ્રત કર્યાથી, કે બ્રાહ્મણને દાન કર્યાથી પાપ ધોવાઈ જાય છે અને એકદમ મોક્ષ મળી જાય છે એવા બોધ આ પત્રિકામાં પ્રસિદ્ધ કરેલી વ્રતની કથાઓમાં ઘણા આવી ગયા છે. એ મતની અયુક્તતા સ્પષ્ટ છે. પાપ દુર્વાસનાથી ઉત્પન્ન થાય છે તો દુર્વાસનાનો નાશ કર્યા સિવાય માત્ર બાહ્ય આચરણથી પાપિતા જતી નથી કેમકે આચરણપર આધાર નથી. પાપિતાથી મુક્ત થવા માટે દુર્વાસનાને કહાડવી જોઈયે. પાપ પુણ્ય કરવાના નિયમિત વખત નથી. શુદ્ધ થવા માટે જે વ્રત પાળવાનું છે તે અમુક સ્થળે કે અમુક માસે કે તિથિયે અમુક ચેષ્ટા કરવાથી કે આહાર કરવાથી થતું નથી. એ વ્રત તો મરણપર્યન્ત ક્ષણે ક્ષણે અને પળે પળે પાળવાનું છે. દુરાચરણ અને દુર્વાસનાથી દૂર રહી સદાચરણ પાળવાનું વ્રત કોઈ ઘડીયે ન પાળવાનું હોય એમ છે જ નહિ.

ત્યારે જે આચરણ ઈશ્વરવિરુદ્ધ હોઈ મનુષ્યને ઈશ્વરસમીપ લેઈ જવાને અયોગ્ય હોય તે ધર્મહાનિ કરાવે છે. તે જ પાપ છે. ઈશ્વરના સત્ય સ્વરૂપ વિરૂદ્ધ સર્વ આચરણ અને વિચાર ધર્મહાનિકારક છે. પાપથી દૂર રહેવાની ચેતવણી માત્ર આચરણની ન ચાલે. ફલાણું કરવું કે ફલાણું ન કરવું એટલું જ્ઞાન બસ નથી. દુર્વાસના શું છે, તે શી રીતે આક્રમણ કરે છે અને તેને શી રીતે પ્રબળ થવા ન દેવી એ જાણવાની જરૂર છે. તે માટે ધર્મહાનિ ન થવા દેવા સારૂ ઈશ્વરવિરુદ્ધ વિચાર અટકાવવા, અન્યાય, અસત્ય, દુરાચાર અટકાવવા, વ્યવહારમાં તેને અનુમોદન ન આપવું, એકે દુર્વાસનાને જયવંત ન થવા દેવી એ આવશ્યક છે. વળી સદાચારે ચાલવા સારૂ સત્ય, જ્ઞાન અને બળ સંપ્રાપ્ત કરવું, અન્તર્દીપને જાગૃત રાખવો. ઈશ્વરના દિવ્યસ્વરૂપનું સ્મરણ રાખી તેની સન્નિધ રહી આત્માને પવિત્રતાના સંસર્ગમાંજ રાખવો, ઈશ્વરની ભક્તિ કરવી એ ધર્મલાભ માટે આવશ્યક છે. આજ વિધિનિષેધના નિયમ છે. ઈશ્વરકૃપાથી એ નિયમોને અનુસરી ભક્તજન કલ્યાણ પામો. તથાસ્તુ.

## ×યત્નસાધ્ય સ્વાતન્ત્ર્ય.*

(હરિગીત).

"પણ, જે પ્રજા સહુ ભ્રષ્ટ થઇને દાસ્ય પામી દુર્ગુણે,
"સ્વાતન્ત્ર્યથી તેને વધારે બન્ધને રહેવું ગમે;
"આરામ છે બહુ બન્ધને, સ્વાતન્ત્ર્યમાં તો શ્રમ પડે."

એક ઈંગ્રેજી કવિનું આ વચન છે. વિચારના ગૌરવ અને ઉચ્ચતામાં એ કવિ સમાન એના દેશના વિદ્વદ્ વર્ગમાં કોઈ થયું નથી–કદાચ આખી દુનિયાના વિદ્વદ્ વર્ગમાં કોઈ થયું નથી. તે ખેદ પામી કહે છે કે જે પ્રજાઓ અધમતામાં આવી ગઈ હોય છે અને દુરાચારને લીધે ગુલામગીરીની સ્થિતિમાં પડી હોય છે તેમાં આ ઘણી વાર જોવામાં આવે છે કે સ્વતંત્રતા કરતાં તેમને ગુલામગીરી વધારે ગમે છે; કેમકે તેમને લાગે છે કે સ્વતંત્રતા યત્નસાધ્ય છે, શ્રમ લીધાથી અને પ્રયત્ન કર્યાથી એ સુખ મેળવાય છે અને જાળવી રખાય છે, પણ ગુલામગીરીમાં તો બહુજ સહેલાઇથી રહેવાય છે. ઈંગ્લાંડની ગાદી પર સ્ટુઅર્ટ વંશની ફરી સ્થાપના થઈ તે પછી થયેલી ઈંગ્લાંડના લોકોની દાસ્યવૃત્તિ વિશે મિલ્ટન આમ ખિન્ન થઇ કહે છે. રાજકીય વિચારમાં આ સૂત્ર યોગ્ય છે. તો ધર્મ વિષયમાં તે કંઈ ઉપયોગનું છે કે નહિ તે જોઇયે. ધર્મ વિષયમાં "આરામવાળું બન્ધન કે યત્નસાધ્ય સ્વાતન્ત્ર્ય" એવું કંઈ છે કે નહિ તે તપાસીએ.

આરંભમાં, ધર્મ એ જ બન્ધન છે એ અધિક્ષેપ પર લક્ષ દઇએ. કેટલાક તત્ત્વચિન્તકો અને પદાર્થવિજ્ઞાનના અભ્યાસકો આ આક્ષેપ

× 'Religion–A streunous Liberty' નામે વિષય પર અંગ્રેજીમાં ભાષણ અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયું હતું તેનું ભાષાંતર છે.

* "જ્ઞાનસુધા" માસિકના એપ્રિલથી ઑગષ્ટ ૧૮૯૩ ના અંકોમાં પ્રકટ થયેલ.

કરનારમાં મુખ્ય છે. તેઓ કહે છે કે ધર્મમાં કેટલાક મત વગર તપાસે બાંધી મુકેલા છે અને વિચારના દરેક વિષયમાં ધર્મે મર્યાદા બાંધી છે કે તમારી આની બહાર જવું નહિ. જડપદાર્થવિજ્ઞાનની અમારી શોધમાં એવું અનુમાન નિકળે કે કોઇ સર્વશક્તિમાન નિયંતા નથી તો ધર્મ આજ્ઞા કરશે કે એટલેથી તમારી શોધ અટકાવો. તત્વચિંતનમાં સુનીતિવર્તનનું મૂળ ઇશ્વર છે એ વિષે અમને શંકા થાય તો ધર્મ કહેશે કે એકદમ એ વિચારમાલા મુકી દો. પ્રાણીજીવનશાસ્ત્રના અન્વેષણમાં અમને એમ જણાય કે જીવનયંત્ર વ્યાપારના ખુલાસા માટે આત્મા જેવું મનોધર્મિ અસ્તિત્વ માનવાની જરૂર નથી તો આ પ્રત્યક્ષ અનુમાન કોરે મુકવાં એવું ધર્મ ફરમાવશે. સ્વતંત્ર વિચાર કરનાર કહેવાતા મનુષ્યોને ધર્મ બન્ધનરૂપ લાગે છે તે આ રીતે. ધર્મહીન મનુષ્યને તે વળી વધારે મોટું બન્ધન લાગે છે. તર્ક અને શ્રદ્ધાના કહેવાતા વિરોધની તેને એટલી બધી મુશ્કેલી પડતી નથી. ધર્મનીતિ અને વ્યવહારના આચરણનો વિધિ બતાવે છે, મનુષ્યના કૃત્યની પરીક્ષા કરવા સારૂ ઐશ્વરી ધોરણ સ્થાપે છે, કામકાજ અને મજામાંથી ચિત્ત ખસેડવાની કાલે કાલે આજ્ઞા કરે છે, વિચાર અને આચરણની સ્વેચ્છાચારી પદ્ધતિને નિયમમાં રાખવાનું સૂચવે છે, પારમાર્થિક વિષયની બેદરકારી અને અનુદ્યોગનો ત્યાગ કરવાનો નિર્દેશ કરે છે. આ બધાથી ધર્મહીન મનુષ્યને ધર્મ બન્ધનરૂપ લાગે છે. તેને લાગે છે કે આવી આજ્ઞાઓ કરી ધર્મ મારી વિચાર અને વૃત્તિ સંબંધી સ્વતંત્રતા લઇ લેવા પ્રયત્ન કરે છે, અને મને લાભકારી લાગે તે ધારવા અને કરવા ન દેતાં ખરાખોટાના પારકા વિચાર મારી આગળ તૈયાર મૂકી, આ કબુલ કરો અને આ પ્રમાણે ચાલો એમ મનાવવા ધારે છે. ધર્મને બન્ધન કરી નિન્દનારો ત્રીજો વર્ગ તે પાપીનો છે. તેમને તર્ક અને શ્રદ્ધાની દરકાર નથી તેમ આચારવિચારના સ્વાતંત્ર્યની દરકાર નથી. તેમને ધર્મ બન્ધનરૂપ જણાય છે તે તો એટલા માટે કે ઈન્દ્રિયોની લાલસા અને અભિ-

લાપના, યથેચ્છ આવિર્ભાવને ધર્મ નિયંત્રિત કરે છે અને દુરાચાર વૃત્તિની તૃપ્તિને દબાણમાં રાખવા નીતિનું ધોરણ બતાવે છે. ધર્મથી પાપીઓનું જાતનું આચરણ નિયમિત થાય છે એમ બનતું નથી પણ તેમની ભોગતૃષ્ણાનાં યથારૂચિ સાધન લોકદૃષ્ટિમાં દૂષિત અને વર્જ્ય મનાય છે. સ્વતંત્ર વિચાર કરનાર, ધર્મહીન અને પાપી એ ત્રણ વર્ગથી આ પ્રમાણે ધર્મપર બન્ધનરૂપનો આક્ષેપ થાય છે. એ ત્રણ વર્ગોની ઇચ્છા અને હેતુ નિઃસંશય ઘણાં જુદાં છે અને એકના તે ત્રણે વર્ગના ગુણ એમ કહેવાય નહિ. પણ તેમનાથી ધર્મ સહન થતો નથી, ધર્મની તેઓ વિરૂદ્ધ થાય છે તેટલી બાબતમાં તેઓનો એકજ જાતિમાં સમાવેશ થાય છે. ધર્મના આ વિરોધીઓની યુક્તિ એક પછી એક તપાસીએ અને ધર્મને બન્ધન કહેવાનાં તેમનાં કારણ કેટલાં સબળ છે તે જોઈએ. પદાર્થવિજ્ઞાનશોધક કહે છે કે ધર્મ કબુલ કરીએ તો અમારે માનવું પડે કે વિશ્વનો ચૈતન્યમય કર્ત્તા છે. પણ પદાર્થવિજ્ઞાનની અમારી શોધોમાં એવા અનુમાન માટે કશું પ્રમાણ નથી. અને વળી તે ઉપરાંત સૃષ્ટિ કેવી રીતે અને કયે સમયે થઈ, મનુષ્યની ઉત્પત્તિ શી રીતે થઇ, અને આ પૃથ્વીમાં પુરાતન કાળથી શું શું બનતું આવ્યું છે તે વિશે ધર્મમાં એવા સિદ્ધાન્ત માનવાની આજ્ઞા કરી છે કે ભૂસ્તરવિદ્યા અને પ્રાણીજન્મના ઉત્તરોત્તર ઉત્કર્ષ મતથી તે સિદ્ધાન્તોનું સ્પષ્ટ ખંડન થયું છે. પણ ધર્મના વિષયમાં તર્ક થઇ શકતા નથી, આવા મત માનનાર નાસ્તિક કહેવાય છે અને પ્રત્યક્ષ અનુમાનની પણ અવગણના કરવી એવી ધર્મ ફરજ પાડે છે. આ કારણથી પદાર્થવિજ્ઞાનશોધકને ધર્મ અપ્રિય લાગે છે. હવે એ શોધકને જે પ્હેલી મુશ્કેલી લાગે છે એટલે વિશ્વનો ચૈતન્યમય કર્તા કેમ માનવો તે ખરેખરી વિચિત્ર છે. જડ પદાર્થોના ધર્મના નિયમોમાં ઇશ્વરના અસ્તિત્વ વિશે પણ એક નિયમ છે એવું તો કોઈ ઠેકાણે કહ્યું નથી. પદાર્થવિજ્ઞાનની શોધોથી માત્ર જડના નિયમ અને બાહ્ય દર્શન વિશે જ અનુમાન બાંધવાનો આધાર મળે

અને એમાં ધર્મના પણ નિયમ આવે છે એવો ધર્મનો દાવો નથી. જડ પદાર્થવિજ્ઞાનના તદ્વિષયક અભ્યાસથી ધર્મનાં તત્વોનો આધાર મળતો નથી માટે તે તત્વ ન માનવાં એ અયુક્ત છે અને ધર્મનાં તત્વોમાં પાણીના રસાયનિક વિભાગ માટે કશું કહ્યું નથી માટે એ વિભાગની વાત ન માનવી તેના જેવુંજ અયુક્ત છે. ધર્મનો વિષય આધ્યાત્મિક વ્યષ્ટિ સમષ્ટિ છે અને જડ પદાર્થદર્શનમાં તે આવતો નથી. તે માટે, જડ વિજ્ઞાનમાં નહિ એવાં તત્વો ધર્મમાં કહ્યાં હોય માટે ધર્મ બન્ધનરૂપ થતો નથી. જ્યારે, પદાર્થવિજ્ઞાનશોધક માત્ર જડ વ્યક્તિઓનું જ દર્શન કરે અને તેથી અગાડી દૃષ્ટિ કરવાની ના પાડે, જડના બાહ્ય દર્શનનાં કારણો જડ સંબંધમાંજ વિચારે પણ આ કારણોનું કારણ વિચારવાની ના પાડે અને એટલુંજ કહે કે એ કારણોના જડ સંબંધી ખુલાસામાં આ કારણ વિશે કહ્યું નથી, અર્થાત્ જડથી અતિરિક્ત વ્યષ્ટિ સમષ્ટિ વિશે વિચાર કરવાની ના પાડે અને પછી વિચાર કરવાની ના પાડે તે જ ના માનવાનું કારણ બતાવે, ત્યારે તો પદાર્થવિજ્ઞાનશોધક પદાર્થવિજ્ઞાનને બન્ધનરૂપ બનાવવા પ્રયત્ન કરે છે. ધર્મ અને પદાર્થવિજ્ઞાનના વિષય જુદા જુદા છે. પદાર્થ-વિજ્ઞાનના શોધો કંઈ એવા નથી કે તેથી ધર્મમાં બાધ આવે અને તે શોધો અટકાવવાથી ધર્મને કશો લાભ નથી. હર્શલ જેવો વિદ્વાન પદાર્થવિજ્ઞાન વિરૂદ્ધ હતો એમ કદી કહી શકાશે નહિ. તે આ આક્ષેપના ઉત્તરમાં આ અર્થગર્ભ વાક્ય કહે છે કે 'સત્ય સત્યથી વિરોધી કદી હોઇ શકે નહિ.' બધી મુશ્કેલીનો ખુલાસો આમાં આવી જાય છે. જડવિષયક વાતો સત્ય છે તેવી જ આધ્યાત્મિક વાતો સત્ય છે અને તે કદી પરસ્પર વિરુદ્ધ હોઈ શકે નહિ. પદાર્થવિજ્ઞાન ધાર્મિક તત્ત્વો પર હુમલો કરે ત્યારે તે પોતાની મર્યાદાનો અતિક્રમ કરે છે. પદાર્થવિજ્ઞાનની સત્ય વાતોમાં ધર્મ વચ્ચે પડવા જાય તો ધર્મ પોતાની હદ ઓળંગે છે. આ છેલ્લા વાક્યથી સૃષ્ટિની ઉત્પત્તિક્રમ અને બીજા જડ નિયમ વિશે ધર્મ સિદ્ધાન્ત બાંધે છે તે બાબતની

પદાર્થવિજ્ઞાનશોધકની મુશ્કેલીનો ખુલાસો મળે છે. આ માત્ર જડ પદાર્થના અન્વેષણનો વિષય છે અને પદાર્થવિજ્ઞાનની તપાસથી જેનો નિર્ણય થવો ઘટે તેવી બાબતમાં તર્ક રહિત અને કલ્પિત સિદ્ધાન્તો મનાવવા ધર્મ પ્રયત્ન કરે તો તે પારકા મકાનમાં અધિકાર વિના પ્રવેશ કરનાર થાય છે. પદાર્થવિજ્ઞાનશોધકની આ બાબતની ફરિયાદ નિર્મૂળ નથી. સર્વ ઇશ્વરપ્રેરિત ધર્મસંપ્રદાયોએ પૃથ્વીની અને પ્રાણીવર્ગની ઉત્પત્તિ કેમ થઇ તેનું વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે, ઘણાખરાએ તો જડધર્મના અને વિશેષે કરી ખગોળ સંબંધી નિયમોની વ્યાખ્યા કરી છે અને તે સર્વ કેવલ કલ્પનાનેજ આધારે. જડના જ્ઞાનના આધાર વિના જડના દર્શન વિશેના સિદ્ધાન્ત કરવાના આ પ્રયત્નથી તો ધર્મ બન્ધનરૂપ થાય છેજ. પદાર્થવિજ્ઞાનના ઉત્કર્ષથી આ પુરાણ કથાઓ ખોટી ઠરી છે, ત્યારે પદાર્થવિજ્ઞાનની શોધો દાબી દેવાનો ધર્મે પ્રયત્ન કર્યો છે.

આ પ્રમાણે ધર્મની અપકીર્તિ થઈ તે માટે ઇશ્વરે અમુક ધર્મની ખાસ પ્રેરણા કરી એ મત જવાબદાર છે. મનુષ્યના જ્ઞાન અને કલ્પનાને ઇશ્વરનું ડહાપણ કહી ચલાવવાનો એ મતમાં પ્રયત્ન છે. એમ માનુષજ્ઞાન અને કલ્પનાની હસવાસરખી ભૂલો પ્રત્યક્ષ થયા પછી પણ તેને ઇશ્વરને નામે કહેવડાવ્યા જવાથી ઇશ્વરના ડહાપણની ગણના હલકી થઈ છે અને ઇશ્વર વિશે શંકાનું કારણ ઉત્પન્ન થયું છે. જે ઇશ્વરપ્રેરિત કહેવાતા ધર્મનો બોધ ખ્રીસ્તના ચમત્કારની ન માનવાલાયક વાર્તામાં છે, પુરાણોની કલ્પિત કથાઓમાં છે કે કોરાનની જોડેલી કહાણીઓમાં છે તે બંધનરૂપ છે; તે આરામવાળું બન્ધન છે. તે મનુષ્યના મનને એવી શીખામણ આપે છે કે તરંગ અને અજ્ઞાનથી સંતોષ પામી બેસી રહેવું અને જ્યાં સત્ય જડે એમ છે, ત્યાં તે શોધવાનો પ્રયત્ન વધારે કરવો ન.હ. પણ બ્રાહ્મ ધર્મમાં એવી કોઇ ઇશ્વરપ્રેરણાનો સ્વીકાર નથી અને કોઈ પદાર્થવિજ્ઞાનની શોધો બંધ કરી દેવાનો પ્રયત્ન નથી. જે ઇશ્વર એ ધર્મમાં પૂજ્ય

છે તેની કીર્તિરૂપ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર છે એમ એ ધર્મ કહે છે. બેકન કહે છે તે પ્રમાણે "પદાર્થવિજ્ઞાન તે ધર્મની પરિચારિકા છે. ધર્મથી ઈશ્વરની ઈચ્છા માલમ પડે છે. પદાર્થ વિજ્ઞાનથી તેની સત્તા જણાય છે."

પણ, એમ કહેવામાં આવશે કે આ વિશ્વનો જ્ઞાનવાન કર્તા છે, કારણોનું કારણ છે એવું ધર્મમાં કહ્યું છે, અને આ આધ્યાત્મિક તત્વ વિશે પદાર્થવિજ્ઞાનને કશો સંબંધ નથી પણ તત્ત્વચિંતનને તો સંબંધ છે અને તત્ત્વચિંતનમાંના વિચાર ઈશ્વર સંબંધમાં નાસ્તિક કે શંકાગ્રસ્ત હોય ત્યારે ધર્મ શા માટે તેમને દૂષિત ગણે છે? ઉત્તર એ છે કે નાસ્તિક અને શંકાગ્રસ્ત તત્વચિંતનને એ કારણથી ધર્મ-દૂષિત ગણે છે કે ખરા તત્ત્વચિંતનનું એ સ્વરૂપ નથી. ભ્રમિત અને દોષયુક્ત તત્ત્વચિંતન નાસ્તિક અને શંકાગ્રસ્ત થાય છે. બેકન માટે કદિ એમ નહિ કહી શકાય કે તે તત્વચિંતન વિરુદ્ધ વ્હેમાઇ ગયો હતો કે ધર્માંધ હતો. તો તેનું વચન લઇયે. નાસ્તિક વિશેના તેના નિબંધમાં તે કહે છે, "સાધુઓ વિષેની અદ્‌ભુત વાતો, યાહુદી લોકોની કહાણીઓ કે કોરાનમાંની ચમત્કારની કથાઓ કહેશો તો માનીશ પણ એમ તો નહિ માની શકું કે આ વિશ્વની ઘટના કર-નાર ચૈતન્ય નથી. તેથી, નાસ્તિકોની શ્રદ્ધા બેસાડવા ઈશ્વરે કદી અસાધારણ ચમત્કાર કર્યા નથી કેમકે ઈશ્વરની સાધારણ કૃતિ શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. એ ખરૂં છે કે તત્ત્વચિંતનના અધુરા સહેજસાજ જ્ઞાનથી મનુષ્યનું મન નાસ્તિકતા તરફ જાય છે, પણ તત્ત્વચિંતનનું ઉંડું જ્ઞાન થતાં મનુષ્યોનું મન પાછું ધર્મ તરફ આવે છે. કારણ કે જ્યારે મનુષ્યનું મન છુટાં છુટાં ગૌણ (ઉપસૃષ્ટ) કારણોપર દૃષ્ટિ કરે છે ત્યારે કોઈ વખતે એવું થાય કે તે ત્યાંજ અટકે અને અગાડી ન જાય; પણ જ્યારે તેમની સાંકળ જુએ તે સર્વને સંબદ્ધ અને પરંપરામાં ગુંથેલાં જુએ ત્યારે તે અવશ્ય કર્ત્તા અને ઈશ્વર તરફ શીઘ્રતાથી જવું જોઈએ." ધર્મ સંબંધે તત્ત્વચિંતનની શી

સ્થિતિ છે તે આ વચન બહુ સારી રીતે સમજાવે છે. ઈતિહાસ, પદાર્થવિજ્ઞાન, રાજ્યનીતિ, અર્થશાસ્ત્ર, મનોવ્યાપારશાસ્ત્ર ઇત્યાદિ પ્રત્યેક જ્ઞાનશાખાથી તત્ત્વચિંતનનું દર્શન ઉદ્ભૂત થાય છે તેમાં એકને કહેલાં ગૌણ કારણોની વ્યાખ્યા થાય છે એટલે અનેક દૃષ્ટિગોચર બનાવોને ઉત્પન્ન કરનાર વ્યવસ્થા તે દર્શનમાં બતાવાય છે અને સર્વ દશ્ય રૂપાન્તરમાં મૂલ કારણભૂત શું છે તે તે દર્શનમાં બતાવાય છે. તત્ત્વચિંતક આથી અગાડી દૃષ્ટિ ન કરે અને ગૌણ કારણોપર જ પોતાનું લક્ષ રાખે તો આ છુટાં છુટાં ગૌણ કારણોને કુદરતી કારણો કહી તે તેમને જ સર્વશક્તિમાન અને વિશ્વને ઉત્પન્ન કરનાર અને નિયમમાં રાખનાર સત્ત્વો માને છે. ઝટ તેને માલમ પડે છે કે આ કુદરતી કારણોમાં તો જાતની શક્તિ કંઈ નથી, તે કંઇ જીવતાં સત્ત્વ નથી પણ માત્ર જડ સાધન છે. તેમનાથી અગાડી વિચાર કરવાની તે ના પાડે છે તેથી નાસ્તિકતા અને શંકાગ્રસ્તતાના નિરાશામય ગુંચવાડામાં તે પડે છે. પણ જો આ ગૌણ કારણોને તે ક્રમાનુસાર એકઠાં કરે, તેમની સાંકળ કેવી જોડાઈ રહી છે તે જુએ અને સર્વનો પરંપરા સંબંધ કેવો ગુંથાઇ રહ્યો છે તે લક્ષમાં લે તો "તે અવશ્ય કર્તા અને ઈશ્વર શીઘ્રતાથી જવો જોઈયે," ત્યાં તેનું તત્ત્વચિંતન તેને ધર્મમાં લઇ જશે. ધર્મ તે તત્ત્વચિંતનોનું તત્ત્વચિંતન છે, દર્શનોનું દર્શન છે. ધર્મ તત્ત્વચિંતનોનું તત્ત્વચિંતન રહેવાને બદલે અમુક શાખાના તત્વચિંતનમાં વચ્ચે પડવા પ્રયત્ન કરે અને દરેક શાખાને પોતપોતાના જ્ઞાનવિષયમાંથી અનુમાન વડે ફલિત થવા દેવાને બદલે તે વિશે તર્કરહિત મત સ્થાપન કરવા પ્રયત્ન કરે, જ્ઞાનેંદ્રિયોનો વ્યાપાર અટકાવવા અને શંકારહિત પક્ષપરથી તર્કાનુસાર અનુમાન ન કરવા દેવા પ્રયત્ન કરે ત્યારે ધર્મ બન્ધનરૂપ થાય છે. બ્રાહ્મ ધર્મ હમેશ ધર્મસ્વરૂપેજ રહે છે અને કદી ગૌણ કારણોના ચિંતનનું દર્શન બની લઘુત્વ પામતો નથી. ધર્મહીન તત્ત્વચિંતકોમાં ડેવિડ હ્યુમ મુખ્ય હતો, તેને પણ આ અંશ માન્ય હતો. પ્રોફેસર

હકસલી કબુલ કરે છે કે "હ્યુમે વિશ્વની યોજનાપરથી નિકળતાં બે મુખ્ય અનુમાન ખરેખરા ભાવથી સ્વીકારેલાં જણાય છે; પ્રથમ એ કે, ઇશ્વર છે, અને બીજું એ કે મનુષ્યમાં ચૈતન્ય છે તેવી જાતના વિશેષ ગુણવાળો તે ચૈતન્યમય છે." વિશ્વની યોજનાપરથી નિકળતું અનુમાન તે સંકળાયલાં ઉપસૃષ્ટ કારણોના સંબંધથી નિપજતા સર્વોપરિ તત્ત્વચિંતન (તત્ત્વચિંતનોના તત્ત્વચિંતન)નો એક સિદ્ધાન્ત છે. એ તર્ક એવો છે કે વિશ્વમાં બધે યોજના જોવામાં આવે છે માટે કોઇ યોજના કરનાર હોવો જોઇએ. કેમકે ચૈતન્યમયવ્યાપાર બુદ્ધિહીન જડમાંથી નહિ પણ ચૈતન્યથી થવો જોઇયે. હ્યુમનું વચન એ છે કે, "કુદરતની આખી ઘટના કહી આપે છે કે કોઇ ચૈતન્યમય કર્ત્તા છે. ગંભીર ચિંતન પછી શુદ્ધ એકેશ્વરવાદ અને ધર્મના મુખ્ય સિદ્ધાંતો હરકોઈ તર્કવાન શોધકને માનવા પડશે." જગતનો કર્ત્તા પુરૂષોત્તમ પ્રભુ છે એવો બ્રાહ્મ ધર્મનો મુખ્ય મત તે આ જ છે. હ્યુમ પછી બતાવે છે કે બુદ્ધિમાન કર્ત્તા એકજ હોઇ શકે, તે અનેક ન હોય. આ પણ વળી બ્રાહ્મધર્મનો સિદ્ધાન્ત છે. હ્યુમ કહે છે કે મનુષ્યમાં ચૈતન્ય છે તેવીજ જાતના વિશેષ ગુણવાળો ચૈતન્યમય ઇશ્વર છે, તે જીવાત્મા અને પરમાત્મા વિશેના આપણા મતનું રૂપાન્તર છે. ચૈતન્યવાન કર્ત્તા તે પુરૂષ છે એ તો એક વાર બતાવ્યું એટલે પછી મનુષ્યનું ચૈતન્ય તે આત્મા છે, મનોધર્મિ સત્ત્વ છે એ અનુમાન તો સહેજ ફલિત થાય છે.

ધર્મ બન્ધન છે એમ કહી તત્ત્વચિંતક ધર્મવિરુદ્ધ થાય છે તે કેવી રીતે તે આપણને આમ માલમ પડે છે. ધર્મ મનનની શક્તિઓના વ્યાપારને બંધ કરી દે છે અને મનને યુક્તિસર અનુમાન બાંધવા નથી દેતો ત્યારે તત્ત્વચિંતક ધર્મવિરુદ્ધ થાય છે. તર્કરહિત પ્રેરણાના બંધનમાંથી ધર્મને છૂટો કરો તો દૃઢ નાસ્તિક પણ ધર્મ કબુલ કરવાને તૈયાર થાય છે અને પોતે જ તેને શુદ્ધ એકેશ્વરવાદ એ નામ આપે છે. તર્કરહિત સિદ્ધાન્ત, કહેવાતો પ્રેરિત ધર્મ અને તે બેએ

કરેલાં નુકસાનઃ આ સર્વના બન્ધનથી મનુષ્યના મનને એકેશ્વરવાદ, બ્રાહ્મમત કે શુદ્ધ ધર્મ છુટું કરે છે. બન્ધન તો ખરે આરામવાળું બન્ધન છે; એકવાર તે કબુલ કરો તો પછી વધારે વિચાર કરવાનો શ્રમ લેવો નથી પડતો. તર્કરહિત સિદ્ધાંતો અને પ્રેરિત ધર્મ મનુષ્યને અપૂર્ણ જ્ઞાનના બન્ધનમાં રાખે છે અને તેને બોધ કરે છે કે તારે વધારે વિચાર કરવો નહિ, શાસ્ત્રમાં લખ્યું હોય તે માનવું અને બન્ધનથી સંતોષ પામી બેસી રહેવું. બ્રાહ્મમત સ્વાતંત્ર્યરૂપ છે, તેમાં યત્નસાધ્ય સ્વાતન્ત્ર્ય છે. તે તો કહે છે આખો જન્મારો તર્ક કરવામાં કહાડવો. તે કહે છે કે દરેક ભક્તે સર્વ ધર્મતત્ત્વનો પોતાની મેળે વિચાર કરી તે સંપાદન કરવાં, પોતાની મેળે સર્વોપરિ તત્ત્વચિંતને પ્હોંચવું. તેમ થયા પછી સ્વાતંત્ર્યથી સંપાદન કરેલો ધર્મ તેના મનને આનંદ આપશે. પણ તે અંધ શ્રદ્ધા નથી, પ્હેલો તર્ક અને પછી શ્રદ્ધા. તર્કમાં શ્રમયુક્ત શ્રદ્ધા કરવી પડે છે, યત્નથી સ્વાતંત્ર્ય સાધ્ય છે.

ઉપર બતાવેલી તર્કપદ્ધતિથી અગાડી વધતાં જણાય છે કે સદ્‌ગુણનું મૂળ ઇશ્વરમાં છે અર્થાત્ સ્વતંત્ર તર્કથી માલમ પડે છે કે નીતિ અને સદ્‌ગુણ એ ઇશ્વરના ધર્મ છે, તે એનામાંથી નિકળે છે અને તે કંઈ ફક્ત સ્વાર્થ કે લોકોપયોગિતાનું રક્ષણ કરવા સારૂ મનુષ્યોએ કરેલા સંકેતથી ઉત્પન્ન થયાં નથી. અંતઃકરણની પ્રવૃત્તિ, પરમાત્માની યોજના, સદાચરણી થવાને મનુષ્યને કરવો પડે છે તે પ્રયત્ન, અને તે માટે તેને મળે છે તે અમાનુષ બળ; આ સર્વથી એ ફલિત થાય છે.

આ રીતે માલમ પડે છે કે ખરેખરો ધર્મ પદાર્થવિજ્ઞાન કે તત્ત્વચિંતન વિરુદ્ધ નથી. તે બન્ધન નથી. બન્ધન તો નાસ્તિકતા છે. બન્ધન તો શંકાગ્રસ્તતા છે. બેકન જેને સહેજસાજ અધુરૂં તત્ત્વચિંતન કહે છે એટલે જે નિરીક્ષણપરથી પ્રથમ સામાન્ય જ્ઞાન થાય છે

તેમાં મનુષ્યના મનને નાસ્તિકતા અને શંકાગ્રસ્તતા બાંધી રાખે છે. નાસ્તિકો અને શંકાગ્રસ્ત લોકો કંઈ સ્વતંત્ર વિચાર કરનારા નથી. તેઓ થોડો વિચાર કરે છે અને પછી આ સૃષ્ટિનાં ઉપરનાં જડ કારણો જે માત્ર ગૌણ કારણો છે તેનેજ મૂળ કારણો માની ત્યાંજ અટકી તેમાં બંધાઇ રહે છે. તેઓ ગુંચવાડામાં પડે છે, તેમાંથી નિકળવાની આશા જ તેમને નથી રહેતી. ખરેખરો યથાર્થ સ્વતંત્ર વિચાર કરનાર તો એ કે જે કુદરતના નિરીક્ષણથી વિચારમાં ચડતો ચડતો આધ્યાત્મિક તત્ત્વ લગી આવી પ્હોંચે છે અને એ ઉત્ક્રમણમાં કોઈ બહારના અંશ પેસી જવાથી જે અટકતો નથી અને જે ગૌણ કારણોને પ્હેલે પગથીએ બંધાઈ જતો નથી. સ્વતંત્ર વિચાર કરનાર તે એ જ કે જે ગૌણ કારણોથી અગાડી વધી તે કારણોનું ચૈતન્યમય કારણ શોધી સર્વોપરિ તત્ત્વદર્શન સુધી પહોંચે છે. તે સર્વોપરિ તત્ત્વદર્શન તે બ્રાહ્મ ધર્મ. ધર્મ સ્વતંત્રતા છે અને તે સ્વતંત્રતા યત્ન અને શ્રમથી મળે છે તે આપણે જોયું. અગાડી એમ પણ માલમ પડશે કે એ સ્વતંત્રતા મેળવ્યા પછી તે જાળવી રાખવાને પણ પ્રયત્ન અને શ્રમ કરવા પડે છે.

ધર્મહીન મનુષ્યને ધર્મ શા કારણથી બન્ધનરૂપ લાગે છે તે હવે જોઇએ. વિચારના ઉત્કર્ષ સંબંધની મુશ્કેલી તેને પડતી નથી. તે માટે તેને દરકાર નથી. એનો વાંધો તો એજ છે કે ધર્મ મારા કામમાં વચ્ચે પડે છે અને મને ગમે તે કરવામાં હરકત કરે છે. ધર્મ સંબંધી તેના વિચાર અને કૃતિમાં ધર્મનો સંબંધ આવતો નથી અને તેના વિચાર અને કૃતિની રીતમાં ધર્મ આડે આવે તે તેનાથી ખમાતું નથી. ધર્મ તો એમ આજ્ઞા કરે કે ધાર્મિક વિશ્વાસ અને પ્રવૃત્તિમાં વખત કહાડવો અને તેથી કામકાજ અને મોજમજામાંથી કે લાગણી વિનાની બેદરકારીમાં વખત ઓછો કહાડવો પડે. તેને પોતાને ગમે તેવા વિચાર બાંધે કે ગમે તેવાં આચરણ કરે એવું હોય ત્યાં ધર્મ માથું ઘાલે છે, અને કહે છે કે

આવી રીતના વિચાર કરો, કેમકે તે વિના શ્રદ્ધાહીન થશો; અથવા ધર્મ કહે છે કે આવાં કર્મ ન કરશો કેમકે તેથી પરિણામે અનીતિ થાય છે અને આવાં કર્મ કરો, કેમકે નહિ કરો તો ઇશ્વિર તરફનું તમારૂં કર્તવ્ય ચુકશો. આ નીતિના નિયમ અને આચરણનું ધોરણ ધર્મ બતાવે છે તે ધર્મહીનને ઝુંસરી જેવાં લાગે છે. તેને તો પોતાની રીતભાતમાં અતંત્ર રહેવું ગમે છે અને ધર્મને તે બન્ધન કહે છે. હવે તપાસીએ કે ધર્મ તેને બન્ધનમાં રાખવાનો પ્રયત્ન ખરેખર કરે છે કે નહિ. ધર્મહીન મનુષ્યને તો બેદરકારી ગમે છે. તેને ધર્મ વિશે વિચાર કરવોજ ગમતો નથી. પણ આપણે ઉપર જોઈ ગયા કે વિચારની ખરેખરી સ્વતંત્રતા તો ધર્મ આપે છે. જે તેનાથી દૂર રહે છે તે તેટલું બન્ધનરૂપ છે. જ્યાંથી ધર્મના વિચાર આવવા માંડે છે ત્યાંથી ધર્મહીન મનુષ્ય અટકવા ઇચ્છે છે. તેથી મનની સ્વતંત્ર ગતિ જેથી અટકે તેવા વિચાર અને વૃત્તિમાં તે બંધાઈ રહેવા ઇચ્છે છે. તત્વચિંતનોના તત્વ ચિંતન સુધી પહોંચવાને બદલે તે ભાવહીન સાંસારિકતામાં બંધાઈ રહે છે. તે કામકાજ અને મોજમજામાં પકડાઈ જાય છે અને સાંસારિક વ્યવહારનો દાસ થઈ રહે છે અને ઉચ્ચ વિચારો તરફ ગતિ કરી શકતો નથી. આ સત્વ વિમુખ સાંસારિકતાના બન્ધનમાંથી તેને છોડાવવાનો પ્રયત્ન ધર્મ કરે છે; જે તેને નીતિની અને કૃતિની સ્વતંત્રતા અપાવવાનો પ્રયત્ન કરે છે. ધાર્મિક ધોરણની અવગણના કરવાથી તે અનીતિની જાળમાં જઇ પડે છે. ધર્મહીન મનુષ્ય સ્વાર્થપરતાનો દાસ થઈ ચૂકેલો તો હોય છે જ. જેથી સ્વાર્થ સંધાય એવુંજ કાર્ય તે કરી શકે છે. તેથી વધારે ઉંચું, બધારે ઉદાર કાર્ય તે કરી શકતો નથી. સ્વાર્થપરના અને ઉપયોગ દૃષ્ટિના આ બન્ધનથી ધર્મ તેને મુક્ત કરે છે. ધર્મ માટે બેદરકારી કર્યાથી ધર્મહીન મનુષ્ય માત્ર સંસારના વ્યવહારમાં મગ્ન થઇ રહે છે. તેથી ઉંચે તેની દૃષ્ટિ જઈ શકતી નથી. વિશ્વના જ્ઞાનવાન કર્ત્તાને ભજવાને બદલે તે તુચ્છ ધન અને

અધમ લાભને ભજનારો થાય છે. સ્વાર્થે ઊભા કરેલા મૂર્ત્ત પદાર્થોને પૂજવામાં તે ગુંથાય છે અને તેમાં મગ્ન થઈ ઉચ્ચતર ભાવના કે આદર્શનું અન્વેષણ તે કરી શકતો નથી. સ્વાર્થમૂર્તિની પૂજાના અપકીર્તિકર બન્ધનમાંથી ધર્મ તેને મુક્ત કરે છે. ધર્મહીન કૃત્યો અટકાવી ધર્મ તેને નીતિની સર્વતંત્રતા લઇ લેનાર પાપ અને દુર્ગુણના બંધમાં જઈને પડતાં બચાવે છે. આ નીતિની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સારૂ યત્ન કરવો પડે છે. લાગણી વિનાની કર્ત્તવ્ય કર્મ રહિત વૃત્તિમાંથી ધર્મહીન મનુષ્યને જાગૃત થવું પડે છે, બેદરકારી કહાડી નાંખવી પડે છે, અને ધાર્મિક વિચાર અને કૃતિ કરવાની ટેવ પાડવી પડે છે. ત્યારે આ બાબતમાં પણ ધર્મ યત્નસાધ્ય સ્વાતંત્ર્ય છે.

હવે ધર્મ વિરૂદ્ધ થનાર ત્રીજા વર્ગ અર્થાત્ પાપીઓનો શો વાંધો છે તે જોઈએ. તેઓ કહે છે કે ધર્મ તો કેવળ બન્ધનજ છે, બહુજ જુલ્મગાર આપખુદ રાજા ચલાવે તેવું દાસત્વ છે. જે કંઇથી અમને સુખ, આનંદ, મોજ મળે છે તે બધાંની ધર્મ બંધી કરે છે અને તેનો અટકાવ કરે છે. જે જે અણગમતું, દુઃખદાયક અને કંટાળાભરેલું છે તે સર્વ કબુલ કરવાની ધર્મ આજ્ઞા કરે છે અને ફરજ પાડે છે. ધર્મ પોતાની મેળે અભિપ્રાય ધારણ કરે અને બોધ કરે તે માટે પાપીઓ ખરેખરો વાંધો લેતા નથી. ધાર્મિક મનુષ્યો ધર્મ પાળે અથવા ધર્મ સંબંધી વિચાર અને કૃતિની પોતપોતામાં આજ્ઞા કરે તેની પાપી લોક દરકાર કરતા નથી. પણ તેઓ કહે છે કે બીજા લોક મનગમતી રીતે મોજમજા કરે તેમાં ધર્મ શું કામ વચ્ચે પડે? લોકોના આનંદ અને ભોગ અટકાવે, જે કદી ખુશીથી ન કરે તે તેમની પાસે પરાણે કરાવે, આસક્તિનો ત્યાગ કરાવે તે ધર્મ શું બન્ધન નહિ? કુદરતે કેટલીક ઇન્દ્રિય શક્તિઓ આપી છે તો તેનો અતંત્ર ઉપયોગ એવું સ્વતંત્રતા નહિ, તેના અતંત્ર ઉપયોગમાં અટકાવ થાય તે બન્ધન નહિ? જેમની નજરમાં આ અતંત્ર

ઉપયોગ ખોટો ન હોય તેમને શા માટે તેને નિવારણુ કરવાની ફરજ પાડવી ?

ઉત્તરમાં પાપીને કહીશું કે વ્યસનાસક્તિમાં જીંદગાની કહાડવી તેથી સ્વતંત્રતાવાળી જીંદગાની નથી મળતી. પશુ વૃત્તિઓ અને ઇચ્છાઓને તૃપ્ત કરવી તેથી નીતિની સ્વતંત્રતા મળતી નથી કે જળવાતી નથી. મનુષ્ય જાતિના અનુભવથી સ્પષ્ટ માલમ પડે છે કે સદ્‌ગુણથી પરિણામે સુખ થાય છે અને દુર્ગુણથી પરિણામે દુઃખ થાય છે. શરીરનું અને સંસારનું સુખ મેળવવું એજ મુખ્ય ઉદ્દેશ હોય, તોપણુ તે સુખ સદ્‌ગુણથીજ મળે છે. પણુ તે ઉપરાંત અંતઃકરણનો આદેશ હૃદયની સહજ વૃત્તિ અને આપણા નીતિમત્ સ્વભાવનું વલણ સર્વ સદ્‌ગુણ તરફ છે. દરેક દેશમાં અને દરેક પ્રજામાં ધર્મ છે, અને નાસ્તિકો પણુ કબુલ કરે છે કે દુર્ગુણ કરતાં સદ્‌ગુણ ચઢીઆતો છે, તે વાત બતાવી આપે છે કે મનુષ્ય જાતિની ગતિ જ આ દિશામાં છે. પણુ વિકારો અને તૃષ્ણાઓ તૃપ્ત કર્યાથી ટેવ બંધાય છે અને તે પ્રબળ થઈ સહજ નીતિમત્ સ્વભાવને દાબી નાખે છે, ઇન્દ્રિયોને અન્તઃકરણની આજ્ઞાને તાબે ન રહેતી કરે છે, અને મનુષ્યને પાપનો બલહીન દાસ બનાવે છે. સદ્‌ગુણુ તરફની તેની સહજ વૃત્તિયો ભિન્ન થઈ અભિભૂત થાય છે અને કામ અને વિકાર તેને બળથી પાપ અને દુર્ગુણમાં ઘસડી જાય છે. સ્વ-ઇચ્છા વાપરવાની તેની શક્તિ નષ્ટ થાય છે. જે કૃત્યોને અન્તઃકરણુ ખોટાં કહે છે તે કરતાં પણુ તે પોતાને અટકાવી શકતો નથી. પાપી સ્વભાવ એટલો જબરો થાય છે કે તે અન્તઃકરણની આજ્ઞા સાંભળવા પણુ દેતો નથી. તે અધોગતિના માર્ગમાં વેગથી ઘસડાયો જાય છે. દુઃખ અને અધમતામાંથી તે પોતાને બચાવી શકતો નથી. આ રીતે તે પૂરેપૂરો ગુલામ બને છે, નઠારામાં નઠારી ગુલામગીરી—પોતાના વિકાર અને તૃષ્ણાઓની ગુલામગીરીમાં તે બંધાય છે.

આ ગુલામગીરી, આ દાસત્વમાં ધર્મ તેને છૂટો કરે છે. તે તેને

અસલ સ્વભાવ (સદ્‌ગુણી થવાની પ્રકૃતિ) અને સ્વઇચ્છા વાપરવાની સહજ શક્તિ પાછી અપાવે છે. જે માર્ગમાં પગલે પગલે વિવેક શક્તિ વપરાય તે માર્ગે ધર્મ તેને લઈ જાય છે. ધર્મ મનને તેની સ્વાભાવિક સ્વતંત્રતા વાપરવા દેછે એટલુંજ નહિ પણ તે એમાં બોધ કરે છે કે ખરેખરા ધર્મ માટે આ સ્વતંત્રતા આવશ્યક છે. ઈશ્વર પ્રણીત કહેવાતા પુસ્તકમાં અંધ શ્રદ્ધા, પ્રેરિત કહેવાતા પેગંબર પર અંધ શ્રદ્ધા, તર્ક વિનાના બાંધેલા મત અને કારણની સમજુતી વિના રચાયલા વિધિપર અંધશ્રદ્ધાઃ આ સર્વ જે ધર્મ શીખવે છે તે મનની પોતાની મેળે વિચાર કરી સત્ય શોધી કહાડવાની શક્તિ લઈ લેછે. પણ બ્રાહ્મ ધર્મ તો વિચારાનુસારી છે, તે તર્કજન્ય શ્રદ્ધા શીખવે છે. તે શ્રદ્ધાયુત અને ધાર્મિક થવા માટે વિચાર કરવાની અને વિચાર કરવાનીજ ફરજ પાડે છે. તર્કના પ્રયત્નથી આમ સ્વતંત્રતા મેળવ્યા પછી ઇચ્છાનું બળ વાપરવું પડે છે અને ત્યારેજ શુદ્ધ અને સદ્‌ગુણી થવાય છે. આપણે જાણીએ છીએ કે સદ્‌ગુણ જરૂરનો છે એટલું જાણ્યું તેટલાથી સદ્‌ગુણી થવાતું નથી. હૃદયને પ્રયત્ન કરવો પડે છે, અને ઇચ્છાને બલ વાપરવું પડે છે. ત્યારેજ લાલચો ને વિકારો જીતાય છે. સાધારણ શક્તિથી તે જીતાતા નથી. ડાહ્યા ડાહ્યા અને મોટા મોટાને પણ લાલચો અને વિકારો વશ કરે છે. આ પરવશતામાંથી બચવા સારૂ, આ દુષ્ટ સામર્થ્યની સામે થવા સારૂ અમાનુષ પ્રયત્ન કરવો પડે છે અને આ અમાનુષ પ્રયત્ન માટે સર્વ શક્તિમાનને પ્રાર્થના કર્યાથી મનુષ્યને બળ મળે છે.

આ રીતે અત્યંત અધોગતિ પમાડનારૂં દાસત્વ કહાડી નાખવાનું અને અત્યંત ઈષ્ટ સ્વાતંત્ર્ય મેળવવાનું બલ ધર્મ આપે છે. આ સ્વાતંત્ર્ય આ પ્રમાણે મહા પ્રયત્ન કરીને મેળવવાનું છે. એવાજ મહા પ્રયત્નથી તે જાળવવાનું છે. લાલચો અને વિકારો એવા બળવાન છે, તેમને ફાવવાનો સંસારના કાર્યોમાં એટલો પ્રસંગ મળે છે, દુર્ગુણ તરફ તાત્કાલિક સુખનો લોભ એટલું આકર્ષણ કરે છે,

મનુષ્ય જાતે એટલો નિર્બળ છે, કે મહા પ્રયાસે મેળવેલું સદ્ગુણનું બહુ મૂલ્ય સ્વાતંત્ર્ય જાળવવા સારૂ, મહામહેનતે સંપાદન કરેલી ધર્મની સ્વતંત્રતા સાચવવા સારૂ, જીવનની દરેક ક્ષણે, સંસારને એકેએક પગલે મહા પ્રયત્ન અને પ્રયાસ કરવા પડે છે. સદ્ગુણમયી સ્વતંત્રતા પર એટલા હુમલા થાય છે, ધર્મના મુલકની હદ એટલી વિસ્તાર પામેલી છે, શત્રુઓને આક્રમણ કરવાના એટલા બધા પ્રસંગ આવે છે, કે આત્માને જીવનપર્યન્ત યોદ્ધા થઇ રહેવું પડે છે, વિગ્રહ અને યુદ્ધમાં જીવન ગાળવું પડે છે. આવી રીતે ગાળેલું જીવન તે ધાર્મિક જીવન છે. ત્યારે ધર્મ તે સ્વાતન્ત્ર્ય છે, યત્નસાધ્ય સ્વાતન્ત્ર્ય છે, પ્રયત્નથી અને શ્રમથી સંપાદિત અને રક્ષિત સ્વાતંત્ર્ય છે. પાપમાં બન્ધન છે, આરામવાળું બન્ધન છે, તે બન્ધનથી તાત્કાલિક સુખ મળે છે અને પછી પાપીને બીજો કંઈ પ્રયત્ન કરવો પડતો નથી. પ્રયત્ન બધો પાપ પોતે કરે છે અને પાપી તેનો દાસ થઈ આરામમાં પડયો રહે છે. અલબત્ત, આમ સ્હેલાઇથી મળેલા બન્ધનથી પછી ઘણો કાળ સ્હેલ મળતી નથી, સુખ થતું નથી. તેમાં પરિણામે દુઃખ, અધમતા અને પીડા થાય છે; પણ તે સ્થિતિએ પહોંચ્યા પછી છુટા થવાની એ દાસમાં શક્તિ રહી નથી હોતી. આ પ્રમાણે અધમ આત્મા પોતાના દુર્ગુણે કરીનેજ દાસત્વમાં બંધાય છે. ઉદાર આત્મા તો ધર્મના યત્નસાધ્ય સ્વાતંત્ર્યનીજ ઈચ્છા કરે છે.

આ જ્ઞાન સાધનની સહાયતા લઈ કેટલાક પંથના મત અને શિક્ષાવચન તપાસીએ.

પ્રથમ તો જોઈએ કે આ નીચેના દુહામાં કહ્યું છે તે કોઈ રીતે સત્ય છે કે નહિ.

**अहो रात्र जाग्रत खडे मम रक्षक महाशक्त।**
**यौ कह सुखे सुवे सदाबाल कुभूप सुभक्त**

એમાં કહે છે બાળક, નઠારો રાજા અને સારો ભક્ત એ ત્રણે જણ મારા રક્ષક બહુ શક્તિમાન છે અને રાત્ર દિવસ જાગતા

ઉભા છે એમ કહી હમેશ નિરાંતે સુઇ રહે છે. હવે, અશક્ત બાળક અને નિર્બળ રાજા તો એવા હોય ખરા, પણ સારો ભક્ત કદી તેવો હોય નહિ. તે જાણે છે કે મારો સર્વ શક્તિમાન રક્ષક સર્વદા જાગ્રત અને અપ્રમત્ત છે, પણ તે સાથે તે એમ પણ જાણે છે કે મારા સર્વ શક્તિમાન રક્ષકનો નિયમ એ છે કે સદ્દગુણ તે ઇચ્છાનો વ્યાપાર છે. ઇચ્છા વિના, પ્રયાસ વિના; સદ્દગુણની કિમ્મત નથી. મહાપિતાની દયા અને સહાયતા પર સુભક્ત વિશ્વાસ રાખે છે, તેની પાસેથી તેને બળ મળે છે. પણ યત્ન કરે ત્યારે તે મળે છે. લાલચો અને વિકારોનો સતત પ્રતિબંધ કરવો એ સુભક્તનું પ્રથમ કર્ત્તવ્ય છે અને તે નિરાંતે સુઈ રહે એમ થઈ શકે નહિ. યુદ્ધમાં અને વિગ્રહમાં કસોટી નિકળે તે સમયે સર્વ શક્તિમાન રક્ષકપર દૃઢ શ્રદ્ધાને લીધે તે શાન્ત અને અવ્યાકુલ રહે છે, પણ આળસુ થઈ આરામમાં પડી રહેવાની તે ઇચ્છા કરે અને શ્રમ અને પ્રયત્ન મુકી દે તો તે દુર્દશામાં આવે અને તેનો નાશ થાય. ખરી સ્વતંત્રતા માટે મુખ્ય આવશ્યકતા એ છે કે તે આપણે જાતેજ જાળવી રાખવી જોઈએ. ચારે તરફથી હુમલા થાય ત્યાં આપણું ચાલે નહિ અને યુદ્ધમાં આપણને સહાયતા મળે છે એ વાત ખરી છે. પણ યુદ્ધ કરવું મુકી દીધું તો તો ત્યાંથી સ્વતંત્રતા માટે આપણી યોગ્યતા પણ પુરી થઈ.

તેજ પ્રમાણે મધ્યસ્થ પર વિશ્વાસ રાખવો કે વિધિ અને ક્રિયાથી ફળ થાય છે એમ માનવું એ બે મતની તપાસ કરી શકાય. ઈશ્વર પરથી ભક્તિ ખસેડી મધ્યસ્થ, પેગંબર કે આચાર્ય પર ભક્તિભાવ કરી તેઓ ઈશ્વર પાસે લઇ જશે અને મુક્તિ અપાવશે એ વિશ્વાસે બેસી રહીએ તો યત્નસાધ્ય સ્વાતંત્ર્યનો ત્યાગ થાય અને આરામવાળા બંધનનો સ્વીકાર થાય. આત્મપ્રયાસ બંધ થાય અને ઈશ્વર પાસે જઈ પહોંચવાને બદલે, જે ઈશ્વર નથી તેના ગુલામ થઈ રહેવાય. જો એમ કહેવામાં આવે કે એ મધ્યસ્થ,

પેગંબર કે આચાર્ય ઇશ્વિરથી જુદા નથી અથવા તેમની પાસે જઈ પહોંચવાને પણ પ્રયત્ન કરવાની એટલીજ જરૂર છે તો તો પછી એવા મધ્યસ્થ માનવાનું કારણ જ ન રહ્યું. તે ઇશ્વિરથી ભિન્ન ન હોય તો પછી તે મધ્યસ્થ શાને કહેવાય? ઇશ્વિરની પાસે તેમ તેની પાસે જવાનો પણ પ્રયત્ન કરવો પડતો હોય તો પછી તેનું શું કામ છે? એજ પ્રયત્ન કરી ઇશ્વિર પાસે ન જઇએ? આ રીતે, મધ્યસ્થ પેગંબર કે આચાર્યને માનનાર ઇશ્વિરના રાજ્યમાં ખરેખરી સ્વતંત્રતા મુકી દેછે અને એક કલ્પિત મૂર્તિના દાસ થવાનું કબુલ કરે છે, જે માન ઇશ્વિરને યોગ્ય છે તે તે મૂર્તિને આપે છે.

સ્નાન, જપ, વ્રત જેવાં ક્રિયાવિધિથી ફળ થશે એમ માન્યાથી તર્ક અને નીતિનો પ્રયત્ન કરવાની જરૂર જણાતી નથી. શારીરિક ક્રિયા અને વચનોચ્ચારથી ધર્મનું સુખ મળતું હોય તો ધર્મનું તત્વ જાણવા માટે મનથી તર્ક કરવાની જરૂર ન રહે અને ધર્મના સદ્દગુણ મેળવવા માટે નીતિનો પ્રયત્ન કરવાની જરૂર ન રહે. એ રીતે યત્નસાધ્ય સ્વાતન્ત્ર્ય લુપ્ત થાય અને ક્રિયાવિધિનું દાસત્વ સ્થાપિત થાય. હિંદુધર્મની હાલની સ્થિતિ આજ પરિણામ બતાવી આપે છે. ક્રિયાવિધિ કરવાથી સ્વર્ગે જવાનો બહુ સહેલો રસ્તો મળી ગયો છે, અને આધ્યાત્મિક શ્રેષ્ઠત્વ સંપાદન કરવાને બદલે સમજ્યા વગર બબડવામાં અને વગર અર્થના ચાળા કરવામાં ધર્મ આવી ગયો છે તેથી તર્ક નાબુદ થયો છે અને સદ્દગુણની કિંમત જતી રહી છે. ક્રિયા અને વિધિનો મહિમા ગાનારાં પુરાણનાં ગપ્પાં દાસવત વગર વિચારે માને તે ધાર્મિક કહેવાય છે. વિશ્વના જ્ઞાનવાન કર્ત્તા પાસે પ્હોંચવા સારૂ જે તર્ક કરે તે ધાર્મિક નથી કહેવાતો. ગમે તેટલો અનીતિમાન છતાં જે ક્રિયા કરે અને વિધિ પાળે તે ધાર્મિક કહેવાય છે. જે આવા દાસત્વની અવગણના કરે અને સદ્દગુણનું સ્વાતન્ત્ર્ય ધારણ કરે તે ધાર્મિક નથી કહેવાતો. જાતિભેદે સદ્દગુણ અને દુર્ગુણની કિંમત સરખી કરી નાખી છે અને એમ ઠેરવ્યું છે

કે આચરણ નીતિવાળાં કરો કે અનીતિવાળાં કરો, તેની ફીકર નહિ પણ ચાલતી ક્રિયાઓ કરો અને ખાવા પીવાના વિધિ પાળો એટલે ધર્મ પળાયો. સદ્દગુણ અને દુર્ગુણ પ્રમાણે જાતિભેદ બંધાયો નથી. એ ભેદની જાતિભેદમાં ગણનાજ નથી કરાતી. ક્રિયા અને વિધિનો ધર્મ જારી રહે એમાં ધર્મગુરૂ બ્રાહ્મણોનો સ્વાર્થ છે. તેમણે ધર્મ અને સ્વર્ગને વેચવાની દુકાનો કહાડી છે અને ભોજન અને દક્ષિણાને સાટે તે આપવાનો બજાર ભાવ કર્યો છે. હિંદુ પ્રજા, 'સહુ ભ્રષ્ટ થઈને દાસ્ય પામી બુદ્ધિપૂર્વક ભક્તિને બદલે અંધક્રિયા પસંદ કરે છે. ક્રિયા અને વિધિનો ધર્મ આરામવાળું બંધન આપે છે. બુદ્ધિ અને નીતિનો તેમાં પ્રયાસ કરવો પડતો નથી. યત્નસાધ્ય સ્વાતન્ત્ર્યના ધર્મમાં વિચાર માટે અને સદ્દગુણ માટે પ્રયાસ કરવો પડે છે. પ્રજા અધમ થયલી છે, સ્વાતન્ત્ર્યથી તેને વધારે બન્ધને રહેવું ગમે.'

આ પ્રમાણે માલમ પડે છે કે ખરો ધર્મ તેજ કે જે યત્ન સાધ્ય સ્વાતન્ત્ર્ય શીખવે અને આપે, જે બન્ધનમાં ન નાખે અને જે વિચાર શક્તિ વાપરવાનો તથા નીતિમાન થવા સારૂ પ્રયત્ન કરવાનો અવકાશ બંધ ન કરે. આવો બ્રાહ્મધર્મ છે. એ ધર્મ વગર વિચારે બાંધેલા મત મનાવતો નથી પણ બુદ્ધિ વાપર્યા પછી શ્રદ્ધા કરાવે છે. એ ધર્મ પદાર્થવિજ્ઞાન અને તત્વ ચિંતનને ઈશ્વરકીર્ત્તિ પ્રકાશનનું સાધન કરે છે અને એમને નાસ્તિકતા નથી બતાવતો. એ ધર્મ સ્વતંત્ર વિચાર અને યત્નસાધ્ય સદ્દગુણની પવિત્રતા સ્વીકારે છે અને ઉત્કર્ષ ઈચ્છનાર આત્માને એવી ઉચ્ચ સ્થિતિ સ્પૃહણીય છે એવો બોધ કરે છે, સ્વતંત્ર વિચાર અને માનસાધ્ય સદ્દગુણને તે ધર્મવિરૂદ્ધ અને શાસ્ત્રવિરૂદ્ધ કહી શાપિત તથા પ્રતિસિદ્ધ કરતો નથી. એ ધર્મ વ્હેમ અને મતાંધતાની અધમ બેડી તોડે છે, અને જ્ઞાનોદ્દીપિત શ્રદ્ધાનું યત્નસિદ્ધ સ્વાતંત્ર્ય અપાવે છે. એ ધર્મ સર્વશકિતમાન પિતાપર અવિચ્છિન્ન ભકિત અને પૂર્ણ વિશ્વાસ રાખવાનો

બોધ કરે છે, પણ પ્રયત્ન વિના શ્રદ્ધા રાખી આળસુ થઈ બેસી રહેવાનો બોધ કરતો નથી. તે ધર્મ ઉપદેશ કરે છે કે વિશ્વના પ્રભુ સાથે પ્રાર્થના અને ધ્યાનથી સોત્સાહ યોગ કરવો. તે પ્રભુ આપણા પ્રયત્ન સફળ કરે અને સર્વનું કલ્યાણ કરે.

## દિવ્યદર્શન અને ધર્મસંપત્તિ.*

આપણી પ્રાર્થના માળામાં એક પ્રાર્થના એવી છે કે
'પરમ પૂજ્ય હે ભક્તવત્સલા, પતિતપાવના પાપમોચના,
'સુણિ અમારૂં આ નમ્ર પ્રાર્થન પ્રભુ દયાથિ દ્યો દિવ્ય દર્શન'.

ભક્તવત્સલ પતિતપાવન પ્રભુની પ્રાર્થના કરતાં તેનું દિવ્ય દર્શન થાય એ પ્રાર્થના આપણે આજ વીસ વર્ષથી કરીએ છીએ. વીસ વર્ષથી ઈશ્વરને વિનંતિ કરીએ છીએ કે **आविरामवीर्म्मे एधि** અમારા સમક્ષ તું પ્રકાશમાન થા, અમને તમારૂં દર્શન કરાવ. એકવીસમા વર્ષનો આજ પ્રથમ રવિવાર છે તો વિચાર કરી જોઈએ કે એ દર્શન આપણે પામી શકયા છીએ કે નહિં, એ દિવ્ય દર્શન આજ લગી આપણને પ્રાપ્ત થયું છે કે નહિં. નવા વર્ષનો આરંભ કેવી રીતે કરીએ છીએ, એ આરંભ કરતી વખત આપણી કેવી સ્થિતિ છે, ગયા વર્ષના પરિશ્રમ વડે કેવાં ફલ મેળવ્યાં છે અને કેવાં સાધન સંપાદન કરેલાં છે, એ નિરીક્ષણ સહજ થાય છે. નવું વર્ષ બેસતાં વેપારી મંડળ ગયા વર્ષનો હિસાબ કહાડી જુએ છે અને લાભ શો થયો છે તે તપાસી જુએ છે, લોકહિતાર્થ સ્થપાયલી જાહેર સભાઓ પોતાના ઉદ્યોગના પરિણામની પરીક્ષા કરે છે, રાજ્ય ચલાવનાર સરકાર પણ પોતાના રાજ્યતંત્રનો હેવાલ એકઠો કરી પ્રકટ

* જ્ઞાનસુધા પુસ્તક ૮ મું, સન ૧૮૯૮ ના માર્ચ અંકમાં છપાયલું. (અમદાવાદ પ્રાર્થના સમાજના ૨૦ મા વાર્ષિકોત્સવ પર આપાયલું વ્યાખ્યાન.)

કરે છે. આપણી સમાજ તરફથી પણ ઉપજ ખરચનો હિસાબ પ્રસિદ્ધ કરવામાં આવે છે. પણ દિવ્ય દર્શનનું વૃત્તાન્ત એ હિસાબમાં આવી શકતું નથી. ગયા વર્ષમાં સભાસદોને ક્યારે ક્યારે દિવ્યદર્શન થયું છે, દિવ્ય દર્શનથી સમાજબન્ધુઓની ધર્મસંપત્તિ કેટલી વધી છે, એનો હેવાલ આપણા વાર્ષિક રીપોર્ટમાં આપી શકાય તેમ નથી. તે તો હૃદય પર જ લખાય છે, આત્મા જ તે જાણે છે, આત્મા જ તેનો સાક્ષી છે. એ દિવ્ય દર્શન તે શું છે, તેનું સ્વરૂપ કેવું છે, તે કોઈને થાય ખરૂં કે નહિં, તે દર્શન પ્રાપ્ત કરવાના ઉપાય શા છે, તે થયું તે શી રીતે જણાય, એનો પ્રથમ વિચાર કરીએ કે પછી આપણી એ બાબતમાં શી સ્થિતિ છે તે જાણી શકાય.

ઈશ્વર જે સ્વરૂપે છે તે સ્વરૂપે તેનું દર્શન કરવાની આપણે પ્રાર્થના કરીએ છીએ, ઈશ્વરનું જે ખરેખરૂં દિવ્ય સ્વરૂપ છે તેના જ દર્શનની આપણે ઈચ્છા કરીએ છીએ અને તે દર્શનને જ આપણે દિવ્ય દર્શન કહીએ છીએ. ઈશ્વરને બદલે મૂર્તિ, અવતાર, સૂર્યાદિ શકિતને જોવાં એ ઈશ્વરનું દર્શન નથી. ઈશ્વરથી ઈતરનું દર્શન છે; અદિવ્ય દર્શન છે. એ દર્શન આપણે નથી માગતા. અન્તઃકરણની પ્રેરણાથી અને વિવેકબુદ્ધિથી જે સચ્ચિદાનંદ નિરાકાર ઈશ્વર સમજાય છે તેનું જ દર્શન કરવાની ઇચ્છા થાય છે. ઈશ્વર સત્યસ્વરૂપ છે અને સત્યની મનુષ્ય હૃદયમાં તે પ્રેરણા કરે છે તો પછી તેના વાસ્તવિક સત્ય સ્વરૂપનું દર્શન કરવું એ જ સત્યાનુસાર છે. ઈશ્વર નિરાકાર છે એમ જ્ઞાન થયા પછી અને વિશ્વાસ થયા પછી સાકાર રૂપ પર ઈશ્વર સરખી વૃત્તિ થાય એ અસત્યની પ્રીતિ છે અને ઈશ્વરવિરુદ્ધ ભાવ છે. અન્તઃકરણની પ્રેરણા અને વિવેકબુદ્ધિ ઈશ્વર છે એવું જ્ઞાન આપે છે તેટલાથી જ તેનું દિવ્ય દર્શન થતું નથી. અજ્ઞાનનાં આવરણ ખસી જઈ આત્મામાં પરમાત્માના તેજનો પ્રકાશ પડે, આત્મા પરમાત્માનું ચૈતન્યમય સાન્નિધ્ય અનુભવે, પરમાત્માના દિવ્ય ગુણોનું તેને સહસા ભાન થાય, તે ગુણના અંશને અનુકૂલ સોત્કંઠ

વૃત્તિ થાય, પરમાત્મા સાથેના યોગમાં આત્મા તલ્લીન થાય, ત્યારે તેનું દિવ્ય દર્શન થાય છે. ઇશ્વરનું ખરૂં સ્વરૂપ જણાય, ઇશ્વર જે રીતે છે તેવા જ દેખાય, તે વિના તે દર્શન થાય નહિં. ચર્મચક્ષુથી કે ઇન્દ્રિયોથી ઇશ્વર જણાતા નથી, ચિન્મય તે ઇન્દ્રિયગમ્ય નથી. ઇશ્વરને ઇન્દ્રિયોથી જાણવાની ઇચ્છા તેના ખરા સ્વરૂપના અજ્ઞાનનું ફળ છે. ઇન્દ્રિયગમ્ય, વ્યક્તિ પામેલો એટલે અમુક પ્રાણી કે પદાર્થ રૂપે રહેલો કે થયેલો ઇશ્વર છે નહિ અને દેખાય નહિં. ભગવદ્‌ગીતામાં ઇશ્વરના વચનનું રૂપ આપી કહ્યું છે કે,

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**
**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥**

અર્થ–બુદ્ધિ વિનાના પુરુષો મારો સર્વથી ઉત્તમ અને મ્હોટો વ્યયરહિત ભાવ નથી જાણુતા, હું અવ્યક્ત છું તો પણ મને વ્યક્તિને પામેલો માને છે.

તાત્પર્ય એ છે કે, ઇશ્વરનું સ્વરૂપ સર્વથી ઉત્કૃષ્ટ છે અને તેમાં કદિ પણ વ્યય કે ફેરફાર થતો નથી, તેની પવિત્રતામાં ફેરફાર થતો નથી, તેની દયામાં ફેરફાર થતો નથી, તેના ન્યાયમાં ફેરફાર થતો નથી, તેના સત્યમાં ફેરફાર થતો નથી, તેમ તેના નિરાકાર ચૈતન્ય રૂપમાં પણ ફેરફાર થતો નથી, તે કદી આકારવાળો કે જડયુક્ત થતો નથી. એવા ઇશ્વર અવ્યક્ત જ રહે છે, ઇન્દ્રિયોથી દેખાય એવો આવિર્ભાવ પામતા જ નથી. એ તેનો મ્હોટો ભાવ ન જાણનારા બુદ્ધિરહિત પુરુષો જ તેને વ્યક્તિ પામેલા આવિર્ભાવવાળા માને છે. ઇશ્વર અવ્યય છે તે પોતાનું નિરાકાર સ્વરૂપ બદલે, આકાર ગ્રહણ કરે, ઇશ્વર ટળી મનુષ્ય થાય, મનુષ્યના વિકારોથી ચલિત થાય, મનુષ્યની પરિમિત શક્તિવાળો થાય તો તે વ્યય પામે. પણ તે વ્યય પામતો જ નથી, અવ્યયજ રહે છે. તે અનુત્તમ છે. તે છે તે જ રહે છે, અવ્યય છે તો અવ્યય સ્વરૂપે જ આત્માને જણાય છે.

અબુદ્ધિ મૂર્ખ લોકો જ ઈશ્વરને વ્યક્તિ પામેલા, અવતરેલા કે સાકાર માને છે. ઈશ્વરનું દર્શન એ રીતે થતું નથી.

ભગવદ્‌ગીતામાં કૃષ્ણને ઈશ્વર કલ્પી તેનો અને અર્જુનનો સંવાદ લખ્યો છે. ઈશ્વરના સ્વરૂપનું વર્ણન સાંભળી અર્જુને કહ્યું,

**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥**
**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥**

અર્થઃ—પુરુષોત્તમ! તમારૂં ઐશ્વર રૂપ જોવાને હું ઇચ્છું છું. હે પ્રભુ, તે રૂપ મારાથી જોઈ શકાય તેમ છે એમ જો તમે માનતા હો તો યોગેશ્વર! મને તમારૂં અવ્યય સ્વરૂપ તમે દેખાડો.

ઈશ્વર અવ્યય છે, તે ઇન્દ્રિયગમ્ય નથી, તેનું સ્વરૂપ ચર્મચક્ષુથી દેખાતું નથી, તેથી કૃષ્ણે ઉત્તર દીધો.

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुःपश्य मे योगमैश्वरम् ॥**

અર્થઃ—તું આ તારા પોતાના ચક્ષુ વડે તો મને કદી જોઈ શકીશ નહિં, હું તને દિવ્ય ચક્ષુ આપું છું તે વડે મારા ઐશ્વર યોગને જો.

ભગવદ્‌ગીતાનો સારાંશ જ ઉદાહરણ અને તર્ક તરીકે આપણને ગ્રાહ્ય છે. એ ગ્રાહ્ય અંશમાં આ ઉપદેશ પણ છે કે ઈશ્વરનું દર્શન દિવ્ય ચક્ષુથી થાય છે, આત્માને દિવ્ય પ્રકાશનું તેજ મળ્યાથી થાય છે, ચર્મચક્ષુને કદી થતું જ નથી, ચર્મચક્ષુ સાકારરૂપે ઈશ્વરનું દર્શન કરવાનો પ્રયત્ન કરે તે સર્વ ભ્રાન્તિ છે. ઈશ્વરનું દર્શન તે તેના સકલગુણસંપન્ન સ્વરૂપનું થાય છે. તે ગુણ તે નિરાકાર, નિરંજન સર્વશક્તિમાન, ન્યાયકારી, કરુણામય, ભક્તવત્સલ, પરમપવિત્ર, સત્યમૂલ, અનાદિ, અનંત, સર્વવ્યાપી, સર્વજ્ઞ ઇત્યાદિ છે. આ સર્વ ગુણ એકબીજા સાથે સંબદ્ધ છે. તેમાંનો પ્રત્યેક બીજા સર્વનો સહચારી છે, તે છૂટો પડી શકતો નથી કે ઓછો થઇ શકતો નથી.

પ્રત્યેકની મનુષ્યને પ્રતીતિ થાય છે. આ સર્વ ગુણુ એક પરમ પુરુષમાં–પુરુષોત્તમમાં જણાય, એ ગુણવાળા ભગવાન અન્તરાત્મા સમક્ષ દેખાય તે દિવ્ય દર્શન છે. આ દર્શન ચર્મચક્ષુથી થાય નહિં, કેમકે ચર્મચક્ષુથી ગમ્ય સાકાર પદાર્થમાં વ્યકત રૂપમાં તે ગુણો હોઇ શકે નહિં. સાકાર નિરાકાર હોઈ શકે નહિં, સર્વજ્ઞ હોઈ શકે નહિં, અનાદિ હોઇ શકે નહિં, અનંત હોઈ શકે નહિં. કોઇ વ્યકિત મનુષ્ય કે પ્રાણી પરમપવિત્ર હોઇ શકે નહિં, જે જે ઈશ્વરના વ્યકત અવતાર મનાય છે તે સર્વ કોઇ કોઇ વિકારથી ચલિત થયા છે. કૃષ્ણ કામથી ચલિત થયા હતા, રામ સીતા તરફ અન્યાયી થયા હતા, પરશુરામ ક્રોધયુક્ત થયા હતા, વામને બલિને છેતરવા છલ કર્યું હતું. આ સર્વ અવતારમાં ઇશ્વરના શુદ્ધત્વ, ન્યાયકારિત્વ, શાન્ત-રૂપત્વ, સત્યનિકેતનત્વ, ઇત્યાદિ ગુણોને બાધ આવે છે, તેનું વિકારા-બાધત્વ રહેતું નથી. એ અવતારોની કથામાં ઇશ્વરનાં સર્વજ્ઞત્વ અને સર્વશકિતમત્ત્વ પણ રહેતાં નથી. રામને સીતાના હરણની ખબર ન પડી, વિષ્ણુને દૈત્યો સાથે લઢવું પડયું અને તેમાં વારાફરતી હારજીત થઈ; ઇશ્વરના અવતારનાં આ ચરિત હોય તો જે અવ્યય છે તેનું સર્વજ્ઞત્વ કે સર્વશકિતમત્ત્વ એક ક્ષણ પણ કેમ જતું રહે કે ઓછું થાય ?

તે માટે સાકર કે વ્યકતનું દર્શન કે ચિંતન તે દિવ્ય દર્શન નથી. ઇશ્વરનું ખરૂં સ્વરૂપ જાણવું, આત્મા વડે તે અનુભવવું, નિઃસંદેહ રીતે ઇશ્વરને ઓળખવો, આત્માનો ઇશ્વર સાથે યોગ અનુભવવો, આત્માનું ઇશ્વરભાવમાં તલ્લીન થવું એ દિવ્ય દર્શન છે. ત્યારે એ સ્વરૂપનું દર્શન શી રીતે થાય તેનો વિચાર કરીએ.

અર્જુનને ઇશ્વરનું દર્શન કરાવ્યા પછી ઇશ્વર કલ્પેલા કૃષ્ણે અર્જુનને ભગવદ્‌ગીતામાં કહ્યું.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥

અર્થ—જેવી રીતે તેં મને જોયો છે તેવો વેદો વડે હું જોઇ શકાતો નથી, તપ વડે હું જોઇ શકાતો નથી, દાન વડે હું જોઇ શકાતો નથી, યજ્ઞ વડે હું જોઈ શકાતો નથી.

ચાર વેદના અધ્યયનથી કે પાઠથી ઇશ્વરનું દિવ્ય દર્શન થતું નથી; શરીર કષ્ટ તપ કરવાથી, દ્રવ્યનો વ્યય કરી બ્રાહ્મણોને દાન કરવાથી કે પશુહિંસા કરી અને ઘૃત વગેરેનો અગ્નિમાં હોમ કરી યજ્ઞ કરવાથી દિવ્ય દર્શન થતું નથી. દિવ્યરૂપ જોવાના પ્રયત્ન એ સર્વ નિરર્થક છે, ઇશ્વરસ્વરૂપ જાણવાના એ ઉપાય નથી.

**मुक्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥**

અર્થ—હે પરંતપ અર્જુન! એ પ્રકારે હું અનન્ય ભકિત વડે જ જાણી શકાઉં છું, તથા તત્ત્વથી જોઈ શકાઉં છું અને પ્રાપ્ત થઇ શકું છું.

અનન્ય ભકિત વડે જ ઇશ્વરના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન થઇ શકે છે, ઇશ્વરના ખરેખરા રૂપનું દર્શન કરવું હોય, ઇશ્વરનું સાન્નિધ્ય મેળવવું હોય, તો તેની ભકિત કરવી જોઇએ અને માત્ર તેની જ ભકિત કરવી જોઇએ. કોઈ દેવની નહિં, દેવીની નહિં, મૂર્તિની નહિં, અવતારની નહિ, શકિતની નહિં પણ માત્ર એક અદ્વિતીય ઈશ્વરની અવ્યભિચારી ભકિત કરવી જોઈએ, કૃષ્ણ કહે છે કે—

**देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ।**

દેવોને ભજનારા દેવો પાસે જાય છે, મને ભજનારા મારી પાસે આવે છે. અર્થાત્ સત્ય ઇશ્વરને મુકી બીજા દેવોની ઉપાસના કરનારા ઈશ્વર સ્વીકારતા નથી, ઇશ્વરની જ ભકિત કરે તે ઈશ્વર-સમીપ જઇ મુકિત પામે છે. માટે ઇશ્વરસામીપ્ય મેળવવાની ઇચ્છા રાખનારે ઈશ્વર પર જ શ્રદ્ધા રાખવી અને તેની જ પ્રાર્થના કરવી; એ દિવ્ય દર્શનનો માર્ગ છે. ભકિત એ જ પરમ યોગ છે. ભકિતથી આત્મા ઇશ્વરમાં તલ્લીન થાય છે. ભકિત કરતાં આત્મા ઇશ્વરના

દિવ્ય ગુણોથી આકૃષ્ટ થઇ તેની ઉત્તમતા જુએ છે, તેના અંશ ગ્રહણ કરે છે, તેના ભાવ અનુભવે છે, તેની પવિત્રતા અનુભવે છે. ઈશ્વર સાથે આવો સંબંધ થતાં ભક્તિ વડે જ ઈશ્વરનું સત્ય જ્ઞાન થાય છે. ભક્તિના અભ્યાસથી ઇશ્વરસ્વરૂપનો અનુભવ થાય છે. દિવ્ય દર્શનનો ઉપાય ભક્તિ છે. માત્ર જ્ઞાનની સંપત્તિ તે દર્શન માટે સમર્થ નથી. શુષ્ક તર્કવ્યાપારથી હૃદય ભાવમગ્ન થતું નથી, અને ભાવમગ્ન થયા વિના ઇશ્વર સાથે સંબંધ થતો નથી એ સંબંધ થાય ત્યારે આત્મામાં ઈશ્વરના અંશ પ્રવેશ કરે છે અને તેનું દર્શન થાય છે. એ સંબંધ ભક્તિથી જ થાય છે. ભક્તિની વ્યાખ્યા આપણા ત્રીજા સિદ્ધાન્તમાં એવી આપી છે કે ‘ સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ.’ ભક્તિનું પ્રથમ અંગ ઈશ્વરપર શ્રદ્ધા છે. ઈશ્વર છે અને તેનું સ્વરૂપ સનાતન છે એવો દૃઢ વિશ્વાસ થયા વિના ભક્તિ થઇ શકતી નથી. એ શ્રદ્ધા સપ્રેમ હોવી જોઇએ. ઇશ્વરના અસ્તિત્વ વિશે કે ગુણ વિશે માત્ર શબ્દોચ્ચાર કર્યાથી ખરી શ્રદ્ધા થતી નથી. શબ્દોચ્ચારનો મહિમા નથી. ઈશ્વર તરફ પ્રેમવૃત્તિ હોય ત્યારે શ્રદ્ધા હૃદયમાં ખરેખરી દૃઢ થાય છે. ફલ મેળવવાના હેતુથી કે લોકોમાં ધાર્મિક ગણવાના હેતુથી, કોઇ ધર્મ કે સ્વધર્મ પાળવો એ સારી વાત છે એમ માની ધર્માચરણ કરવાના હેતુથી, રાખેલી શ્રદ્ધા નિરર્થક છે. કર્તવ્ય ખાતર, જગત્પિતાપર અન્તર્વૃત્તિથી થતા પ્રેમખાતર, ઇશ્વર પર થતી પ્રેમની ઊર્મિને અનુસરવા ખાતર કરેલી શ્રદ્ધા એજ ભક્તિનું ખરૂં અંગ છે. દુઃખમાં, સંકટમાં, વિકારના પ્રબલમાં કે લાભ મેળવવાના સમયમાં એ શ્રદ્ધા ચલિત થવી ન જોઇયે. ઇશ્વરનું પરમ સ્વરૂપ અવ્યય છે, ભક્તિથી તે દિવ્ય દર્શન આપશે એવી શ્રદ્ધા દૃઢ રહેવી જોઈયે. વિચારથી જે મનુષ્ય નાસ્તિક હોય, પણ, ભક્તિ કરવામાં શું નુકસાન છે, વખતે ઈશ્વર હશે તો ફાયદો થશે એવા ભાવથી ભક્તિ કરે તેની ભક્તિ અશ્રદ્ધાયુક્ત અને વ્યર્થ છે. ઈશ્વર પર ખરેખરી સપ્રેમ શ્રદ્ધા હોય

છે ત્યારે મન ભક્તિમાં તત્પર થાય છે. ઈશ્વર પર જેમ શ્રદ્ધા દૃઢ થાય તેમ ભક્તિ અને ધર્માચરણ માટે આગ્રહ વધતો જાય છે. જેની શ્રદ્ધા ન્યૂન હોય તે લાભાલાભ જુવે છે, હજી લગી ભક્તિ કરતાં ફળ થયું નહિં માટે ભક્તિ શા માટે કરવી એમ તેને શંકા થાય છે. શ્રદ્ધામાં સત્યનો અંશ પણ અન્તર્ભૂત રહેલો છે. ઈશ્વરના ખરેખરા સ્વરૂપ પરની શ્રદ્ધાજ ભક્તિનું અંગ છે. જે ગુણ ઈશ્વરના નથી તે પર કરેલી શ્રદ્ધા ઈશ્વરની ભક્તિ કરાવી શકતી નથી. ઈશ્વરને મુકી બીજા પર કરેલી શ્રદ્ધા નિષ્ફળ જાય છે. એ શ્રદ્ધાથી સત્ય ઈશ્વર સાથે સંબંધ થતો નથી.

ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થના વિશે બીજે પ્રસંગે વિસ્તારથી કહેવામાં આવ્યું છે. ભક્તિના આ ત્રણે અંગની આવશ્યકતા ઘણી છે. જીવનમાં ક્ષણે ક્ષણે તે કરવાનાં છે. ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થના કરવી એ મનુષ્યનું કર્તવ્ય છે. તે કાશી જઇ કરી આવવાનું કે મંદિરમાં જઈ કરી આવવાનું કે સેવા પૂજા કરતી વખત કરી નાખવાનું કર્ત્તવ્ય નથી. જીવનમાં સતત તે કર્ત્તવ્ય કરવાનું છે. જીવનનાં સર્વ આચરણમાં એ કર્તવ્યપર મુખ્ય લક્ષ રાખવાનું છે, જ્યાં સદાચરણ માટે મનુષ્યને પોતાની નિર્બળતા લાગે ત્યાં બળ માટે પ્રાર્થના કરવી જોઈએ. જ્યાં ઈશ્વરના ઉપકાર કે મહત્ત્વનું ભાન થાય ત્યાં સ્તુતિ કરવી જોઇએ. જ્યાં મન ઈશ્વરથી વિમુખ થતું જણાય ત્યાં ઉપાસના કરવી જોઇએ. અવકાશ મળે તો કોઈ વખત પ્રાર્થના કરવી એ પ્રાર્થનાનો ખરો માર્ગ નથી. આઠ દહાડે સામાજીક પ્રાર્થના કરવી એ બસ નથી. તે ઉપરાંત નિત્ય એકાંતમાં પ્રાર્થના કરવી જોઇએ. મહાત્મા લ્યુથર કહી ગયો છે કે જ્યારે મને એમ લાગતું કે આજ દહાડામાં ઘણા કામમાં હું રોકાઇ જઇશ એવો સંભવ છે ત્યારે હું પ્રથમથી પ્રાર્થના કરી લેતો કે પછી પ્રાર્થના કરવાનું રહી ન જાય. ખરા ભક્તની વૃત્તિ આવી જ હોવી જોઇએ. તેની પ્રાર્થના વિઘ્નોને લીધે રહી જતી જ નથી. પ્રાર્થનાથી દિવ્ય દર્શન મેળવનારને

એવો અનુપમ આનન્દ થાય છે, એવો દિવ્ય અનુભવ થાય છે, એવું સ્વર્ગીય સુખ થાય છે કે તે પછી પ્રાર્થના કરવાનો ઉલ્લાસ તેને થયો જ જાય છે, પ્રાર્થનામાં ભંગ તેનાથી સહન જ થઈ શકતો નથી. તેથી જ્યાં લગી કોઈ પણ પુરુષને પ્રાર્થના માટે એવી સોત્કંઠ વૃત્તિ થઇ નથી, જ્યાં લગી કોઈ પણ કારણસર પ્રાર્થના કરવાનું તે મુલતવી રાખે છે ત્યાં લગી પ્રાર્થનાથી થતો આનન્દ તેણે અનુભવ્યો નથી, એ દિવ્ય દર્શન તેને થયું નથી, એ નક્કી સમજવું.

ભકિતનું છેલ્લું અંગ સદાચાર છે. તેનું મહત્ત્વ કંઇ ઓછું નથી. દિવ્ય દર્શન માટે તે પણ આવશ્યક છે. ઈશ્વરના દિવ્ય ગુણના અંશ જે આત્મા પ્રાપ્ત કરી શકે છે તે સદાચારે વર્તી શકે છે, તેમ જ સદાચારે વર્તન કરવાથી ઈશ્વરના દિવ્ય ગુણ તરફ આત્માની વૃત્તિ દઢતર થતી જાય છે અને ઈશ્વર સાથે યોગ કરવાની તે આત્મામાં શકિત આવતી જાય છે. માટે સદાચાર એ સાધારણ વ્રતો માફક અમુક મુદત સુધી આચરણ કરવાનું કર્તવ્ય નથી. આખા જીવન સુધી સદાચરણનું વ્રત પાળવાનું છે.

આ રીતે ભકિત તે દિવ્ય દર્શન પ્રાપ્ત કરવાનો માર્ગ છે. જે ભકિત કરે તેને તે દર્શન થઇ શકે છે. એ દર્શન દિવ્ય છે, અતુલ્ય છે, પરમાનંદદાયક છે, તોપણ તે માટે કોઇ વર્ગનો ખાસ અધિકાર છે કે બીજા બધાને તે ન મળી શકે એમ નથી. કેમકે ભકિત એજ તેનો ઉપાય છે. દ્રવ્ય, જન્મ, જાતિ, વય, દેશ, કાલ, અવસ્થા કે બીજા કશાથી એ ઉપાયની સફલતામાં ફેરફાર થઈ શકતો નથી.

ભકિતથી એ દિવ્ય દર્શન મળે છે અને તેથી ધર્મસંપત્તિ પ્રાપ્ત થાય છે. આપણા ધાર્મિક જીવનમાં વર્ષ પુરૂં થાય ત્યારે એ સંપત્તિ કેટલી મેળવી, ગત કાલની ધર્મસંપત્તિ કેટલી છે, ભવિષ્ય કાલ માટે કેટલી ધર્મસંપત્તિ એકઠી કરી છે તે સર્વ ભક્તિ માટેના આપણા અનુરાગ પરથી જાણી શકાય છે. જે મેમ્બરો પ્રાર્થના સમાજમાં ક્વચિત જ આવે છે, જે નિત્ય એકાંતમાં પ્રાર્થના કરતા

નથી તેમની ધર્મસંપત્તિ ઓછી જ છે, તેમને દિવ્ય દર્શન થયું નથી, તેમણે પરમાત્મા સાથે યોગ અનુભવ્યો નથી. ભક્તિનાં આ પરિણામ થાય છે એ અનુભવ તેમને થયો હોય તો તેઓ ભક્તિથી કદિ વિમુખ થાય નહિ, ધર્મસંપત્તિ સંપાદન કરવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ. ભકિતમાં એકલી પ્રાર્થના નથી, સદાચાર પણ છે. જે સદાચરણી નથી તેમણે ધર્મસંપત્તિ મેળવીજ નથી. જે સદાચરણી છે તે વધારે ધર્મસંપત્તિ મેળવતા જાય છે. જે સામાજીક અને એકાન્તિક પ્રાર્થના અન્તઃકરણપૂર્વક નિયમસર કર્યા જાય છે તેમણે જ ધર્મસંપત્તિ પ્રાપ્ત કરી છે એમ સમજવું.

માટે આ ઉપાયો લક્ષમાં રાખી આપણા સર્વનો પ્રયત્ન એવો થવો જોઇએ કે આપણી ધર્મસંપત્તિ વધે, આપણે એવા ધર્મસંપત્તિવાન થઇએ કે ધર્મહીનતાની વિપત્તિમાં કદી આવીએ જ નહિ, આપણાં આચરણ સર્વ ધાર્મિક જ થાય, આપણને અને જગતને ખાતરી થાય કે પ્રાર્થના સમાજના સર્વ સભાસદો વેપારની નીતિમાં, સત્યભાષણમાં, સદાચરણમાં, ન્યાય કરવામાં, દયાદાન કરવામાં નિર્વિવાદ રીતે શ્રેષ્ઠ ગણાય, એ સર્વમાન્ય ગણાય કે પ્રાર્થના સમાજનો કોઈ સભાસદ વેપારમાં કે વ્યવહારમાં કદિ છલના કરશે જ નહિ, અસત્ય બોલશે જ નહિં, અનીતિએ ચાલશે જ નહિં, કદિ અન્યાય કરશે જ નહિં, લાંચ લેશે જ નહિં, ક્રૂરતા કરશે જ નહિં, પાપાચરણમાં પ્રવૃત્ત થશે જ નહિં, દયા કરવામાં પાછો હઠશે જ નહિં. આ પ્રમાણે જ્યારે આપણી ધર્મસંપત્તિ અતિ સમૃદ્ધ થશે અને જગતમાં આપણે ધાર્મિકતા માટે નિઃસંદેહ રીતે પ્રખ્યાત થઇશું ત્યારે આપણો પરિશ્રમ સફળ થશે અને આપણા સમાજની ઉન્નતિ થશે. એમ થશે ત્યારે આપણા સમાજના ઉત્કર્ષ વિશે કદિ ભીતિ રહેશે જ નહિં. સમાજની ઉન્નતિ કરવી એ દરેક મેમ્બરના હાથમાં છે. પોતે ભક્તિ કરવી, પોતે દિવ્ય દર્શન મેળવવું, પોતે ધર્મસંપત્તિ એકઠી કરવી એ દરેક સામાજીક થઇ શકે તેમ છે, આ વિષય કંઇ વેપાર નથી કે

એક વ્યક્તિથી બીજાથી સ્વતંત્ર થઇ સંપત્તિ ન મેળવાય. વેપારમાં વધારે મનુષ્યની અનુકૂળતા જોઇએ છે. પણ ધર્મસંપત્તિ તો જાતે જ મેળવવાની છે. સામાજીક ભક્તિમાં એક બીજાનો ભાવોલ્લાસ વધારી શકાય છે અને સુબોધ આપી શકાય છે, પણ ધર્મસંપત્તિ તો દરેક ભક્તે જાતેજ મેળવવાની છે. વેપાર પેઠે એમાં આકસ્મિક કારણોથી ખોટ જતી નથી. આપણી સંખ્યા ગમે તેટલી હશે, પણ જો આપણે એકેએક સામાજીક બન્ધુ ધર્મસંપત્તિ મેળવીશું, પોતાના જ પ્રયાસથી તે મેળવીશું તો આપણા ભકિતબળનું સામર્થ્ય જોઈ, આપણા દિવ્ય દર્શનનો આનંદ જોઈ, આપણી ધર્મસંપત્તિની શ્રેષ્ઠતા જોઈ સર્વનો આકૃષ્ટ થશે; અને તે માટે પ્રયાસ કરવા આવશે. સર્વને આપણે પ્રતીતિ કરાવી શકીશું કે ધર્મસંપત્તિ નથી ત્યાં લગી મોક્ષસાધનમાં મોટી ખામી છે. આપણા ઉદાહરણથી સર્વની આપણે ખાતરી કરાવી શકીશું કે ધર્મસંપત્તિ માટે જપ, તપ, સ્નાન, તીર્થ, કશાની જરૂર નથી, અનન્ય ભકિતની જ જરૂર છે.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि भारत ॥**

ભિન્ન ભિન્ન વિધિના અને આચારના સર્વ ધર્મો, સર્વ સંપ્રદાયો છોડી દઈને માત્ર પરમાત્માને શરણે જવું એ જ કર્તવ્ય છે, એ જ ખરો ધર્મ છે; અનન્ય ભકિત કરી શરણે આવનાર ભક્તને પરમાત્મા સર્વ પાપથી મુકત કરે છે—એ મ્હોટો ઉપદેશ ભગવદ્‌ગીતામાં કર્યો છે તેની ખાતરી આપણી અનન્ય ભકિતથી લોકોને આપણે કરાવી શકીશું. એવા આપણે કર્તવ્યપરાયણ થઈશું, સર્વશકિતમાન પ્રભુના સેવક થઇશું, સર્વને તે પ્રભુના સેવક બનાવવા પ્રયત્ન આદરીશું, ત્યારે ભગવદ્‌ગીતામાં કહેલા

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः समामेति पाण्डव ॥**

જે પુરુષ પરમાત્માનું કર્મ કરનાર છે, પરમાત્મા જેને મુખ્ય

છે, જે પરમાત્માનો ભક્ત, આસક્તિરહિત, સર્વ પ્રાણીઓપર વૈરરહિત છે તે પરમાત્માને પામે છે.

એ વચનની સાર્થકતા અનુભવીશું. સમાજમાં એક સભાસદ હશે તો તે એક સભાસદ દૃઢભક્તિના ઉદાહરણથી જગત્‌ને ભક્તિમાન કરી શકશે. ભક્તિબલના આકર્ષણનો આધાર સંખ્યાપર નથી, ઉગ્રતાપર છે. એ ભક્તિબલ આપણે ઈશ્વરકૃપાથી સંપાદન કરીએ અને તે વડે ભક્તિમાર્ગનો વિસ્તાર કરીએ.

## પ્રકૃતિપર પુરુષોત્તમ.×

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયેલો ઉપદેશ)

ઈશ્વરનું સ્તવન નિરંજન, નિરાકાર, 'નથી ધરતા અવતાર નથી પ્રભુની પ્રતિમા' એવા, અવ્યક્ત, અમૂર્ત, અનાદ્યનંત, અદ્વિતીયઃ ઇત્યાદિ ગુણના કીર્તનથી આપણે કરીએ છીએ. આ ગુણનાં નામ ઈશ્વર કેવો નથી તેનું વધારે સૂચન કરે છે, વ્યતિરેકી જ્ઞાન વધારે આપે છે; ઈશ્વર કેવો છે તેનું વર્ણન એમાં છે ખરૂં પણ તે ઓછું અને અસ્પષ્ટ તે માટે, ઈશ્વર કેવો છે તેનો વિચાર સારૂ તેના કેટલાક અસ્તિત્વવાચક ગુણ વિષે બ્રાહ્મમતને આધારે વિવેચન કરીએ.

એ વિવેચનમાં પ્રથમ તો એજ ધ્યાનમાં લેવાનું છે કે ઈશ્વર સગુણ છે. ઈશ્વર સગુણ છે માટે જ છે અને છે તેવા છે. સગુણ એટલે અમુક ગુણવાળા, દિવ્ય ગુણવાળા. કેટલાક મતવાદી ઈશ્વરને નિર્ગુણ કહે છે. પણ નિર્ગુણની કલ્પના જ ખોટી છે. જ્ઞાનવ્યાપાર તપાસી જોતાં જણાય છે કે અસ્તિત્વ તેમ જ અસ્તિત્વની કલ્પના, બન્ને ગુણ વડે છે. ઈશ્વર છે તેનો અર્થ જ એ કે એક ગુણવાળાનું અસ્તિત્વ છે; વળી, અસ્તિત્વ એ પણ ગુણ છે, તેથી ગુણ વિનાના અસ્તિત્વની કલ્પના જ ભ્રમમૂલક છે, ઈશ્વર છે એમ કહ્યા પછી તે નિર્ગુણ છે, ગુણ વિનાનો છે એમ કહી શકાય નહિં.

×'જ્ઞાનસુધા' માસિકના મે, જુન ૧૮૯૪ ના અંકોમાં પ્રકટ થયેલ.

ઈશ્વરનું ઈશ્વરત્વ પણ ગુણ જ છે. માટે સગુણ ઈશ્વરની કલ્પના જ યોગ્ય છે. નિર્ગુણ એ પણ એક ગુણ છે; ગુણ વિનાનાની કલ્પના તર્કવિરુદ્ધ છે. પરંતુ કેટલી વાર ઇશ્વરને નિર્ગુણ કહેતાં નિર્ગુણનો અર્થ એવો કરવામાં આવે છે કે સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના પ્રકૃતિસંભવ ગુણ વિનાનો તે નિર્ગુણ. નિર્ગુણ શબ્દનો આ અર્થ લેતાં પ્રસ્તુત વિવેચનમાં તે બહુ અગત્યનો થતો નથી. ભગવદ્-ગીતાના ૧૪ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'સત્ત્વ, રજસ્, અને તમસ્ એ પ્રમાણે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણો દેહમાં અવ્યય આત્માને બંધન કરે છે. તેમાં સત્ત્વગુણ નિર્મલ હોઈ પ્રકાશક છે અને દુઃખથી રહિત છે, અને તે આત્માને સુખસંગથી તથા જ્ઞાન-સંગથી બાંધે છે. રજોગુણ રાગાત્મક છે. તે તૃષ્ણા અને આસંગથી ઉત્પન્ન થાય છે અને આત્માને કર્મસંગે કરીને બાંધે છે. તમોગુણ અજ્ઞાનથી થાય છે, સર્વ જીવાત્માને તે મોહ પમાડે છે, અને પ્રમાદ, આલસ્ય તથા નિદ્રા વડે તે આત્માને બાંધે છે.' એ ગ્રંથમાં આ આ ત્રણે ગુણનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે. રજસ્ અને તમસ્ એ ગુણોથી ઈશ્વર રહિત છે એ વિશે તકરાર નથી; પણ સત્ત્વ ગુણનો અર્થ પૂરેપૂરો સ્પષ્ટ નથી. સત્ત્વગુણ નિર્મલ પ્રકાશક અને દુઃખરહિત છતાં તેમાં શું હીનતા છે, અને ઐહિક સુખનો સંગ તે ગુણથી શી રીતે થાય છે તે જણાતું નથી. વળી અગાડી એ ગ્રંથમાં કહ્યું છે કે સત્ત્વગુણથી જ્ઞાન થાય છે. આ લક્ષમાં લેતાં આ ગુણ અનુત્કૃષ્ટતાનો વાચક કોઇ રીતે જણાતો નથી. આપણી પ્રાર્થનામાળામાં પણ ઈશ્વરને 'સાત્ત્વિકગુણ પ્રધાન' એ વિશેષણ આપ્યું છે; 'સાત્ત્વિક' નો અર્થ 'શાંત પ્રકૃતિના' એવો છે. એ ઉત્તમ ગુણથી ઈશ્વર રહિત નથી.

કેટલીક વખત એવી વિચિત્ર દલીલ કરવામાં આવે છે કે ઈશ્વર સગુણ હોય તો તે સાકાર હોવા જોઇયે, અને નિર્ગુણ હોય તો તે નિરાકાર હોવા જોઈએ. એટલે, ઈશ્વરને સાકાર માને તે જ

તેને સગુણ માની શકે અને નિરાકાર માને તેણે નિર્ગુણ માનવા જોઈએ. આ માત્ર ભ્રાંતિ છે, અને 'સ' તથા 'નિ' અક્ષરોના અનુપ્રાસથી થયેલી લાગે છે. જેને આકાર હોય તેને જ ગુણ હોઈ શકે એવો કોઈ સાર્વત્રિક કે આવશ્યક નિયમ છે જ નહિં. મનુષ્યનો આત્મા નિરાકાર છતાં જ્ઞાન, આનંદ, અમરત્વ ઇત્યાદિ અનેક ગુણોનું ભાજન છે; ગુણ અને આકારને અવશ્ય સંબંધ હોવાનું કંઇ કારણ છે નહિં, અને કોઈ કદિ તે બતાવી શક્યું નથી. ઉપર કહ્યું તેમ નિર્ગુણતા પણ એક ગુણ છે, અને વળી પ્રકૃતિસંભવ ત્રણ ગુણો વિનાનો તે નિર્ગુણ એવો અર્થ થાય ત્યારે તો એ નિર્ગુણતામાં અમુક ખાસ ગુણનું સ્પષ્ટ સૂચન થાય છે, અને એ રીતે નિરાકારત્વ ગુણ સાથે જ રહેલું માલમ પડે છે.

ઈશ્વરને એ પ્રમાણે આપણે સગુણ કહીએ છીએ, પરંતુ તેના બધા ગુણ અથવા દરેક ગુણનું પૂરેપૂરૂં સ્વરૂપ જાણવાની ધૃષ્ટતા આપણે કરતા નથી. એ તો અનંતતાનો વિષય છે, અને આપણી અલ્પ મતિથી તેનું અવગાહન થઈ શકતું નથી. મહિમ્નઃસ્તોત્રકાર કહે છે કે સમુદ્રને પાત્ર બનાવી શ્યામ પર્વત જેટલું કાજળ તેમાં નાંખી શાહી કરવામાં આવે, સુરતરુની શાખાની લેખણ બનાવવામાં આવે અને પૃથ્વીના તળને લખવાના કાગળ માટે લેવામાં આવે, અને તે પર સરસ્વતી પોતે અનન્તકાળ સુધી લખી જાય તોપણ ઈશ્વરના ગુણનો પાર ન આવે. એવા અનંતગુણ ઈશ્વરના મુખ્ય મુખ્ય ગુણોનો જ મનુષ્ય વિચાર કરી શકે છે.

એ ગુણોના વિચારમાં ચૈતન્યમય કર્તૃત્વ પ્રથમ ધ્યાનમાં આવે છે, આ સૃષ્ટિનો કોઇ કર્તા છે, અને તે ચૈતન્યમય છે એ વિચાર શુદ્ધબુદ્ધિ મનુષ્યને સહજ થાય છે. એ ગુણથી ઈશ્વરનો વિચાર થતાં આસ્તિકતા અને શ્રદ્ધા દૃઢ થાય છે. હ્યુમ નામે પ્રખ્યાત ઈંગ્રેજ તત્ત્વચિંતક કહે છે, "કુદરતનું આખું બંધારણ જ કહે છે કે તેનો કોઈ જ્ઞાનવાન કર્ત્તા હોવો જોઇએ. અને ગંભીરતાથી વિચાર કરતાં

કોઇ બુદ્ધિમાન શોધકને ખરેખરા આસ્તિકવાદ અને ધર્મનાં મૂળ-તત્ત્વો વિશે ક્ષણવાર પણ શંકા નહિ રહે. કુદરતની કૃતિઓ વિશે વિચાર કરતાં અદશ્ય જ્ઞાનવાન શકિતનું અસ્તિત્વ મનુષ્યો ગ્રહણ કરે, તો તેમને માત્ર એ જ તર્ક થશે કે આ વિશાળ જગતરૂપી યંત્રને ઉત્પન્ન કરનાર તથા તેમાં નિયમ સ્થાપનાર અને તેના સર્વ જુદા જુદા ભાગોને સઘળે સરખી રીતવાળી યોજના પ્રમાણે અને પરસ્પર સંબંધવાળી પદ્ધતિ પ્રમાણે ગોઠવનાર, એવો કર્ત્તા તો એકજ હોવો જોઇએ. કારણ કે, વખતે એવી જાતના મનવાળા માણસો હશે કે શ્રેષ્ઠ જ્ઞાનવાળાં જુદાં જુદાં સ્વતંત્ર સત્ત્વો એકસરખી પદ્ધતિવાળી યોજના ઘડવામાં અને અમલમાં લાવવામાં શામિલ થાય એ તેમને કેવળ અયુક્ત નહિં લાગતું હોય, પરંતુ આ માત્ર મનસ્વીપણે કલ્પેલી ધારણા છે. એ ધારણાને શકય ગણીએ તોપણ કબુલ કરવું પડશે કે તે માટે સંભવિતપણાનો કે આવશ્યક્તાનો આધાર નથી. એ તો સ્પષ્ટ છે કે વિશ્વમાંની સર્વ વસ્તુઓ એક ઘટનાની છે. દરેક પદાર્થ દરેક બીજા પદાર્થને અનુકૂલ આવે એવી રચનાથી ઘડેલો છે. આખા વિશ્વમાં એક જ યોજના પ્રસરી રહેલી છે. અને આ એકસરખાપણાથી અનુમાન કરી મન એમ જ સ્વીકારે છે કે એક જ કર્ત્તા છે; કેમકે, ગુણના કે વ્યાપારના ભેદ વિનાના જુદા જુદા કર્તાઓનો તર્ક કરતાં કલ્પનાશક્તિમાં ફકત ગુંચવાડો થાય છે એટલું જ, બુદ્ધિને કોઈ રીતે સંતોષ થતો નથી." તાત્પર્ય એ છે કે મનુષ્યનો અનુભવ જ કહે છે કે યોજનાર વિના યોજના થાય નહિં. સૃષ્ટિકાર્ય જોઈ સ્રષ્ટા કર્ત્તા હોવો જોઇએ એમ નિશ્ચયપૂર્વક વિચાર થાય છે તેની સાથે એમ પણ પ્રતીતિ થાય છે કે દરેક પદાર્થ એક બીજાને ઉપયોગી અને અનુકૂલ થાય એવી રીતે ગોઠવેલો જોવામાં આવે છે તો એ યોજના કરનાર કોઈ હોવો જોઈએ. યોજનાર વિના યોજના થયેલી સંભવતી નથી. યોજના માટે બુદ્ધિવ્યાપાર જોઇએ છીએ, બુદ્ધિ વાપરવાથી જ અમુક યોજના થઇ શકે છે. માટે વિશ્વની

યોજના કરનાર કોઈ બુદ્ધિવાન—જ્ઞાનવાન કર્તા હોવો જોઇએ. યોજનાર ન હોય તો કુદરતમાંના વિરૂદ્ધ ગુણવાળા પદાર્થો અને બળો અથડાઈ પડે, એક બીજાનો નાશ કરે, વિશ્વનું બંધારણ તોડી પાડે. કુદરતમાં જલ, અગ્નિ, સ્થિરતા, આકર્ષણ ઇત્યાદિ સામસામી શક્તિઓ છે, છતાં તે સર્વ સંવાદી થઈ જગતંત્રમાં પરસ્પર સહાયકારક થાય છે, અને વિશ્વયંત્રને બંધ પાડતી નથી, એ કોઈ યોજનાર પ્રભુને દર્શાવી આપે છે. એ શક્તિઓ જુદાં જુદાં સ્વતંત્ર બલ કે સ્વતંત્ર કર્તા હોય તો આવી રચના થઈ શકે નહિં. સઘળે એક સરખી અને વિરોધરહિત ઘટના એક પ્રભુના નિયમથી જ થઈ શકે, અનેક સ્વતંત્ર પ્રભુથી થઈ શકે નહિ. અમદાવાદ જેવા એક નાના સરખા શહેરમાં—જે શહેર પૃથ્વીનાં વિસ્તારમાં માત્ર નજીવો નાનો સરખો ભાગ છે તે શહેરમાં—એક સમય ગાયકવાડ અને પેશ્વા બેનો સાથે અમલ થોડા વખત ચાલ્યો તો અંધાધુની થઈ. તો આખા વિશ્વમાં—કે જેના પરિણામનાં પૃથ્વી માત્ર અલ્પપ્રમાણ અને ગણતરીમાં નહિં સરખી છે તેમાં—એકથી વધારે પ્રભુનો અમલ કેમ ચાલે? અનેક પ્રભુથી અવિસંવાદી યોજના કેમ પ્રવર્તે? માટે, જગતમાં જે અનેક બળો અને શક્તિઓ છે તે સર્વ એક યોજનારના પ્રેરેલાં અને નિયમાનુસારી છે. એ શક્તિઓના આકસ્મિક સંયોગથી વિશ્વરચના બની શકે તેમ નથી. એ શક્તિઓમાં બુદ્ધિ કે જ્ઞાન નથી કે તે જાતે ઉત્પન્ન થઈ શકે અથવા એક બીજાની સાથે મળી અમુક ધારેલાં ફલ કે યોજના પાર પાડી શકે. એક ઓરડામાં પોલાદ, પીતળ, પાણી, અગ્નિ, લાકડાં છુટાં નાખીશું તો તેથી ત્યાં કંઈ એન્જીન બનીને ચાલવા નહિં માંડે. બુદ્ધિ વાપરનાર મિસ્તરી વિના સર્વ નિરર્થક પડયાં રહેશે. બુદ્ધિવ્યાપાર કરનાર યોજનાર વિના વિશ્વમાંનાં સર્વ બળ નકામાં છે. એ બળ જાતે કંઇ કરી શકતાં નથી. મનુષ્યે કયાં બુદ્ધિ વિના યોજના થયેલી દીઠી કે વિશ્વમાં તેવી યોજનાનું અનુમાન કરવાનું સાધન મળે? હેતુ છતાં

જ્ઞાન વિના થયેલી ગોઠવણુની કલ્પના સારૂ મનુષ્યને અનુભવનો આધાર લેશમાત્ર નથી, તેમ બુદ્ધિને પણ એ સંભવિત લાગતું નથી. મનુષ્યના શરીરમાં જીવનવ્યાપાર કેવી સૂક્ષ્મ, સંકુલ અને વિવિધ ઘટનાથી થાય છે તેનો વિચાર કરીશું; વનસ્પતિઓના જીવન માટે કેવી યથોચિત ભૂમિ, ક્ષાર, પાણી, હવા વગેરે અનેક જાતની અનુકૂલતા આવી રહેલી છે તેનો વિચાર કરીશું; આવી આવી ગોઠવણો ધ્યાનમાં લઈશું, તો એ જ અનુમાન થશે કે સ્નાયુ, અસ્થિ, શોણિત, માટી, પાણી, વાયુ વગેરેમાં અમુક હેતુ સફળ કરવા એકઠાં થઇ વર્તવાની બુદ્ધિ નથી, માટે તેમને એકઠાં થઇ પ્રવૃત્તિમાં મુકનાર જ્ઞાનવાન યોજનાર હોવો જોઇએ. સૃષ્ટિના નિયમો, શકિતઓ કે બળો પૃથક્ છતાં જાતે એ યોજનાનું કાર્ય કરી શકે નહિં. એ સર્વ નિયમો, શકિતઓ અને બલો અંતવાળાં છે, જ્ઞાનરહિત છે. મનુષ્યને અનેક રીતે અનન્તતાનું ભાન થાય છે, મનુષ્ય જ્ઞાનવાન છે, મનુષ્ય કંઇક યોજના કરી શકે છે; છતાં એવી ભાવના અને એવા જ્ઞાનવાળો મનુષ્ય વિશ્વની યોજના કરવા કે પૂરેપૂરી સમજવા કેવળ અસમર્થ છે, તે જાતે ઉત્પન્ન થઈ શકતો નથી અને સ્વબલથી જીવન ચલાવી શકતો નથી. તો અંતતામાં આવી રહેલી બુદ્ધિરહિત જડ પ્રકૃતિ સ્વયંભુ હોય, પોતાની કર્ત્રી પોતે હોય, પોતે યોજના કરનારી હોય, એ વિચાર જ મનુષ્યનું અંતઃકરણ ગ્રહણ કરવા ના પાડે છે.

વળી, કાર્યકારણનો સંબંધ કરાવનાર સ્વાભાવિક મનુષ્યપ્રેરણા, સર્વ દેખાતા બનાવોની પાછળ રહેલી શકિત તરફ જતી મનુષ્યાન્તઃકરણની સહજ વાંછના, સકલ પરિપૂર્ણતા માટેની સોત્કંઠ ભાવના, પોતાના સર્વ જીવન માટે પોતાની જાતની અપર્યાપ્તિ વિશેની થતી લાગણી, સ્વભાવના અંશ કોઈક મૂલમાંથી ઉત્પન્ન થયા છે એ પ્રતીતિ, ઐહિક જીવનમાં અસ્તિત્વો સર્વ અપરિપૂર્ણ છે એ અનુભવથી સકલગ્રાહી સંપૂર્ણ સત્ત્વાનિાધની લાગતી જરૂર, આ સર્વ ભાવ ઇશ્વરના અસ્તિત્વ, કર્તૃત્વ અને નિયંતૃત્વનો દઢ વિશ્વાસ કરાવે છે.

ચૈતન્યમય પ્રભુની પ્રતીતિનું એક બીજું કારણ પણ મનન કરવા યોગ્ય છે. તેનો ઉપલી ચર્ચા સાથે વિચાર કરતાં ઈશ્વરના એક બીજા ગુણનું પણ જ્ઞાન થાય છે.

જે જડ પ્રકૃતિમાં કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી, અને જે જડ પ્રકૃતિના કોઈ નિયમોથી ફલિત થતું નથી–તે સદાચરણજ્ઞાન મનુષ્યના હૃદયમાં રહેલું છે એ સર્વ કોઈ સ્વાનુભવથી જાણે છે. મનુષ્યનો આત્મા એ સદાચરણજ્ઞાનની સાક્ષી પુરે છે. એ જ્ઞાનને જડ સાથે કશો સંબંધ નથી. પ્રકૃતિમાં ચૈતન્ય છે જ નહિં અને સર્વ સ્થળે જડ અને જડના સંસ્કાર વ્યાપી રહ્યા છે એમ કહેનારથી આ સદાચરણજ્ઞાનનો ખુલાસો આપી શકાતો નથી. મનુષ્યના બીજા જ્ઞાન માટે જડવાદી કંઇક એવો ખુલાસો આપે છે કે જીવનના અને રક્ષણના વ્યાપારમાં પ્રવૃત્ત થયેલી તથા પરંપરાથી પ્રાપ્ત થયેલી બુદ્ધિથી એ જ્ઞાન થાય છે અથવા આકસ્મિક આવસ્યકતાને સમયે જડી આવેલી સમજથી એ જ્ઞાન મળે છે. પણ સદાચરણજ્ઞાનની ઉત્પત્તિ એવી કોઈ પણ રીતે નથી. સદાચરણથી કેટલીક વખત જીવનના રક્ષણમાં વિરોધ થતો માલમ પડે છે, આવશ્યકતાને સમયે સદાચરણજ્ઞાન જે માર્ગ સુઝાડે છે તે લાભાલાભની તુલનાને અનુકૂલ નથી હોતું. સદાચરણનું ધોરણ ઐહિક પદાર્થોની કે પદાર્થોના નિયમોની સાથે એક સરખું જ છે જ નહિં. જડ પદાર્થો કોઈ રીતે સદાચરણ શિખવતા નથી, સદાચરણનું જ્ઞાન આ જીવનના કોઇ અનુભવથી મળ્યું નથી. બાળકને પણ સદાચરણ પ્રિય થાય છે. દુરાચારી જીવન ગાળનારનું અન્તઃકરણ પણ અન્દરથી સદાચરણ પસંદ કરે છે. મહાતત્ત્વચિંતક કેન્ટનું કરેલું સદાચરણતત્ત્વનું અન્વેષણ સમજાવતાં શેર્પ કહે છેઃ "વ્યક્તિની ઈચ્છા તરફ એકદમ પોતાનું લક્ષ પ્રેરી અને જવાબદારીની ભાવનાના સ્વરૂપને પરાકાષ્ઠાએ પ્હોંચાડી વિચારક્રમનો આરંભ કરતાં તે પ્રથમ એજ વાક્ય નિશ્ચયપૂર્વક કહે છે કે સકલ જગતમાં એક માત્ર ખરેખરી અને કેવલ સદ્‌વસ્તુ તે 'સદિચ્છા' છે અને સદિચ્છા તે સર્વશઃ માત્ર

નીતિનિયમથી જ વ્યવસ્થિત થાય છે. એ નિયમનું જ્ઞાન માનુષ અનુભવ પરથી સામાન્ય તારવતાં મળેલું નથી અને તેથી માનુષ અનુભવની હદમાં જ તેનું નિયંત્રણ છે એમ નથી. પણ એ નિયમ માનુષ અનુભવથી અતિક્રાન્ત હોઇ આખા વિશ્વમાં વ્યાપી રહ્યો છે, અને જે જે અસ્તિત્વવાળાં હોય અને તેને વિશે વિચાર કરી શકે તેવાં હોય તે સર્વને એ નિયમનું વાસ્તવિક તત્ત્વ લાગુ પડે છે. કેન્ટ કહે છે કે જીવનમાં સર્વ તરફથી મનુષ્યને બીજાની અપેક્ષાના સંબંધમાં જ જ્ઞાન થાય છે; નીતિનિયમના વિષયમાં પ્હેલી વાર જ સ્વતંત્ર થઇ તે અનન્ય સંબંધ સત્ય તત્ત્વ જાણી શકે છે. એ તત્ત્વની સત્યતા મનુષ્યો હોય ત્યાં સુધી જ પ્હોંચે છે એમ નથી. જ્યાં જ્યાં બુદ્ધિ છે ત્યાં ત્યાં એ તત્ત્વ સત્ય ભાસે છે. આ બાહ્યસ્થિત નિયમ વ્યકિતમાં પ્રવેશ કરે છે, તે પ્રવેશને મનુષ્યનો અન્તર્દીપ કહે છે. વિશ્વવ્યાપી વિવેકને અર્થાત્ ઇશ્વરની ઇચ્છાને સંવાદી થઈ વ્યકિતની ઇચ્છા તેના નિયંત્રણમાં આવી છે તેનો જ એ અન્તર્દીપ સાક્ષાત્કાર છે." આ પરથી અનુમાન કરી કેન્ટ કહે છે, "વિવેકબુદ્ધિ કહે છે કે નીતિમય ઇચ્છા પણ હેતુ થવા યોગ્ય છે. પણ આપણને માલમ પડે છે કે અહીં નીતિમય ઇચ્છા અને સુખ એ એકસ્વરૂપ થાય છે (અર્થાત નીતિમાં જ સુખ રહેલું હોય છે). આ સંગમ પ્રકૃતિ કરાવતી નથી; તે સાધિત કરવાનું મનુષ્યમાં બળ નથી. પ્રકૃતિથી ઉંચે રહેલી અને મનુષ્યથી વધારે બળવાન એવી કોઇ શકિત હોવી જોઈએ; કે જે નીતિમય વ્યવસ્થા જાળવી રાખે છે, અને સદ્ગુણ અને સુખનો સંગમ તથા દોષ અને દુઃખનો સંગમ કરાવે છે. આ સત્ત્વ તે ઈશ્વર છે." આ રીતે પ્રકૃતિદર્શનની કે સાંસારિક અનુભવની સહાયતા વિના મનુષ્ય સદાચરણનું જ્ઞાન સંપાદન કરે છે અને તેમાં પ્રવર્તિત થાય છે, તથા તેથી અનન્યસમ સુખ પ્રાપ્ત કરે છે. લાભની આશા ન છતાં, નુકસાનનું પરિણામ નક્કી છતાં, પૃથ્વીમાં કોઈ ઇનામ આપનાર કે સજા કરનાર, જોનાર કે પકડનાર ન છતાં મનુષ્ય સુમાર્ગે, સદાચરણે ચાલે છે;—એ સર્વ

બતાવે છે કે એ સદાચાર પ્રકૃતિથી કોઈ પરનો નિયમ છે. જડ પ્રકૃતિમાં સદાચારની કંઈ સૂચના થતી નથી. મનુષ્યની વિવેકબુદ્ધિના ખાસ વ્યાપાર પૂર્વે તે જ્ઞાન આવી મળેલું લાગે છે; એ જ્ઞાનનું મૂલ પ્રકૃતિથી અને મનુષ્યથી પર રહેલા પરમાત્મામાં છે.

ઈશ્વર ચૈતન્યમય કર્તા છે અને સદાચરણનું મૂળ છે–એ બે જે તેના ગુણ કહ્યા તે પરથી બીજા બે ગુણ ફલિત થાય છે.

પ્રથમ તો એ કે ઈશ્વર પ્રકૃતિથી પર છે. આપણી પ્રાર્થનામાળામાં એક ગદ્ય પ્રાર્થનામાં કહ્યું છે કે, "આ વાતનો વિચાર જેમ જેમ વધારે કરિયે છીએ તેમ તેમ તમારી અતિગહન શક્તિ તથા યોજના વધારે વધારે પ્રકાશમાન થાય છે. આ સર્વ રચના પ્રકૃતિથી થાય છે એવું માનનાર ભૂલ કરે છે; કેમકે જ્ઞાનરહિત પ્રકૃતિ કાંઇ યોજના કરી શકે નહી. માટે એ પ્રકૃતિમાં જે સત્તા છે તે, હે પ્રભુ, તમારી સ્થાપેલી છે, અને તે સત્તા યોજનાપૂર્વક મુકેલી છે. માટે તમને પ્રકૃતિથી પર એવા પુરુષોત્તમ એવા નામથી મહાવિદ્વાનોએ વર્ણવેલા છે." ઈશ્વર પ્રકૃતિથી પર છે એમ કહેવાનો અર્થ એ છે કે તે સૃષ્ટિનો કર્તા છે પણ સૃષ્ટિમાં અન્તર્ભૂત નથી, સૃષ્ટિમાં સમાયલો નથી. સ્રષ્ટા સૃષ્ટિથી ભિન્ન છે. ઈશ્વર સૃષ્ટિમાં સમાયલા હોય તો ઉત્પત્તિ, નાશ, અસ્વયંભૂત્વ, પરાધીનત્વ, વગેરે સૃષ્ટિના ગુણ ઈશ્વરને લાગુ થાય. પણ ઈશ્વર સૃષ્ટિના કર્તા છે તેથી સૃષ્ટિના એ ગુણો ઈશ્વરમાં હોય જ નહિં; સૃષ્ટિ તો સૃજેલી છે માટે ઉત્પત્યાદિ એ ગુણો તેના થયા છે. સૃજનાર તે ગુણોથી ભિન્ન રહેલા છે. વળી સૃષ્ટિમાં જે ચૈતન્ય છે તે જડના સંયોગવાળું, અલ્પજ્ઞાનવાળું અને અલ્પશક્તિવાળું છે. ઈશ્વર શુદ્ધચૈતન્યરૂપ છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે, અને તેથી સૃષ્ટિથી ભિન્ન છે. આ કારણથી ઈશ્વરને 'તટસ્થ કર્તા' કહ્યા છે. 'તટસ્થ'નો એજ અર્થ છે કે 'પ્રકૃતિથી ભિન્ન', 'પોતાની સૃષ્ટિથી જુદા રહેલા.' સૃષ્ટિનું શું થાય છે તેની દરકાર વિનાના કે સૃષ્ટિની સંભાળ રાખવાને અસમર્થ, એવો તટસ્થ શબ્દનો

અર્થ નથી. પોતાનાથી ઘણા ઉતરતા ગુણવાળી, ઘણા ઉતરતા જ્ઞાનવાળી, ઘણી ઉતરતી શક્તિવાળી જે સૃષ્ટિ પોતે રચી છે તેમાં ભળી ન જતાં તેનાથી ભિન્ન રહેલા—એટલો જ અર્થ છે. મનુષ્ય અને બીજી સૃષ્ટિ ઈશ્વરથી ઘણી ઉતરતી છે એ તો નિઃસંશય છે. તેથી ઈશ્વરને સૃષ્ટિનો એક ભાગ થયેલા કહેવા એમાં તેના ઉત્તમોત્તમ ગુણની અવગણના થાય છે. આ માટે જ આપણી પ્રાર્થનામાળામાં આવાં વાક્યો છે:

'સૃષ્ટિ તણી રચના રચી પોતે પૃથક્ રહ્યા નિષ્કામ;'
'સૃષ્ટવસ્તુથી ભિન્ન અગોચર, એક તત્ત્વ જે અકલ ખરૂં;'
'પ્રકૃતિપરા પરમેશા પ્રણમું પ્રભુ ઈશા;'
'ઉત્પન્ન વિશ્વ કરિ તે થકિ છે વિયોગે.'

બીજો એક ગુણ ઈશ્વરના પુરુષત્વ (personality)નો ફલિત થાય છે. ઈશ્વરને પુરુષ, પુરુષોત્તમ કહ્યા છે તેમાં પુરુષ'નો અર્થ 'મનુષ્ય જેવા આકારવાળા કે રૂપવાળા' એવો નથી. 'ઈચ્છાશક્તિ વાપરનાર સબળ તત્ત્વ' એજ પુરુષ શબ્દનો અર્થ છે. એ શબ્દ માત્ર જે સ્થિતિ છે તે પરથી વિચારની અનુકૂલતા સારૂ કલ્પેલું, સ્વતંત્ર અસ્તિત્વ વિનાનું, ભાવવાચક નામ નથી, પણ તર્ક કરી સંકલ્પાનુસાર કૃતિ કરવાની શક્તિવાળા ઇચ્છા કરનાર અસ્તિત્વનો વાચક છે. હ્યુમ કહે છે તેમ ઈશ્વર વિશે વિચાર કરતાં એમ લાગે છે કે જ્ઞાનવ્યાપારમાં મનુષ્ય કંઈક ઈશ્વરને મળતો છે. આ માટે મનુષ્ય જીવાત્મા કહેવાય છે અને ઈશ્વર પરમાત્મા કહેવાય છે. બન્ને શબ્દમાં આત્મા પુરુષત્વશક્તિનો વાચક છે.

સૃષ્ટિમાં નથી તેવો સ્રષ્ટત્વનો ગુણ ઈશ્વરનો છે, અને પ્રકૃતિમાં કે મનુષ્યમાં નથી તેવી સદ્દગુણની આદર્શભૂત તથા પ્રભવભૂત ભાવનાનો ઈશ્વર ભંડાર છે, તેથી પરમાત્મા અને પ્રકૃતિપર વિશેષણો તેને અપાય છે. તે જ પ્રમાણે જનનકાર્યમાં તથા સદાચારભાવનામાં પુરુષત્વનો ગુણ સમાયલો છે. સૃષ્ટિ ઉત્પત્તિ કરવાની ઈચ્છા થયે તેનો

અમલ કરવો એ શકિતનો વ્યાપાર છે. પણ પુરુષત્વનો વિશિષ્ટ વ્યાપાર તો નીતિમય ઈચ્છા સફલ કરવામાં છે. પુરુષત્વ વિના નીતિ હોઈ શકતી નથી. નીતિ પ્રવર્તાવવાની ઇચ્છા હોઇ તે સાથે તે ઈચ્છાનો અમલ કરવાની શકિત હોવી જોઇએ. સુનીતિનિયમ તે શકિતવાળી ઈચ્છાનો નિયમ છે. માત્ર સદ્‌ભાવના સુનીતિવાળી થઈ શકતી નથી. વ્યાપાર કરવાની શકિતવાળું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે તે જ સુનીતિનું કાર્ય કરી શકે છે, તે જ સદાચાર કરી શકે છે. માટે ઈશ્વરને ભાવરૂપે કે ભાવના રૂપે માન્યા નથી પણ પુરુષ રૂપે માન્યા છે. ઈશ્વર તે માત્ર પ્રકૃતિમાં વ્યાપી રહેલો ગુણ, અંશ કે તત્ત્વ નથી, પણ પ્રકૃતિપર બળવાન પુરુષોત્તમ છે. જ્ઞાનની સાથે તેનામાં સુનીતિની ઈચ્છા છે અને સુનીતિ પ્રવર્તાવવાનું બળ છે. મનુષ્ય જ્ઞાન, ઇચ્છા અને મનોબલવાળો પ્રાણી છે તેથી જ તેને નીતિનો અધિકાર છે. પશુઓથી મનુષ્યમાં એ પુરુષત્વ જ વિશેષ છે. એ પુરુષત્વ શું છે તે સદાચરણબળનો વિચાર કરતાં અર્થાત સદાચરણ કરવા સારૂ કેટલું બળ મનુષ્યને વાપરવું પડે છે તેનો વિચાર કરતાં આપણને સમજાય છે. આપણે જાણીએ છીએ કે સદાચરણનું જ્ઞાન છતાં, સદ્‌ગુણ શું છે એ અને તેને અખંડિત રાખી વર્તવું એ કર્તવ્ય છે તથા આવશ્યક છે એ જ્ઞાન છતાં મનુષ્યો ઘણીવાર દુરાચારમાં ઘસડાઇ જાય છે, દુર્વિકારોની જાળોમાં ફસાઇ પડે છે; મોટા જ્ઞાની પુરૂષો પણ કોઇ કોઈ લાલચને વશ થઇ ગયા છે. આ વિકારપ્રાબલ્યમાં સદાચરણી થવા મનુષ્યને જબરો ઈચ્છાવ્યાપાર કરવો પડે છે, સમર્થ મનોબળ વાપરવું પડે છે. મનુષ્યમાં ઘણીવાર એ બળ ખુટે છે, મનુષ્ય એટલો નિર્બળ અને પામર છે કે પોતાના બળથી આ દુસ્તર સાગર તરી જવું અશકય થઈ પડે છે. એવી મુંઝવણને વખતે, એવી શકિતહીનતાને સમયે ભકિતવડે તેને આશ્વાસન મળે છે, શાન્તિ મળે છે, ધૈર્ય મળે છે, બળ મળે છે. સર્વશકિતમાન, સદ્‌ગુણનિધિ પુરુષોત્તમની પ્રાર્થના કરતાં તેની સાથેના યોગમાં તલ્લીન થતાં જીવાત્મા તેના

શુભ અંશ કંઇક પ્રાપ્ત કરે છે, ચારે તરફ વિકાર અને દુર્બલતા છતાં સર્વ ઉપર એક પૂજ્ય આદર્શ જોઈ તેનું અવલમ્બન કરી, તેની પ્રાર્થના કરી, તેની પાસેથી બળ મેળવી સદાચરણે સતત ચાલી શકે છે. સદાચરણબળની આ મ્હોટી શકિત સંપૂર્ણ રીતે પુરુષોત્તમ પ્રભુમાં રહેલી છે, તે એ બળના નિધિ છે માટે જ આપણી પ્રાર્થનામાળામાં તેમની સ્તુતિ કરી છે કે,

"તમે સ્વઇચ્છાબલસુક્રિયાની
"ધરો પ્રભૂ શકિત પ્રપૂર્ણતાની."

આ પુરુષોત્તમત્વ સંબંધે શેર્પ કહે છે, "જેનામાં નીતિભાવના જાગૃત થઈ છે તે મનુષ્યના મન સમક્ષ કર્તવ્યનિયમ બીજા સર્વ જ્ઞાનવિષયોથી વધારે નિકટ આવે છે અને વધારે ગાઢ અસર કરે છે. આ નિયમ આટલો બધો તેના સર્વ વિચારોની સમીપ રહે છે, તેની ભાવના ઘણી વાર ગુપ્ત છતાં હમેશ હાજર હોય છે, જાણે તેનું આન્તર અસ્તિત્વ જ હોય તેમ તેની પછાડી ભમ્યાં કરે છે—તો એ નિયમ તે શું છે, કયાંથી આવે છે? એ શું માત્ર અનુમાનગમ્ય, અસ્તિત્વરહિત ભાવ છે? વિવેકશકિતને જે પ્રભુવત્ જણાય છે અને આત્માની ઇચ્છા જેના શાસનને નમે છે, વિવેકશકિત અને આત્મેચ્છા બન્નેને જે પોતાથી ઉત્કૃષ્ટ જણાય છે, તે માત્ર પૃથક્કૃત ભાવ ન હોઇ શકે, એ બન્નેનું કંઇ સજાતીએ જ હોવું જોઇએ. નીતિનિયમ તે આપણા ઉચ્ચતમ સ્વભાવના જેવી જાતનું સ્વતંત્રસ્થિત અસ્તિત્વ હોવું જોઇએ, અથવા તો આપણામાં જેમ વિવેકશકિત અને ઇચ્છાબલ છે તેમ તે ગુણો અનંતતા પરિમાણે ધારણ કરનાર એવા કોઈમાં એ નીતિનિયમ વસી રહેલો હોવો જોઇએ. જેને માટે આપણા અન્તરાત્માને આપણા પુરુષત્વને એમ લાગે છે કે તે સ્વામી છે અને સ્વામી છે તે યોગ્ય છે, તે કાં તો પોતે પુરુષ હોવો જોઇએ, અથવા સંભવિત હોય તો પુરુષ કરતાં પણ કંઇ ઉચ્ચતર હોવો જોઈએ. પુરુષ કરતાં ઉતરતા સ્વરૂપનો તે કંઇ હોઇ શકે નહિ, અને

સર્વ સ્વતંત્ર અસ્તિત્વ વિનાના, કેવળ નિયમો અને ભાવો તે પુરુષત્વ કરતાં ઉતરતા સ્વરૂપના જ છે. જે નીતિનિયમ આપણે ગ્રહણ કરીએ છીએ તે શું છે અને કયાંથી આવે છેઃ એ પ્રશ્ન પુછતાં પરિણામે આપણી આવી પ્રતીતિ થાય છે."

આ સર્વ વિવેચનમાં ધ્યાનમાં રાખવું જોઈએ કે ઇચ્છાબળનો વ્યાપાર કરનાર આત્મા પુરુષ કહેવાય છે, તે પુરુષના અર્થમાં મનુષ્ય જેવી આકૃતિ આવતી નથી. પુરુષત્વ સારૂ આકૃતિની જરૂર નથી, જીવાત્માની બહાર આવેલી આકૃતિને અને તેના પુરુષત્વને કંઈ સંબંધ નથી, જેમાં પુરુષત્વ રહેલું છે તે આત્મા આકૃતિનો નાશ થયે પણ પોતાનું સ્વરૂપ અને પોતાના ગુણ કાયમ રાખે છે, પુરુષત્વને આકૃતિ સાથે આવશ્યક સંબંધ નથી એ સ્પષ્ટ કરવા જ ઉપનિષદોમાં પરમાત્મા માટે કહ્યું છે કે,

अपाणिपादो जवनो ग्रहीता
पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता
तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥

અર્થ—તેને પગ નથી પણ તે ત્વરિત ગતિ કરે છે, તેને હાથ નથી પણ તે ગ્રહણ કરે છે, તેને ચક્ષુ નથી પણ તે જુવે છે, તેને કર્ણ નથી પણ તે સાંભળે છે. જાણવા યોગ્ય સર્વને તે જાણે છે પણ તેને જાણનાર કોઈ નથી; તેને સર્વથી મુખ્ય મહાપુરુષ કહ્યો છે.

दिव्योह्यमूर्तः पुरुषः स बाह्याभ्यंतरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥

અર્થ—તે પુરુષ દિવ્ય છે, અમૂર્ત છે, બહાર તથા અંતરમાં છે, જન્મરહિત છે, પ્રાણરહિત છે, મનરહિત છે, શુદ્ધ છે, મ્હોટા અક્ષર (જીવાત્મા) થી પણ મ્હોટો છે.

મહાપુરુષ, પરમ પુરુષ, પુરુષોત્તમમાં જે ગતિ છે, જે ગ્રહણ શક્તિ છે, જે જ્ઞાનશક્તિ છે, તે આકૃતિની ગતિ, આકૃતિની ગ્રહણ શક્તિ, આકૃતિની ઈન્દ્રિયશક્તિથી ભિન્ન જ છે. એ દિવ્ય પ્રભુ પુરુષ છે પણ તેને મૂર્ત રૂપ નથી. પુરુષત્વવાળો આત્મા તે વનસ્પતિમાં રહેલા પ્રાણથી અને પશુઓમાં રહેલી ઇન્દ્રિય વડે ગ્રહણ કરવાની શક્તિથી ભિન્ન જ છે. મનુષ્ય પણ એવો પુરુષ છે પણ તે માત્ર અલ્પશક્તિ જીવાત્મા છે. ઈશ્વર પરમાત્મા છે, પુરુષોત્તમ છે.

---

## મધ્યમતા.*

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયલો ઉપદેશ.)

કેટલીક વખત કહેવામાં આવે છે કે મધ્યમ સ્થિતિ શ્રેષ્ઠ છે; ઉત્તમ સ્થિતિ સારી નથી, તેમ અધમ સ્થિતિ પણ સારી નથી. સંપત્તિ, જીવન, આચાર, વિચાર, લાગણી ઇત્યાદિ અનેક વિષયોમાં આ સૂત્ર લાગુ પાડવામાં આવે છે. સંપત્તિના વિષયમાં બહુ ધનિકતા કેટલાક અનિષ્ટ ગણે છે, અને સાધારણ દ્રવ્યસાધનને ઇષ્ટ ગણે છે; પાસે ઘણું ધન હોય એમાં હાનિનો વિશેષ સંભવ માને છે અને સાધારણ ધન હોય તેમાં સંતોષ અને સુખનું કારણ માને છે. એ જ રીતે જીવનની સર્વ બાબતોમાં સર્વ સુખમાં, સર્વ વ્યવહારમાં, સાધારણ સ્થિતિ સારી ગણાય છે. અતિ ગર્વથી રાવણનો નાશ થયો તેની સાથે અતિ દાનથી બલિરાજાને અને અતિ રૂપથી સીતાને હાનિ થઇ એ સરખાવાય છે, અને સર્વત્ર 'અતિ' ને વર્જ્ય ગણવાનો બોધ થાય છે; દાનવૃત્તિ અને સૌન્દર્યમાં પણ અતિશયને અનિષ્ટ ગણી સાધારણતા ઇચ્છા કરવા યોગ્ય કહેવાય છે. આચારમાં પણ આ સૂત્રના પ્રાધાન્યનો સ્વીકાર થયેલો જોવામાં આવે છે. જે ધર્મોમાં કે રૂઢિઓમાં અમુક આચાર પાળવા એ કર્તવ્ય ગણ્યું છે

* 'જ્ઞાનસુધા'–પુસ્તક ૮ મું, ૧૮૯૪. જુલાઈ, ઑગષ્ટ અંકમાં છપાયલો.

તેમાં છેક છેડે જવું ઘણી વાર સારૂં ગણાતું નથી. સ્નાન, અપવાસ, આહાર, અસ્પર્શ ઈત્યાદિ આચારના વિધિ અક્ષરશઃ પાળવા એ ધર્મહીનતા ગણાય છે; તેથી એમાં મધ્યમ માર્ગ જ શ્રેષ્ઠ છે એમ કહેનારા ઘણા જનો જોવામાં આવે છે. વિચારમાં પણ મધ્યમ સ્થિતિ જાળવવી એ શ્રેષ્ઠ મનાય છે. વિચારમાં બહુ ઉંડા ઉતરવાથી ફળ નથી તેમ છેક વિચારહીન રહેવું એ યોગ્ય નથી માટે સાધારણ વિચારના પ્રયત્નમાં મન રોકવું એમ કેટલાક ઉપદેશ કરે છે. લાગણીમાં તેમ જ મનાય છે. અત્યંત ક્રોધ કરવો એ ખોટું છે. ક્રોધરહિત થવું એ નિર્બળતા, અન્યાયસહન ઈત્યાદિ દોષવાળું છે માટે સાધારણ ક્રોધ કરવો એ જ યોગ્ય છે એમ ઘણી વાર કહેવાય છે. આ મત લોભ, ઈર્ષ્યાદિના સંબંધમાં પ્રવર્તે છે એટલુંજ નહિ પણ દયા, પ્રેમ સરખા ભાવોના અતિશયને પણ અનિષ્ટ ગણે છે. વળી આ સૂત્રની પ્રવૃત્તિ કેટલાક એટલે સુધી ચલાવે છે કે સદ્‌ગુણની ભાવનાને પણ તે વડે નિયમિત કરવાનો તેઓ પ્રયત્ન કરે છે. તેઓ એવી વ્યાખ્યા કરે છે કે બે વિરોધી ગુણોની વચ્ચેનો ગુણ તે સદ્‌ગુણ કહેવાય. એ મત પ્રમાણે કંજુસાઇ અને ઉડાઉપણા વચ્ચેનો ગુણ તે ઉદારતા, ક્રૂરતા અને અન્યાયસહન વચ્ચેનો ગુણ તે દયા; ઈત્યાદિ રીતે દરેક સદ્‌ગુણનું લક્ષણ બાંધવામાં આવે છે. બે સત્ય વચ્ચેના મધ્યમ ને શ્રેષ્ઠ ઠેરવવાની આ પદ્ધતિ golden mean (સુવર્ણવત્ મધ્યમ) નો મત કહેવાય છે. આ મતનું હાસ્યજનક અનુકરણ કેટલીકવાર એટલે સુધી થાય છે કે શુભ ગુણને તેના અંત્ય કહેવાતા એકાદ ગુણ સાથે અભિન્ન ગણવામાં આવે છે, શૂરને નિર્દય કહેવામાં આવે છે, સાદાને મતિહીન કહેવામાં આવે છે, શુદ્ધાચરણ વાળાને ઢોંગી કહેવામાં આવે છે, અને ભર્તૃહરિ ખિન્ન અને ક્રુદ્ધ થઈ પુછે છે કે **तत्को नाम गुणो भवेत्सुगुणिनां यो दुर्जनैर्नाङ्कितः** સુગુણી જનોનો એવો કયો ગુણ હોય કે જેને દુર્જનોએ કંઈ ખોટી છાપ આપી ન હોય ?

આ golden mean નો મત સત્ય છે કે કેમ અને તે ધર્મને અને ભક્તિને લાગુ પડે છે કે કેમ એ પ્રશ્ન વિચાર કરવા યોગ્ય છે. સદ્ગુણભાવના અને કર્તવ્યકૃતિના વિવેચનમાં પ્રવેશ કરી એ મત ધર્મવિચારની સમીપ આવી પહોંચ્યો છે એમાં તો સંશય નથી. વિચાર કરીશું તો માલમ પડશે કે આ મત કેવલ અયથાર્થ છે. આપણા તર્કને યોગ્ય રીતે ન ગોઠવ્યાથી અયથાસ્થિતિથી જે ભૂલો થાય છે તેનો આ મધ્યમ સ્થિતિનો મત એક દાખલો છે.

પ્રથમ તો એ જ ધ્યાનમાં લેવાનું છે કે જો મધ્યમમાં જ પરમ સુખ હોય, જો મધ્યમમાં જ પરમ આનંદ હોય, જો મધ્યમમાં જ પરમ સંતોષ હોય, જો મધ્યમમાં જ પરમ સાધુત્વ હોય, તો તેથી કશાને ઉત્તમ કહેવું એ શબ્દચ્છલ છે; એમ હોય તો તો એ મધ્યમ તે મધ્યમ નહિં પણ ઉત્તમ કહેવાવું જોઇએ. વાસ્તવિક રીતે તો અહિં 'મધ્યમ' અને 'ઉત્તમ' શબ્દના અર્થ બદલાયલા છે અને ભૂલનું તે એક કારણ છે. ઉદાહરણ માટે શરીરના બંધારણનો વિષય લઇએ. આ સંબંધમાં એમ કહી શકાશે કે અત્યંત જાડા હોવામાં સુખ નથી તેમ બહુ પાતળા હોવામાં પણ સુખ નથી, અને મધ્યમ સાધારણ બાંધાવાળા હોવામાં સુખ છે. આટલે સુધી શબ્દોનો ઉપયોગ બરોબર છે. પરંતુ એમ નહિં કહી શકાય કે મધ્યમ શરીર–બાંધો ઉત્તમ શરીર–બાંધાથી પણ સારો છે. અત્યંત જાડા હોવું એ ઉત્તમ શરીર–બાંધો જ નથી. મધ્યમ બાંધાને સહુથી સારો કહ્યો તો બાંધાનું રૂપ જોતાં તે મધ્યમ ખરો, પણ સુખકારિતા વિચારતાં તો તે જ ઉત્તમ છે; તેથી ઉત્તમત્વમાં તો મધ્યમ તે ઉત્તમ નથી, પણ ઉત્તમ તે જ ઉત્તમ છે, અને એમજ હોવું જોઇએ. ઉત્તમથી મધ્યમ શ્રેષ્ઠ હોય–ઉત્તમ હોય એમ કહેવું એ તર્કવ્યાપારમાં દોષ દર્શાવે છે, 'ઉત્તમ' શબ્દને નિરર્થક કરે છે. ઉત્તમ બીજા કશાથી ઉતરતું હોય તો પછી તેને ઉત્તમ શા માટે કહેવું? ખરી રીતે જોઈશું તો આ ભૂલમાં અતિશયવાચક શબ્દ (super-

lative degree) ના અર્થમાં જ ગુંચવાડો થયેલો છે. એક બીજું ઉદાહરણ લઇએ. 'અત્યંત ધનિકતામાં સુખ નથી પણ મધ્યમ ધનિકતામાં સુખ છે.' આ મત ખરો છે કે ખોટો તેનો નિર્ણય કરવાની અહીં આવશ્યકતા નથી. પણ, તેનો સ્વીકાર થયા પછીનાં અનુમાન તપાસવાનો હેતુ છે. એ દૃષ્ટિબિન્દુથી જોતાં ઉપલું વાક્ય પોતાના સંબંધમાં યથાર્થ છે. એ વાક્યમાં બે ભિન્ન ભિન્ન અતિશયો (superlatives) નો સમાવેશ થયો છે; અત્યંત ધનિકતા અને અત્યંત સુખાવસ્થા. આ બેનો ભેદ ધ્યાનમાં ન રહેવાથી મધ્યમ સુખાવસ્થાને અત્યંત સુખાવસ્થાથી શ્રેષ્ઠ કહેવાની ભૂલ થાય છે. જે શ્રેષ્ઠ છે તે મધ્યમ સુખાવસ્થા નહિં પણ મધ્યમ ધનિકતા છે; અને 'ધનિકતા' ની જોડેનો 'મધ્યમ' શબ્દ તો અકસ્માત્ બીજી અર્થાત્ ધનિકતાની તુલનાને લીધે વપરાયો છે; એ વાતની વિસ્મૃતિ થાય છે. મધ્યમ ધનિકતામાં અત્યંત સુખ છે એમ કહ્યા પછી જાણે પ્રથમ અત્યંત ધનિકતાને બદલે અત્યંત સુખાવસ્થાનો વિચાર કર્યો હોય અને પછી મધ્યમ સુખાવસ્થાનો વિચાર કર્યો હોય એમ માનવાથી એ ભ્રાન્તિ થાય છે. એક જાતિનું મધ્યમ તે બીજી જાતિના ઉત્તમથી શ્રેષ્ઠ હોય, પણ એક જ જાતિમાં તો મધ્યમ તે મધ્યમ જ અને ઉત્તમ તે ઉત્તમ જ હોય. માટે મધ્યમાવસ્થા કે મધ્યમ સુખ ઉત્તમાવસ્થા કે ઉત્તમ સુખથી શ્રેષ્ઠ હોઇ શકે નહિં. જે શ્રેષ્ઠ તે જ ઉત્તમ.

હવે વિચારના સંબંધમાં આ સૂત્રની પરીક્ષા કરીએ. વિચારને હદ છે ખરી પણ તે અત્યંત–મધ્યમથી બંધાતી નથી. ઈશ્વરે મનુષ્યને વિચાર કરવાની શકિત આપી છે તે શકિતથી એ હદ બંધાય છે. કેટલે સુધી કરેલા વિચાર મધ્યમ કહેવાય અને કેટલા પછી ગયેલા વિચાર અત્યંત કહેવાય એ નિયમ થઇ શકે તેમ છે જ નહિં. ઈશ્વરે મનુષ્યને બીજા પ્રાણીઓ કરતાં વિશેષતા આપી છે તે વિચારશક્તિ છે. તો એવી વિશિષ્ટ શક્તિનો સાધારણ જ ઉપયોગ કરવો એ કોઈ

રીતે આવશ્યક નથી તેમ શ્રેયસ્કર પણ નથી. જેમને પોતાનાં કે અમુક ગ્રન્થોનાં કે પુરુષોનાં શબ્દ પ્રમાણ જનસમૂહ પાસે મનાવવાં હોય અને સ્થપાયલા મતને સદસદ્વિવેકની પરીક્ષામાં ઉતારવા ન દેવા હોય તે જ મધ્યમ વિચારનો અર્થશૂન્ય વાદ કરે છે. ધર્મના વિષયમાં સત્યાસત્યનિર્ણયની જવાબદારીમાંથી બચી જવા સારૂ અથવા ધર્મમાં ચિત્ત ન લગાડવાની વૃત્તિનો બચાવ સારૂ કેટલાક મનુષ્યો કહે છે કે એવા વિષયમાં તો મધ્યમ વિચાર જ સારા, અત્યંત વિચાર કરવા એ નિરર્થક છે. વાસ્તવિક રીતે જોતાં તો વિચારમાં મધ્યમ શું અને અત્યંત શું એ હદ બાંધવાનાં સાધન જ નથી, અને આ ઉપરના ભેદ નિર્મૂલ છે. તથાપિ વિચારની હદ નથી એમ નથી. સર્વ વિચારવંત મનુષ્યો અનુભવથી જાણે છે કે અમુક વિષયોમાં મનુષ્યના તર્ક તથા કલ્પનાનો અમુક અવાધ સુધી જ પ્રચાર છે અને અમુક વિષયોમાં સમૂળગો પ્રચાર નથી; વળી અમુક વિષયો એવા છે કે જેનું જ્ઞાન દિન પ્રતિદિન મનુષ્યને વધારેને વધારે થતું જાય છે. પદાર્થવિજ્ઞાન આ છેલ્લી જાતનો વિષય છે. ધર્મના વિષયમાં મનુષ્યને ઈશ્વર સાથેનો પોતાનો સંબંધ તથા સ્વકર્તવ્ય સમજાય છે પણ અનંતતાનું પૂરેપૂરૂં જ્ઞાન થતું નથી. ઈશ્વરે સૃષ્ટિ શા માટે રચી, સૃષ્ટિરચના છે તેવી શા માટે કરી અને બીજા પ્રકારની કેમ ન કરી, ઇત્યાદિ પ્રશ્નો મનુષ્યબુદ્ધિથી કળાતા નથી. વિચારની આ રીતે અનેક ઠેકાણેથી હદ બંધાયલી છે. પ્રાર્થનામાળામાં આ સ્થિતિ બહુ યોગ્ય રીતે જણાવી છે.

"બાંધી છે અવધી ત્યહાં લગિ મતી જીવો તણી ચાલશે,
"તેથી પાર ગયે ઘણો ભ્રમ થશે, ભ્રાંતી બહૂ ભાસશે;
"માટે તે અવધીજ મધ્ય રહિને ધર્મધ્વજા ધારવી,
શિક્ષાઓ પ્રભુ તારિ માન્ય કરિને નીતી ન વીસારવી."

એ અવધિ અંદર રહેવું એ જ ખરેખરી રીતે વિચારના યોગ્ય વ્યાપારના નિર્ણયનું સાધન છે. એ અવધિ તે કંઇ અત્યંત વિચાર–

મધ્યમ વિચાર જેવી કૃત્રિમ અર્થશૂન્ય અનિશ્ચિત શબ્દાવલી નથી. ઈશ્વરે મનુષ્ય વિચારની અવધિ ક્યાં લગી બાંધી છે તે મનુષ્યોને સારી પેઠે જણાયલું છે. મનુષ્ય પોતાના વિચારના સામર્થ્યથી અજાણ્યો નથી; અને અનુભવથી એ અવાધ સુનિશ્ચિત પણ થઇ છે. એ અવધિમાં રહેનાર અને અવધિ લગી વિચાર કરનાર મનુષ્યને 'ધર્મધ્વજા ધારવી' એજ કર્તવ્ય સમજાય છે. એ અવધિથી અગાડી જવાનો પ્રયત્ન કરનાર નાસ્તિક કે શંકાગ્રસ્ત થાય છે. એ અવધિ સુધી પણ જવાનો પ્રયત્ન ન કરનાર અન્ય બુદ્ધિથી દોરાયલા મતાંધ, દઢતારહિત અને ઉચ્ચ-ભક્તિહીન રહે છે. યોગ્ય અવધિ સુધી વિચાર કરનારને શ્રદ્ધારહિત થઇ જવાની ભીતિ નથી. વિચારશક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરી સર્વ સત્યતત્ત્વોની જાતે પ્રતીતિ મેળવવી એ જ વિચારશક્તિના દાતાનું દાન સાર્થક કરવાનો માર્ગ છે.

લાગણીમાં પણ અત્યંત–મધ્યમ એવું કશું નથી એમ વિચાર કરતાં માલમ પડશે. પ્રથમ તો કેટલા ક્રોધને મધ્યમ કહેવો અને કેટલા ક્રોધને અત્યંત કહેવો એ જ પ્રશ્નનો ઉત્તર નહિં આપી શકાય. લાગણીને કંઇ નિશ્ચિત રીતે મપાય એવું પરિમાણ જ નથી કે જેથી અત્યંત–મધ્યમનો નિયમ થઈ શકે. મનુષ્યના ક્રોધાદિ વિકારના પ્રાબલ્યને આ સૂત્રને આધારે નિયમમાં રાખવાનો પ્રયત્ન વ્યર્થ જ જશે. આ બાબતમાં આપણે નિરુપાય છીએ એમ નથી; માત્ર આ પરિમાણ જ ખોટું છે. ખરો મત તો એ છે કે કામ ક્રોધાદિ જ્યારે મનુષ્યને સદ્ગુણવિરુદ્ધ, સદાચરણવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ લઈ જાય છે ત્યારે તે અધમતા કરાવે છે. એમ ન થાય ત્યાં લગી એ વૃત્તિઓ નિરર્થક નથી; જીવનનાં કર્તવ્ય માટે જરૂરની છે. અત્યંત–મધ્યમની હદ જેવો આ કંઈ સંશયગ્રસ્ત વિષય નથી. સદ્ગુણ, સદાચરણ, ધર્મ, એ શું છે તે કંઇ અજાણ્યું નથી, એ કંઇ સંશયની વાત નથી. એ સર્વનું સ્વરૂપ મનુષ્યને વિચારથી અને અનુભવ વડે સંપાદન કરેલા જ્ઞાનથી તેમ જ અંતર્વૃત્તિથી સમજાય છે. તેથી સદ્ગુણનું,

સદાચરણનું, ધર્મનું ઉલ્લંઘન આચરણમાં કે વૃત્તિમાં ક્યાં થયું, લાગણી ક્યાં તેથી વિરુદ્ધ ગઈ એ સહજ જણાય એવું છે. એ વિરોધ ન થાય એ જ લાગણીની ખરેખરી હદ છે.

'સુવર્ણવત્ મધ્યમ' નો મત સદ્‌ગુણની વ્યાખ્યા માટે પણ એ જ રીતે અર્થરહિત અને અયુક્ત છે. સત્યને કયા બે ગુણોની વચ્ચેનો મધ્યમ ગુણ કહી શકાશે? હડહડતું જુઠાણું ને કેવળ ભોળી નિષ્કપટતા એ બે વચ્ચેનો ગુણ તે સત્ય એમ કહેવાશે? એમ કહેવામાં સત્યને, સત્યસ્વરૂપ ઈશ્વરને શું અપમાન નથી? હરિશ્ચન્દ્રના સત્યવાદિત્વમાં શું આવો મધ્યમ ગુણ હતો? સત્યની કિમ્મત શું આત્યંતિકતામાં નથી? આત્યંતિકતામાં જ છે. જે સત્ય ભાષણને સદ્‌ગુણ કહીએ છીએ તે તો એવું છે કે તેમાં કેવળ સત્ય જ હોય, જરા પણ દ્વૈધીભાવ હોય નહિં, દ્વિઅર્થીપણાનો બીલકુલ સંભવ પણ ન હોય, લેશમાત્રનું સંગોપન ન હોય, લેશમાત્રની અયથાર્થ સૂચના ન હોય, લેશમાત્રનું ખોટું અનુમાન જોણી જોઇ થવા દીધેલું ન હોય. એવું સત્ય તે અત્યંત જુઠાણું અને અત્યંત નિષ્કપટતા એ બેની વચ્ચે રહેલો મધ્યમ ગુણ છે અને તેથી સદ્‌ગુણ છે એમ કોણ કહી શકશે?

પવિત્રતા માટે પણ એ જ રીતે પ્રશ્ન કરીશું કે શું અત્યંત દુષ્ટતા અને અત્યંત સાધુત્વની વચ્ચેનું એ 'સુવર્ણવત્ મધ્યમ' છે? **મલિનમસુભંગેઽપ્યસુકરમ્** પ્રાણનો નાશ થતો હોય તોપણ મલિન કૃત્ય ન કરવું, એ અસિધારા પર ચાલવા સરખું વ્રત તે શું અત્યંતાશ્રય નથી અને મધ્યમ માર્ગ છે? એ મધ્યમ માર્ગ ન હોય તો પછી શું એ વાક્ય અતિશયોક્તિ છે અને પવિત્રતાનું ખરૂં દર્શન તેમાં નથી?

આ વિચાર કરતાં એમ જ જણાશે કે મધ્યમતાના સૂત્રથી કરેલી સદ્‌ગુણની વ્યાખ્યા જ ખોટી છે. સદ્‌ગુણનું લક્ષણ એ રીતે બાંધવા પ્રયત્ન કરવો એ જ ભૂલ છે. સદ્‌ગુણમાં મધ્યમ સ્થિતિ કે

સમાધાન છે જ નહિ. મનુષ્યોની ઉપયોગિતાપરથી સદ્‌ગુણનું ધોરણ બંધાયું જ નથી, કે સમય પ્રમાણે ઉપયોગિતાને અનુસરીને સદ્‌ગુણનું સ્વરૂપ અનિશ્ચિત રહે અને જરૂર પડે તેમ બદલાતું જાય અને ઘડીમાં એક બાજુએ ઘસડાય અને ઘડીમાં બીજી બાજુએ ઘસડાય. સદ્‌ગુણ ઈશ્વરના ગુણ છે અને ઈશ્વર તરફથી મનુષ્યને તે અંશ પ્રાપ્ત થાય છે. મનુષ્યને તેનું જ્ઞાન અન્તઃકરણ પ્રવૃત્તિથી થાય છે. કેળવાયલી અન્તઃકરણ પ્રવૃત્તિ જે તરફ દોરે છે તે જ સદ્‌ગુણ છે. એ સ્વરૂપનો સદ્‌ગુણ કંઈ અનિશ્ચિતતા કે વિવાદનો વિષય નથી. સત્યથી સંકટ છતાં, લાભની આશા ન છતાં, હાનિનો ભય છતાં, સત્યાનુસારી જનોને ઘણીવાર દુઃખ ભોગવતા જોયા છતાં, અસત્યનો આશ્રય કરનાર જનોને વિજયવાન જોયા છતાં, મનુષ્યને સત્ય સદા પ્રિય હોય છે અને સત્ય તરફ જ વલણ થાય છે એ સત્યની ઉત્પત્તિ ક્યાંથી થઇ છે તે બતાવી આપે છે.

એવા કેવળ શુદ્ધ ઈશ્વર તરફથી આવેલા જે સદ્‌ગુણ તે વિરુદ્ધ-અને કેટલાક અયોગ્ય-ગુણોના અંશથી બનેલા હોય જ નહિ. સારૂં તે સારૂં અને ખોટું તે ખોટું જ હોય. કોઇ સદ્‌ગુણ બહુ સારો-અર્થાત્ જોઈએ તે કરતાં વધારે સારો હોય એમ હોય જ નહિ. તેમ જ કોઈ સદ્‌ગુણ કોઇ નઠારા ગુણ અને કોઈ સારા ગુણની વચ્ચેનો ગુણ હોય જ નહિ. એમ હોય તો તો તેમાં નઠારા ગુણનો કંઈક પાસ હોય અને સારા ગુણથી તે કંઈક ઉતરતો હોય. અને એમ હોય તો પછી તેને સદ્‌ગુણનું નામ કેમ અપાય? દિવ્ય ગુણમાં એવી ગૌણતા કેમ સંભવે? જે સારાની અને નઠારાની વચ્ચેનું તે સારૂં હોય જ નહિ. તે માટે, મધ્યમતાના સૂત્રથી સદ્‌ગુણની કરેલી વ્યાખ્યા કેવળ અયથાર્થ છે. સાંસારિક લાભ સારૂ સદ્‌ગુણનો ત્યાગ કરી, દુર્ગુણમાં પ્રવિષ્ટ થઈ સદ્‌ગુણનો ડોળ રાખનારાનો એ માત્ર વ્યાવહારિક પ્રપંચ છે. એવી છલમય યુક્તિ મનુષ્યનું સ્વભાવથી શુદ્ધ અંતઃકરણ કદી ચિરકાળ સહન કરી શકશે નહિ.

ધર્મના વિષયમાં પણ મધ્યમ માર્ગની એ જ સ્થિતિ છે. ભક્તિ તે જ ધર્મ છે અને સદાચાર એ ભક્તિનું અંગ છે, તેથી ધર્મ ભકિત, સદાચાર એ સર્વનો આ સંબંધમાં સાથે વિચાર થઈ શકશે. અને સદાચારનો જ નિયમ બીજા ઐહિક કર્તવ્યનાં આચરણને લાગુ પડશે. જે વહેમી આચારોને કર્તવ્ય કે ધર્મ સાથે સંબંધ નથી તેમના વિવેચનની અહીં અપેક્ષા નથી. પરંતુ તેમને પણ જુદો નિયમ લાગુ નહિં પડે. કર્તવ્ય પર ને ધર્મ પર મનુષ્યના આ લોકના અને પરલોકના કલ્યાણનો કેવો આધાર છે, કર્તવ્ય અને ધર્મવડે જ મનુષ્યને સર્વ સુખ, સર્વ આનંદ કેવા મેળવવાના છે, અને તે માટે કર્તવ્ય અને ધર્મના વિષય કેવા વિશાળ છે અને મનુષ્યને તેમાં કેવા નિરંતર પ્રયાસ કરવાના છે, એ પ્રયાસમાં જેમ ખામી રહે તેમ મનુષ્યને આત્માનું અંત્ય શ્રેય સંપાદન કરવામાં કેવાં વિઘ્ન નડે; એ સર્વ વિચાર વડે કર્તવ્ય અને ધર્મનું પરમ મહત્ત્વ લક્ષમાં લેતાં તરત સમજાય છે કે કર્તવ્ય કર્મ કરવામાં, ઈશ્વર ભકિત કરવામાં, ધર્માચરણ પાળવામાં ઉત્તમથી કે અત્યંતથી મધ્યમ સારૂં હોય એમ બને જ નહિં. બને એમ કહેવું એ ધર્મવિરુદ્ધતા છે, અથવા કર્તવ્ય પૂર્ણ રીતે બજાવવામાંથી બચી જવાનું બહાનું છે. જે કર્તવ્ય છે તે કર્તવ્ય છે, તેથી જે ઓછું કર્યું તે સર્વ અકર્તવ્ય છે, કર્તવ્યહાનિ કરાવે છે. તેને મધ્યમતાનું નામ આપ્યાથી તે કર્તવ્ય થઇ શકશે નહિં. તે જ પ્રમાણે ભકિત મધ્યમતાથી કરવાની હોય એમ હોય નહિં, મનુષ્યે ભકિત જેટલી ઓછી કરી તેટલી તેનામાં ન્યૂનતા રહી સમજવી.

"રટન ભજન યશગુણકીર્તન, નિશદિન હું અભ્યાસું રે;"

"પરાભકિતની લેહ મુને લાગી;"

"વાક્કાયા મનથિ પ્રભુ ભકિત વિશે રમિયે."

આવા દૃઢ ભકતવચનો એ જ બતાવે છે કે ભકિતમાં કંઇ મધ્યમ માર્ગ નથી. મધ્યમ ભકિત ઘણી ભકિતથી શ્રેષ્ઠ હોઈ શકતી નથી. અને ઉતરતી સારી ભકિતથી શ્રેષ્ઠ હોઈ શકતી નથી,

ભક્તિની કેવી જરૂર છે, ભક્તિનાં કેવાં ફલ છે, ભક્તિ અવશ્ય કર્તવ્ય છે એ જ્ઞાન કેવું સ્વાભાવિક છે, ભક્તિથી કેવો અનુપમ આનંદ થાય છે, ભક્તિથી કેવું દિવ્ય દર્શન થાય છે, ભક્તિ એ મોક્ષપ્રાપ્તિનો કેવો ઉપાય છે, મોક્ષનું મહત્ત્વ વિચારતાં ભક્તિનું કેવું મહત્ત્વ છે; આ સર્વ અગાઉ બીજા વિવેચનમાં કહેવામાં આવ્યું છે. એ સર્વ લક્ષમાં લેતાં એ જ પ્રતીતિ થાય છે કે ભક્તિમાં અત્યંતથી મધ્યમ શ્રેષ્ઠ હોઈ શકે જ નહિં. **यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति** જે અત્યંત છે તે જ સુખ છે, અલ્પમાં સુખ નથી. ભક્તિ એ સુખ છે તો તે અત્યંત હોય તેમાં જ સુખ છે, અત્યંતમાંથી તે જેટલી ઘટે તેટલું સુખમાંથી ઘટે. સુખ ઘટે એ સુખ નથી. માટે ભક્તિમાં અહોરાત્ર તત્પર રહેવું એ જ કર્તવ્ય છે. એમાં કદાપિ લોક નિંદા કરે એવો સંભવ હશે, પણ લોકનિંદાના ભયથી ઉત્તમ છોડી મધ્યમ માર્ગ પકડવો એ અધાર્મિકતા છે.

પ્રભુ કૃપાથી સર્વના પ્રયાસ ઉત્તમ અને અત્યંત સુખ મેળવવામાં પ્રવૃત્ત થાય અને મધ્યમ માર્ગની ભ્રાન્તિથી તેનો ત્યાગ ન થાય એ પ્રાર્થના છે.

---

# મુક્તિ.×

( અમદાવાદ પ્રાર્થનાસમાજમાં આપેલો ઉપદેશ )

આપણો ચોથો સિદ્ધાન્ત એવો છે કે—

**भक्त्येश्वरः प्रसीदत्यात्मन ऐहिकमामुष्मिकं च श्रेयो भवति ।**

ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું ઐહિક આમુષ્મિક કલ્યાણ થાય છે.

આત્માનું ઐહિક—આ દુનિયાનું કલ્યાણ તે ધન સંપત્તિ વગેરેના અર્થમાં નહિં પણ દયા, ક્ષમા, શાંતિ, સાધુતા, ઈશ્વરસાંનિધ્ય,

---

× 'જ્ઞાનસુધા' માસિકના સન ૧૮૯૪ ના સપ્ટેમ્બર, નવેમ્બર અને ડિસેંબરના અંકોમાં પ્રસિદ્ધ થયેલ.

સદાચરણ ઇત્યાદિ, એ પ્હેલાં ઘણી વાર કહેવામાં આવ્યું છે. આત્માનું આમુષ્મિક કલ્યાણ—પરલોકનું શ્રેય, આ જીવન પછી થનારૂં સુખ તે શું તે વિશે આજ વિચાર કરીએ.

મૃત્યુથી આ જીવન પુરૂં થયા પછી આત્માનો નાશ થવાનો નથી પણ તેનું અસ્તિવ કાયમ રહેશે એ બહુ જ અગત્યની વાત છે. આત્મા નાશવંત છે એમ કહેવાનું કશું કારણ આપણને ખબર નથી. સૃષ્ટિમાં આપણે કશાનો નાશ જોતા નથી. જડ વસ્તુઓનાં રૂપાન્તર થાય છે પણ તેના પદાર્થનો નાશ થતો નથી. માત્ર કણ જુદા આકાર અને સમુદાયમાં બંધાય છે. ચૈતન્યમય આત્માને આકાર નથી, કણ નથી, તે નિરાકાર છે. એટલે તેનાં રૂપાન્તર થઇ શકતાં નથી. મનુષ્યના શરીરમાં ચૈતન્યમય આત્મા છે એમ નક્કી કર્યા પછી તે આત્માનું અમરત્વ સ્વીકારવું જ જોઇએ. તેને નાશ કરનારૂં કારણ આપણે જોતા નથી, તેનો નાશ થયો કે થતો આપણે જાણતા નથી. આત્માને સદસદ્પ્રવૃત્તિથી શક્તિ છે તેથી તેના વ્યાપાર માટે તે જવાબદાર છે, તો તે જવા દેવા માટે મૃત્યુ પછી તેની હયાતી કાયમ રહેવી જોઇયે. મનુષ્યનું અંતઃકરણ તેને ઈશ્વર તરફ ખેંચીને પણ એ જ બોધ દેછે કે મૃત્યુ પછી ઈશ્વરની સમીપ જવાનું છે. જડ દેહથી વિયોગ એ કોઈ રીતે આત્માના વિનાશનું કારણ હોઇ શકતું નથી.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**

ભગવદ્ગીતામાં કૃષ્ણ અર્જુનને એમ જ કહે છે કે સર્વના દેહમાં દેહી આત્મા છે તે અવશ્ય છે, હણાતો નથી, એ વાત નિત્ય છે.

મૃત્યુ પછી પરકાલમાં આત્માનું કલ્યાણ શી રીતે થાય છે એ વિચાર કરવાનો છે. અનંતકાળનો વિચાર કરતાં પચાસ કે સો વર્ષનું આ દુનિયાનું આયુષ્ય કંઈ હિસાબમાં નથી. તે પછી અનંતકાળ જવાનો છે, તો તે કાળમાં આત્માની શી ગતિ થશે એ વધારે અગત્યનો પ્રશ્ન છે. આ જીવન કરતાં વધારે વખતની તે સ્થિતિ છે અને

ઈશ્વરના સામીપ્યમાં તે વખત જવાનો છે. આત્માનું આમુષ્મિક શ્રેય તે મુકિત અથવા મોક્ષ, અને તે ભકિતથી મળે છે એ અનેકવાર બતાવવામાં આવ્યું છે. ઈશ્વરે આ દુનિયામાં આત્માને દુર્વિકાર અને અસત્ ભાવ સાથે વિગ્રહ કરી, તેને જીતી પોતાની યોગ્યતા મેળવવા મોકલ્યો છે, આ જીવનની સ્થિતિ નકામી કરી નથી, તેથી ભકિત વિના, પ્રયત્ન વિના, ઈશ્વરકૃપા સંપાદન કરવા શ્રમ લીધા વિના આત્માને એમને એમ મુકિત મળી જતી નથી. ભકિતથી આત્માને પાપ માટે પશ્ચાતાપ થાય છે, તે પાપ કરતાં અટકે છે, એટલે તેને પાપની ક્ષમા મળે છે, તે પુણ્યાચરણ કરે છે, સદાચરણ પાળે છે, ઈશ્વરના સંદેશ પ્રાપ્ત કરે છે અને ઈશ્વરકૃપાને પાત્ર થઇ મુકિત પામે છે. મુકિત અથવા મોક્ષ એટલે છુટવું. આત્માનું પાપ, દુર્વાસના, અજ્ઞાનમાંથી છુટવું તે મુકિત. આત્માને છુટવાનું છે તે આ પ્રમાણે. આત્મા આમ બંધાયલો છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. એ છુટકારો ઈશ્વર-કૃપા અને ઈશ્વરદત્ત બલ વિના થતો નથી તે આપણે જાણીએ છીએ. તો પછી આત્માને એમને એમ સ્વભાવથી મુકિત મળી જાય એમ કેમ કહી શકાય? પાપી અને પુણ્યશાલીની સરખી ગતિ થશે એમ કેમ મનાય? શ્રમથી સુખ મેળવવાનો ઈશ્વરનો નિયમ વ્યર્થ છે એમ કેમ કહેવાય? ઈશ્વર કૃપાળુ છે, પાપીને આખરે પશ્ચાત્તાપ તો થશે જ, મૃત્યુ પછી પોતાની દુષ્ટતાનું જરૂર ભાન થશે, તે વખતે તે સદાચરણી નહિ હોવાથી તેને વધારે કષ્ટ ભોગવવું પડશે, ઈશ્વરની અકૃપા ઈશ્વરના સંપૂર્ણ જ્ઞાન પછી વધારે દુઃસહ લાગશે, આખા જન્મમાં ઈશ્વરાજ્ઞા ન ગણકાર્યાથી તેને વધારે કલેશ અને દંડ થશે, અને એ રીતે આખરે તેની પાપિતા દૂર થશે; માટે એવા આત્માને પણ અનંતકાળ સુધી નરકયંત્રણા નથી. એવા અર્થમાં મુકિત આત્માની સ્વાભાવિક સ્થિતિ છે, આત્માની સહજ પ્રવૃત્તિ મુકિત મેળવવા તરફ છે, દુષ્ટ થવા તરફ નથી. મુકિત આખરે મળવાની છે, એ અર્થમાં મુકિત આત્માનો સ્વભાવ કહેવાય. પણ ભકિત વિના, પ્રયત્ન વિના,

શ્રમ કરી યોગ્યતા મેળવ્યા વિના, ઈશ્વરનો હેતુ સફળ કર્યા વિના મુક્તિ મળશે એ અર્થમાં તો એ મત ભૂલભરેલો છે.

મુક્તિ એટલે કર્મબંધથી છુટવું, પુનર્જન્મ પામતા અટકવું, એવો પણ અર્થ થાય છે. આત્માને પુનર્જન્મ નથી એ પ્રથમ એક પ્રસંગે વિસ્તારથી બતાવવામાં આવ્યું છે. કર્મબંધથી આત્મા છુટે એ યુક્ત નથી. દુષ્ટકર્મથી આત્મા છુટે એ મુક્તિનું લક્ષણ છે ખરૂં, પણ આ મત પ્રમાણે તો આત્મા સારાં કે નઠારાં સર્વ કર્મના વ્યાપારમાંથી છુટે ત્યારે તે મુક્ત થાય. હવે મૃત્યુ પછી દેહ પડે છે એટલે શારીરિક કર્મ તો આત્માને હોતાં નથી, પણ તેથી કંઈ પાપી આત્મા મુક્ત થતો નથી. તેને દેહે કે વગર દેહે પશ્ચાતાપ કરવો પડે છે. પણ કર્મમાં આત્માના જ્ઞાનના વ્યાપાર, ઇચ્છાના વ્યાપાર, ભાવના વ્યાપાર, ભક્તિના વ્યાપાર, સર્વ આવે છે, તો સારા કર્મ કરતાં અટકવું એ કંઈ ઈષ્ટ સ્થિતિ નથી, એ કંઈ ઉત્તમ સ્થિતિ નથી. આત્માને પોતાની યોગ્યતા જારી રાખવાને સદ્જ્ઞાન, સદ્વર્તન, સદ્ભક્તિ જારી રાખવી પડે છે. જ્યાં લગી કર્મ કરે ત્યાં લગી તો ફળ સંચિત થયાં જાય એટલે મુક્તિ કેમ મળે, એ મુશ્કેલીને લીધે કહેવામાં આવે છે કે આત્મા સારાં કે ખોટાં સર્વ કર્મ કરતો અટકે ત્યારે તે મુક્ત થાય. પણ એ લક્ષમાં રાખવું જોઈએ કે સારાં કર્મનું ફળ લેવા જન્મ ધરવો પડે એ જરૂરનું છે જ નહિ. આત્માની સારી કૃતિનાં ફળ તે તેની સન્મતિ, સદ્વૃત્તિ અને ઈશ્વરકૃપા ને યોગ્યતા છે. વિચાર કરીશું તો જણાશે કે જ્યાં લગી દેહ છે ત્યાં લગી કર્મ કરતાં અટકાવવાનું તો બને તેમ નથી. કર્મ તો થયાં જવાનાં જ. તો પછી મનુષ્ય ફરી ફરી જન્મ ધરીને પણ કેમ મોક્ષ મેળવે ? માટે સારાં કર્મ કરવાં એ જ કર્તવ્ય છે. કર્મ ન કરનારને આપણે ઈશ્વરેચ્છા ઉલ્લંઘનાર જાણીએ છીએ. ઈશ્વરે શરીર, અવયવો, ઈચ્છા, બુદ્ધિ એ વ્યર્થ કરવા, નિરુપયોગી કરવા નથી આપ્યાં. કર્મ ન કરનાર મનુષ્ય દુનિયાને નિરુપયોગી અને ભારરૂપ થઈ કર્તવ્ય મુકે છે. માટે કર્મથી અટકવું એ કંઈ મોક્ષનો ઉપાય નથી. ભગવદ્ગીતામાં અર્જુનને કૃષ્ણ કહે છે કે

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**

યોગમાં રહી આસક્તિ છોડીને તું કર્મ કર. અને **योगः कर्मसु कौशलम् ।** કર્મ કરવામાં કૌશલ, કર્મ સારી રીતે કરવાં એ જ યોગઃ

જીવાત્મા, જગત્, વ્યવહાર સર્વ માયાએ કરેલી ભ્રાન્તિ છે એમ માનનારનો એ મત છે કે મનુષ્ય જાતે બ્રહ્મ છે તેથી તે પોતાનું બ્રહ્મત્વ જાણે એટલે તેને મુક્તિ મળે. તે માટે તેને પ્રયત્ન કરવાનો નથી. પ્રયત્ન, કર્મ, એ સર્વ માયાના વ્યવહાર છે. માટે કર્મ અટકે એટલે મનુષ્ય બ્રહ્મત્વ પામે. આ મતની ભ્રાન્તિ અનેકવાર બતાવવામાં આવી છે. જીવાત્મા જાતે બ્રહ્મ હોય, અવિભક્ત સર્વશક્તિમાન પરબ્રહ્મ હોય તો તે કદિ માયા જેવી શક્તિથી હારી જઈ અજ્ઞાનમાં આવે એમ બનેજ નહિ. તે જાતે માયાને ઉત્પન્ન કરે નહિં અને માયા તેનાથી સ્વતંત્ર થયેલી હોય નહિં, કેમકે તે મત પ્રમાણે વિશ્વમાં બ્રહ્મ સિવાય બીજું કંઈ છેજ નહિં, બ્રહ્મ જ સર્વશક્તિમાન હોઇ સ્વયંભૂ છે. જેનાપર સત્તા ચલાવનાર અને જેનાથી સ્વતંત્ર ઉત્પન્ન થનાર કોઈ બીજું હોય તે સચ્ચિદાનંદ અને સર્વશક્તિમાન હોઈ શકે નહિં. વળી, બ્રહ્મમાત્રથી પૂર્ણ વિશ્વમાં માયા માટે અવકાશજ ન હોય, ઇત્યાદિ અનેક કારણોથી એ મત તજી દેતાં માલમ પડે છે કે નઠારા કર્મ કરતા બંધ થવું એજ જરૂરનું છે. સારાં કર્મ કરતા બંધ થઇ શૂન્યાચરણ થવાથી યોગ્યતા પમાતી નથી, કર્તવ્યકૃતિ થતી નથી. મનુષ્યની અલ્પશક્તિ, અપૂર્ણજ્ઞાન, વિકાર સામે અપર્યાપ્ત બલ, વગેરે સર્વ જીવાત્માની ક્ષુલ્લકતા અને પરમાત્માથી ભિન્નતા બતાવે છે. સર્વ પરબ્રહ્મ હોય તો એક બ્રહ્મ કર્મમુક્ત થાય અને બીજો કર્મબદ્ધ રહે એમ બની શકે નહિં. બધા આત્મા સાથેજ મુક્તિ પામી શકે. એક પણ મનુષ્ય કર્મબદ્ધ હોય ત્યાં લગી બીજા સર્વનો છુટકો થાય નહિં. અખંડમાં એક, બે એમ વિભાગ થઇ શકે નહિં. આવી વિષમતા અને વિરોધથી અભેદવાદ નિર્મૂલ જણાય છે.

ત્યારે પરબ્રહ્મે સૃજેલા, પરમાત્માથી ઘણા ઉતરતા, પરમાત્માના સેવક, એવા જીવાત્માની મુકિત તે કઇ દશા તે વિચારવાનું રહ્યું. મતભેદથી મુકિતના કેટલાક પ્રકાર માનવામાં આવે છેઃ—સાલોકય મુકિત, સારૂપ્ય મુકિત, સાયુજ્ય મુકિત, સાનુજ્ય મુકિત, નિર્વાણ, અને સામીપ્ય (અથવા સાન્નિધ્ય) મુકિત. ભિન્ન ભિન્ન માર્ગવાળા ભિન્ન ભિન્ન પ્રકારની મુકિત માને છે. સાલોકય મુકિત એટલે ઇશ્વર સાથે વૈકુંઠ જેવા એકજ લોકમાં રહેવું તે. સારૂપ્ય એટલે ઇશ્વર જેવું રૂપ પામવું તે. સાયુજ્ય એટલે ઇશ્વરમાં જોડાઈ જવું તે. સાનુજ્ય એટલે ઇશ્વરથી કંઇક અલ્પ રહેવું તે. નિર્વાણ એટલે સમુળગા નષ્ટ થવું તે અને સામીપ્ય મુકિત એટલે ઇશ્વર સમીપ જીવાત્મા રૂપે સત્ય જ્ઞાન મેળવી ઇશ્વરના સેવક અને ભકત થઇ રહેવું તે. આ સામીપ્ય મુકિતજ જીવાત્માની વાસ્તવિક રીતે થવાની તે દશા છે અને તેજ આપણને માન્ય છે. પહેલી સાલોકય મુકિત તે છેક બાલોચિત અને ગૌણમત છે. ઇશ્વરને કંઇ આકાર નથી, તેમજ આત્માને કંઈ આકાર નથી. તેથી, મૃત્યુ પછીની દશામાં કંઈ અમુક દેશમાં, દિશામાં કે લોકમાં રહેવાનું નથી. ઇશ્વર સમીપ આત્મા જાય છે તે દિશાનું અંતર ઓળંગીને નહિં, પણ જ્ઞાનનું. આ દેહમાં આત્મા છે ત્યાં સુધી ઇશ્વરનું સંપૂર્ણ જ્ઞાન હોતું નથી. દેહ પડયે અજ્ઞાનનું આવરણ દૂર થાય છે. મુકિતઓનાં ભિન્ન ભિન્ન સમયે કલ્પાયલાં ભિન્ન ભિન્ન સ્વરૂપના વિમર્શનમાં લક્ષમાં રાખવું જોઇએ કે વિચાર કાલે કરીને પ્રવૃદ્ધ થાય છે. સર્વ વિચાર એક દિવસમાં કે એક જમાનામાં પ્રર્યાપ્ત રીતે થઈ જતા નથી. હાલ જે વિચાર સત્ય જણાય છે તે સર્વ તેવા જ પૂર્ણરૂપમાં આપણા પૂર્વજોએ કરી મુકયા હતા એમ કહેનારા ભુલી જાય છે કે વિચાર મનુષ્યજાતિમાં કાલે કરી બંધાય છે, સુધરે છે, વધે છે અને બદલાય છે. સર્વ સંપૂર્ણ વિચાર એક સમયમાં થઈ જતા નથી. સાલોકય મુકિતનો વિચાર એ પ્રમાણે વિચારની બાલ્યાવસ્થાનો

છે. જે સમયે આ દુનિયાનું સુખ તેજ સંપૂર્ણ સુખ એટલે સુધીજ વિચાર થયો હતો, તે સમયમાં આવીજ જાતનાં વૈષયિક સુખો જ્યાં કંઇ પણ વિઘ્ન વિના સંપૂર્ણ મળે તે સ્થાન સ્વર્ગલોક એવો વિચાર થયો. તે સમયે આવા દેહ સાથે સ્વર્ગમાં સુખ ભોગવવું એજ પરકાલની ઉત્તમ અવસ્થા મનાઇ હતી. ઋગ્વેદના દશમા મંડલમાં ૧૪ મું સૂક્ત યમ વિશે છે. તે કોઇના મૃત્યુ વખતે રચેલું છે અને હજી પણ અગ્નિદાહ વખતે બોલાય છે. એ સૂક્તનો ૯ મો મંત્ર એવો છે કેઃ—

अपेत वीत वि च सर्पतातो

ऽस्मा एतं पितरो लोकमक्रन् ।

अहोभिरद्भिरक्तुभिर्व्यक्तं

यमो ददात्यवसानमस्मै ॥

"હે પિશાચાદિ ભૂતો! અહીંથી જાઓ, જતા રહો, ખસી જાઓ. કેમકે પ્રેતને સારૂ તો પિતૃઓએ સ્થાન તૈયાર કરેલું છે. તે સ્થાન દિવસોથી અને ચળકતાં પાણીથી પ્રકાશિત છે. યમ પ્રેતને આ જગા આપે છે."

સ્વર્ગમાં અહીં જેવાં તડકાવાળાં અને સુંદર પાણીવાળાં સ્થાન હશે એવી આ કલ્પના તે સમયના તર્કને અનુસરતી છે. એ સમય પછી આત્માના નિરાકારત્વ વિશે અને તે દશામાં મુક્તિ વિશે ઉપનિષદોમાં વિચાર ઉત્પન્ન થયા. એ પ્રમાણે જ્ઞાન વધ્યા પછી પુરાણોએ પાછા અધમ વિચાર ફેલાવ્યા. તેમણે પરકાલમાં વૈકુંઠનાં સ્વરૂપ કલ્પ્યાં. ઇન્દ્રાદિ દેવોની કલ્પના છોડી અદ્વિતીય બ્રહ્મ વિશે જે તર્ક થયા હતા તે પુરાણકર્તાઓએ મુકી દીધા, અને પાછા દેવો, સ્વર્ગલોક, સ્વર્ગગંગા, ઇત્યાદિ કલ્પ્યાં. ઇશ્વરનું ખરેખરૂં નિરંજન, નિરાકાર,

નિર્લેપ, ચિન્મય સ્વરુપ ભૂલી જઈ જાણે કે ઈશ્વર મનુષ્ય જેવા ભોગલિપ્ત હોય અને આ દેહનો ત્યાગ થયા પછી સ્વર્ગમાં પણ મનુષ્યને ભોગલિપ્તજ રાખતા હોય તેમ સ્વર્ગના બાગ, સ્વર્ગની અપ્સરાઓ, સર્વ ઇચ્છા પુરી પાડનારાં વૃક્ષ, કામધેનુ, ગન્ધર્વાદિ ગાયક ઇત્યાદિ મનુષ્યનાં રાજદરબારની કલ્પના કરી મનુષ્યનાં મન અધમ કર્યા. એ સર્વ કલ્પના કેવી અયોગ્ય છે તે ગંભીરતાથી ધર્મચિંતન કરનારને જણાયા વિના નહિં રહે. એવી બાલોચિત કલ્પના વિચારવંત પુરુષો હાલ કબુલ રાખી શકે છે તે વાત ધર્મ વિષયમાં પરંપરાથી ચાલી આવેલી અભિમાનવૃત્તિનું દર્શન કરાવે છે. આ દેશના લોક માફક બીજા દેશના લોકોએ પણ એવી કલ્પના કરી છે. મુસલમાન ધર્મમાં સ્વર્ગ કે ફિરદૌસમાં મોજમઝા ને ખાનપાનજ છે. જે વધારે પરાક્રમ કરે તેને ત્યાં વધારે હુરીઓ મળશે એવા વિષયાસકિતના બોધથી ધર્મ વિપરીત થઇ જાય છે. ક્રિશ્ચનલોકનું 'પેરેડાઇસ' જે એડમ અને ઈવિના અપરાધથી ગયું અને ઈસુખ્રિસ્તના આત્મબલિદાનથી પાછું મળ્યું કહ્યું છે તેનું વર્ણન પણ આ સુખ કલ્પનાને અનુસારીજ છે. 'પેરેડાઇસ' તે 'ઇડન'નો બાગ છે. મિલ્ટન તેનું આવું વર્ણન કલ્પે છેઃ

"આ રમ્ય ભૂમિમાં ઈશ્વરે પોતાનો ઘણો વધારે રમ્ય બાગ રચ્યો છે. ફલદ્રુપ જમીનમાંથી તેણે દષ્ટિ, ઘ્રાણ, અને સ્વાદ માટે ઉચ્ચતમ જાતિનાં સર્વ વૃક્ષો ઉગાડયાં છે. અને તે સર્વની મધ્યમાં ઉંચું, ભવ્ય, વનસ્પતિરૂપ સુવર્ણના પૂર્ણ વિકસિત અમૃતમય ફલવાળું જીવનવૃક્ષ ઉભું છે. × × × × તે નીલવર્ણ પ્રસ્રવણમાંથી લહરીભંગવાળા ઝરા ચળકતાં મોતી અને સોનાની રેતીપર થઇ ઝુકેલી ઘટા નીચે વાંકાચુંકા ફંટાઇ અમૃતનો પ્રવાહ ચલાવતા હતા; તે ઝરા દરેક છોડને પ્હોંચતા હતા અને ફિરદૌસને યોગ્ય કુસુમોને વર્ધિત કરતા હતા. × × × × આ રીતે આ જગા જાતજાતના દેખાવનું સુખદ વન્યસ્થાન હતું. ત્યાંની ઘટામાંનાં સમૃદ્ધ વૃક્ષોમાંથી સુગંધિ

રસ અને શાંતિકર નિર્યાસ નિકળતા હતા; બીજાંપર સોનેરી છાલથી ચળકતાં ફળ રમણીયતાથી ઝુકી રહ્યાં હતાં, × × તે ફળનો સ્વાદ મિષ્ટ અને મધુર હતો." સ્વર્ગમાં ઇન્દ્રિયભોગની આવી કામના કાલિદાસે પણ કરી છે. દુષ્યન્તને ઇન્દ્રને ત્યાં મળેલા સત્કારમાં મ્હોટી વાત આ ગણે છે કે, "સમીપ ઉભેલ જયન્તની મન્દારમાળા પ્હેરવાની અન્તર્ગત પ્રાર્થના જોઇ સ્મિત કરી ઇન્દ્રે છાતીપર ચોળેલા હરિચન્દનના અંકવાળી તે મન્દારમાળા મને પ્હેરાવી." તેમજ મારીચના આશ્રમનું વર્ણન કરતાં એ કવિ કહે છે, કલ્પવૃક્ષવાળા વનમાં આ મુનિઓ પ્રાણની વૃત્તિ પવનથી ચલાવે છે, સુવર્ણમય પદ્મની રેણુથી પીળા થયેલા પાણીમાં ધર્મના અભિષેકની ક્રિયા કરે છે, રત્નશિલાના તલ પર ધ્યાન કરે છે, અને દેવાંગનાની સંનિધ ઇન્દ્રિયોનો સંયમ કરે છે, તપ કરી જે પદાર્થોની બીજા મુનિઓ કાંક્ષા કરે છે તેમાં આ મુનિઓ તપ કરે છે." તપથી મેળવવાના આ ઇન્દ્રિયસુખની કલ્પનાપરથી સ્વર્ગસુખ કેવું કલ્પાયું હતું તે સમજાય છે. વિચાર કરીશું તો સહજ જણાશે કે એ કલ્પના પરકાલની ઉચ્ચસ્થિતિના પૂર્ણ ચિંતન વિનાજ થયેલી છે. દેહનો નાશ થયા પછી દેહના સુખોનો અવકાશજ નથી. આત્માનું પરમ સુખ ઇન્દ્રિયભોગમાં નથી, પણ સત્યજ્ઞાન અને પૂર્ણશુદ્ધિની ભાવના સફલ કરી સર્વજ્ઞ પરમપવિત્ર ઇશ્વરની કૃપા અનુભવતાં થતા સંતોષમાં છે. એ સંતોષ ચૈતન્યનો અનુભવ છે. જડ પદાર્થોનો તેમાં કંઇ સંબંધ નથી. વિદેહ આત્માને દેહના ભોગ થતાજ નથી. આ પરથી જણાશે કે ઉપરની કલ્પનામાં કહેલાં સુખ આત્માની પરમ કલ્યાણમયી દશાનાં ઇશ્વર સંનિધિનાં સુખ નથી. તે માત્ર ગૌણ વિચારનું પરિણામ છે. ઉપર જે કર્મનો મત કહ્યો તેની જોડે આ સાલોક્ય મુક્તિના મતને સંબંધ નથી, કેમકે કર્મનાશના મતમાં ઇન્દ્રિયનાં સુખને અનિષ્ટ અને બન્ધનકારક ગણ્યાં છે. પૂર્વે થઇ ગયેલા વિરોધી કે અવિરોધી સર્વ મત ન સ્વીકારતાં ધર્માભિમાન ખંડિત થાય છે. એ

બુદ્ધિથી આ બન્ને મતનો સ્વીકાર કરવાનો પ્રયત્ન થયો છે. સાલોકય મુકિતનો ખુલાસો આવી બુદ્ધિવાળા જનો એમ આપે છે કે કર્મથી મુક્ત થતાં પ્હેલાં, દરેક જન્મનો અંત થયા પછી કર્માનુસાર સ્વર્ગ કે નરક મળે છે, અને ત્યાંના ભોગ પુરા થયા પછી આત્મા ફરી જન્મ પામે છે. માટે જન્મ પરંપરા ચાલે ત્યાં સુધી આવાં સુખ દુઃખ મળે અને તે પછી કર્મથી મુકિત થઇ બ્રહ્મત્વ પ્રાપ્ત થાય. આ વિરોધ શમનની નિષ્ફળતા બીજે પ્રસંગે દર્શાવવામાં આવી છે. અહીં એટલુંજ કહીશું કે 'સાલોકય મુકિત' પદમાંનો 'મુકિત' શબ્દ જ દર્શાવે છે કે કર્મ અને ઇચ્છાના નાશથી થતી મુકિતનો તર્ક તેમાં નથી, અને સ્વર્ગમાંના ઇન્દ્રિય સુખને જ છેવટનું પરમ સુખ, મુકિત માનેલી છે. તેથી એ બે મતનો સાથે સ્વીકાર થઇ શકે તેમ નથી.

સાલોકય મુકિતના મતમાં સ્વર્ગમાં દેહ સાથે જઇ સુખ ભોગવવાની કલ્પના છે. તે કલ્પનાની ઉત્પત્તિને વખતે આ લોકનાં શરીર-સુખની કિંમત હલકી ગણાતી નહિં હોય એ સ્પષ્ટ છે. આ તર્કમાં શરીરસુખ એ આત્માનું પરમસુખ નથી એટલા જ સુધારાની જરૂર છે. પણ બુદ્ધદેવે તો એથી અગાડી વધી સુખમાત્રનો તિરસ્કાર કર્યો, સુખની ઇચ્છાને ત્યાજ્ય ગણી, નિરિચ્છામાં પરમ દશા માની, અને અસ્તિત્વના સર્વશઃ નાશમાં પરમ કલ્યાણ છે એમ બોધ કર્યો. આ નિર્વાણનો મત છે. સર્વના નાશમાં કલ્યાણ શું, કલ્યાણ હોય તો તે ભોગવનાર કોણ એ ચિંતન કરતાં જણાશે કે શૂન્યકારમાં પણ શૂન્ય જાણનાર કે અનુભવનાર વિનાની અને તે જાણવાની કે અનુભવવાની શક્તિ વિનાની દશા હોઈ શકતીજ નથી; અસ્તિત્વના નિયમોથી એ કલ્પના વિરુદ્ધ છે અને હોયજ નહિં તેનીજ વાત કરે છે. જીંદગાની અપ્રિય કરી નાખી ઉદાસીનતા પ્રાપ્ત કર્યાથી આલોકનાં કે હવે પછીનાં કર્તવ્યનો વિચાર તર્તજ થાય છે. એવી સ્થિતિ અનિષ્ટ છે. આત્માનો પ્રયત્ન સ્વનાશ માટે હોવો ન જોઈએ. જારી રહી કર્તવ્ય, જ્ઞાન અને શુદ્ધિ પર્યાપ્ત કરવામાં જ તેના અસ્તિત્વની સફળતા છે.

અસ્તિત્વને નષ્ટ કરવામાં અસ્તિત્વની સફળતા હોઈ શકે નહિં.

ઈશ્વર સૃષ્ટિનો કર્તા છે, તેથી સૃષ્ટ માત્રથી તે ઘણો ચઢિયાતો છે. માટે સારૂપ્ય મુક્તિનો વિચાર કેવળ અયોગ્ય છે. ઈશ્વર સમાન રૂપ ધરવાની ઇચ્છા એ જ જીવાત્માની ધૃષ્ટતા છે, અને પોતાના અલ્પ જ્ઞાન, અલ્પ શક્તિ અને સૃષ્ટત્વના અજ્ઞાનથી જ તે થાય છે. જીવાત્મા ઈશ્વરથી ઉતરતો છે અને ઉતરતો રહેશે. ઈશ્વરની રચના અને ઇચ્છા જ એવી જણાય છે. શા માટે ઈશ્વરે સર્વ સૃષ્ટ તત્ત્વોને પોતાના સમાન કરવાની ઇચ્છા ન કરી એ પ્રશ્ન નિરર્થક છે; બુદ્ધિવ્યાપારને કુંઠિત કરી નિષ્ફળ થતો જોવાના ખેલ જ એવા પ્રશ્ન ઊભા કરે છે. એ અજ્ઞાત વિષય છે. આપણે તે જાણી શકતા નથી. પરંતુ ઈશ્વરે આપણને જેવા બનાવ્યા છે તેવી અવસ્થામાં આપણને અસંતોષ નથી એ તો મનુષ્ય માત્રનો અનુભવ છે. ઈશ્વરનું સ્વામીપણું સ્વીકારી ઈશ્વરના સેવક થઇ રહેવું એ જ ભાવના મનુષ્યના હૃદયમાં છે, એ જ સર્વની ઇચ્છા છે, એટલી જ સર્વની શક્તિ છે.

સાયુજ્ય મુક્તિના વિચારના મૂલભૂત અભેદવાદની ભ્રાન્તિ ઉપર દર્શાવી છે. મનુષ્ય બ્રહ્મ નથી, બ્રહ્મ થઇ શકતો નથી, બ્રહ્મ થવાની તેનામાં શક્તિ નથી; મનુષ્ય વિકારલિપ્ત છે, બ્રહ્મ નિર્વિકાર નિર્લેપ છે; એ ઈશ્વર એ મનુષ્યથી ભિન્ન હોયા વિના તેનું અસ્તિત્વ હોઇ શકે નહિં, તેનો મહિમા હોઈ શકે નહિં; એ લક્ષમાં લેતાં જણાશે કે અભેદવાદી વેદાન્તી નાસ્તિક જ છે. હું બ્રહ્મ છું એમ કહી તે પોતાના અને બ્રહ્મના બન્નેના અસ્તિત્વની વાતને અર્થશૂન્ય કરે છે. આખા વિશ્વમાં અભિન્ન એક અસ્તિત્વની કલ્પના અસ્તિત્વભાવને અને અભાવને સરખા કરી નાખે છે. એવી કલ્પના આત્માની અને વિશ્વની ઘાતક છે. એવી દશામાં એવી દશા જાણવાનાં સાધન જ ન હોય, જાણનાર કે જણાવનાર કોઇ હોય જ નહિં. એવી અજ્ઞાનની, અભાવની અવસ્થાને ઉચ્ચાવસ્થા કે મોક્ષાવસ્થા કહેવાથી

જ્ઞાનના, સત્, ચિત્ અને આનંદના, મોક્ષના પરમ સ્વરૂપનો તિરસ્કાર જ થાય છે. એને મુક્તિ કહેવી એ મુક્તિ શબ્દનું હાસ્ય કરવા સરખું છે. મુક્ત થનાર જ કોઈ રહ્યું નહિ ત્યાં મુક્તિ શાની અને અનુભવનાર કોણ? માટે સાયુજ્ય મુક્તિનો મત કેવળ ભ્રાન્તિપૂર્ણ છે. મનુષ્ય મનુષ્ય હોય તો તે કદિ બ્રહ્મ થઇ શકે નહિં, અને મનુષ્ય બ્રહ્મ હોય તો તે કદિ મનુષ્ય થઇ શકે નહિં.

સાયુજ્યમુક્તિ વિશે કંઈ વિશેષ કહેવાની જરૂર નથી. સામીપ્ય મુક્તિમાં અન્તર્ભૂત છે તેટલે અંશે તે વિચાર સત્ય છે.

સામીપ્ય મુક્તિ એ જ ખરી મુક્તિ છે. જે ઈશ્વરે આત્માને સૃજાવ્યો, તેનામાં ધર્મની અને ભક્તિની વાસનાઓ મુકી, અને તે વાસનાઓ સફળ કરવાની યોગ્યતા સંપાદન કરવા કર્તવ્ય આપી આત્માને અહીં મોકલ્યો, તે ઈશ્વરે હૃદયમાં પ્રગટાવેલા અન્તર્દીપના પ્રકાશને અનુસરી કર્તવ્ય કર્મ કરી, ઈશ્વરની સંનિધિમાં જઇ તેને પ્રિય એવી શુદ્ધિ સાથે ત્યાં વસી રહેવું, એ જ આત્માની પરમાવસ્થા છે, એ જ તેનું પરમ કલ્યાણ છે, એ જ તેની મુક્તિ છે. તે અવસ્થામાં દુઃખ કે પાપ તેને કદિ બાધા કરતું નથી. આ દેહમાં છતાં મનુષ્યને અજ્ઞાનનું આવરણ છે, તેનો નાશ થયા પછી ઈશ્વરસ્વરૂપ પૂર્ણતાથી પ્રકટ થતાં ઈશ્વરની કૃપાછાયામાં રહેવાની યોગ્યતા ન હોય એ આત્માને પરમ કલેશનું, નરકયંત્રણાનું કારણ થાય. તેથી ઈશ્વર સમીપ જતાં તરત તેના પ્રસાદને યોગ્ય હોવા સારૂ આત્માને આ જીવનમાં શુદ્ધ થવું આવશ્યક છે. પશ્ચાત્તાપનો દંડ ભોગવી, પાપિતા દૂર કરી, કર્તવ્યકૃતિથી જીવનહેતુ સફળ કરીને આત્મા એ દશા પ્રાપ્ત કરી શકે છે. ઈશ્વરે આત્મામાં મુકેલી ભાવના મનુષ્ય માત્રને એવા પ્રયત્નમાં જ પ્રવૃત્ત કરે છે, ઈશ્વરના સેવકને ઈશ્વરપ્રસાદ એ જ પરમસુખ છે, અને તે પરમ સુખ ઈશ્વરની સામીપ્યમાં તેની આજ્ઞાને અનુકૂલ થયેલા હોવામાં છે. એ સામીપ્યમાં આત્મા સજ્જ્ઞાન, સદિચ્છા, સદ્વૃત્તિ અને સદ્ગુણથી યુક્ત થઈ સેવકભાવ કૃતાર્થ કરે છે. ઈશ્વર

તરફનો એ સેવકભાવ મનુષ્યજાતિમાં સ્વભાવથી સ્થપાયેલો છે એજ તેનું અસ્તિત્વ દર્શાવે છે; પોતાથી મોટો પ્રભુ સર્વ પ્રજાઓએ સર્વ કાલમાં માન્યો છે. તેથી, અજ્ઞાનનું આવરણ દૂર કરી સેવ્ય પ્રભુની સંનિધ થઇ તેની કૃપાનું સુખ નિરંતરનું અનુભવવું એ જ અજ્ઞાનથી, દુઃખથી, પાપથી મુક્તિ છે. એ અવસ્થામાંથી કદિ ભ્રંશ કે પાત થતો જ નથી. વિકારજાલમાં ફસાયલા અને વિકારોથી છુટવાના પ્રયત્ન કરતા આત્માને સત્ અસત્‌માં ક્રમણ કરવું પડે છે, પણ મુક્ત અવસ્થામાં એ વિગ્રહથી છુટાય છે, એ અવસ્થા એવી છે કે:—

"જ્યહાં પ્હોંચી પાછા વળવું નહિં કોને કદિ ફરી."

એ મોક્ષાવસ્થા કંઈ ગૂઢ અવસ્થા નથી. ત્યાં પણ જ્ઞાનધારણનો, સદ્‌ગુણધારણનો, સદ્‌વૃત્તિધારણનો પ્રયત્ન છે, ત્યાં પણ સુખ અનુભવવાનો પ્રયત્ન છે, ત્યાં પણ ઉત્કર્ષનો પ્રયત્ન છે.

જેઓ શરીરના અંત સુધી પાપિતા દૂર કરી શક્યા નથી તેમને અનંતકાલ સુધી ક્લેશની યંત્રણા છે એમ નથી, તેમને પણ પશ્ચાત્તાપ કરી, પાપિતા દૂર કરી, વિશુદ્ધિ મેળવી, ઈશ્વરકૃપા સંપાદન કરવાનો અવકાશ છે. એ અવકાશ માટે દેહધારણની જરૂર નથી. કેમ કે, વિશુદ્ધિની ક્રિયા ચૈતન્યમય આત્માની છે અને આત્મા તે ચૈતન્ય વ્યાપારથી કરી શકે છે. પણ જેઓએ શરીરના અંત સુધી પણ, ઈશ્વરકૃપા સંપાદન કરેલી નથી હોતી તેમને દેહથી થયેલા અજ્ઞાનનું આવરણ દૂર થતાં ઈશ્વરની દૃષ્ટિમાં પોતાને અપરાધી, ઈશ્વરકૃપાને અપાત્ર જાણી અસહ્ય કષ્ટ વેઠવાનું છે. એ કષ્ટથી બચવા, અને દેહાન્તે ઈશ્વરની પવિત્રતાને અનુકૂલ હોઈ ઈશ્વર પાસે જવું એ જે ઈશ્વરાજ્ઞા હૃદયમાં સ્થપાયેલી છે તેને અનુસરવા મનુષ્યમાત્ર ઈશ્વરકૃપા સંપાદન કરવાનો પ્રયત્ન કરે છે અને મુક્તિ માટે પાસે પ્રયાસ કરે છે. તે પ્રયાસ સફલ થાઓ.

---

# અમૃતત્વનો લાભ.*

## ( પ્રાર્થના સમાજમાં અપાયલો ઉપદેશ. )

**ॐ सत्यं ज्ञानमनंतं ब्रह्म आनंदरूपममृतं यद्विभाति शांतं शिवमद्वितीयं शुद्धमपापविद्धम्।**

પરમાત્મન્! તું સત્ય સ્વરૂપ છે, જ્ઞાન સ્વરૂપ છે, અનંતરૂપ છે, આનંદરૂપ છે, અમૃતરૂપ છે, તું પ્રકાશી રહ્યો છે, તું શાંત, મંગલમય, અદ્વિતીય છે, શુદ્ધ, અપાપવિદ્ધ છે. તારા સ્વરૂપનોજ આ સર્વ મહિમા વિસ્તરી રહ્યો છે. તારા સામર્થ્યથી બ્રહ્માંડ ફેલાઇ રહ્યું છે. તારી શક્તિથી સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારા પ્રકાશી રહ્યા છે. તારી અનંતામાં દિક્કાલ વ્યાપ્ત થઈ રહ્યાં છે. તારી કૃપાછાયામાં અમે જીવાત્મા વસી રહ્યા છીએ. આદિ મધ્યાન્તશાનમાં તુંજ છે. તારી પાસેથી આવ્યા છીએ, તારી પાસે આવવાના છીએ. **एषास्य परमागतेरेषास्य परमा संपत् एषोऽस्य परमोलोक एषोऽस्य परमानंदः।** જગત્ પિતા! તુંજ અમારૂં સર્વસ્વ છે, સંપત્તિ તું છે, આનંદ તું છે. તો એ પ્રભો! કેટલી બધી વાર અમે આ પરમ સંપત્તિ મૂલ, આ પરમાનંદ સ્થાન તજી ગયા છીએ! કેટલી બધી વાર ભ્રમંત થઈ આડે માર્ગે ચઢી ગયા છીએ! કેટલી બધી વાર જગજ્જનનીને જગત્ પિતાને ભૂલી ગયા છીએ? પણ કૃપાનિધાન તું તારી સમીપ અમને પાછા લાવવાને સમર્થ છે. તું ભક્તવત્સલ છે, તું પતિત પાવન છે. પ્રભો! અમે આ મૃત્યલોકમાં છીએ. તારા તેજોમય સાંનિધ્યમાં નિરંતર વાસ કરવાનો અહીં અમારો અધિકાર નથી. તોપણ હે દયામય પિતા! એક ક્ષણભર તારૂં દર્શન કરાવ, એક પળવાર તારા સાંનિધ્યમાં ખેંચી લે, એક ક્ષણવાર તારા સ્મિતનું પાન કરાવ કે ચિરપરિતાપિત તૃષિત અમારા આત્માને શાંતિ થાય. **शांतिः शांतिः शांतिः।**

---

* 'જ્ઞાનસુધા' માસિકના ૧૮૯૫ ના માર્ચ–એપ્રિલના અંકમાં પ્રકટ થયેલ.

બ્રહ્મપરાયણ યાજ્ઞવલ્કય ઋષિ સંસારાશ્રમ છોડવાને સમયે જ્યારે પોતાની બ્રહ્મવાદિની પત્ની મૈત્રેયીએ પોતાના ધન અને પોતાની સંપત્તિનો વિભાગ કરવાના હતા, ત્યારે મૈત્રેયીએ તેમને પૂછ્યું કે હે સ્વામિન્ જો આખી પૃથિવી વિત્તથી પૂર્ણ હોય તો તેથી મને અમૃત લાભ થશે કે નહિ? **नेति होवाच याज्ञवल्क्यः यथैव उपकरणवताम् जीवितं तथैव ते जीवितं स्यात् ॥** યાજ્ઞવલ્કય બોલ્યા, નહિ થાય, માલમતા લઇને જેવું સંસારી માણસનું જીવિત વ્યતીત થાય છે, તેવું તારૂં થશે. **अमृतस्य तु नाशास्ति वित्तेन । ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।** વિત્ત વડે અમૃતની આશા તો છેજ નહિં, તે ધ્રુવ છે અને અધ્રુવ વસ્તુઓથી મળતું નથી. આ સાંભળી મૈત્રેયીએ કહ્યું કે **येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम् ।** જે દ્વારા હું અમૃત ન થાઉં, મુક્ત ન થાઉં, ઇશ્વરને ન મેળવું, તેને લઇને શું કરૂં?

આ કથાનું તાત્પર્ય એ છે કે સંસારના સુખોપભોગનાં સાધન અમૃતત્વના લાભ માટે કામનાં નથી. વિત્ત, ઉપકરણ, સંપત્તિ, એ સંસારમાં અનેક પ્રકારે ઉપયોગી છે, અનેક પ્રકારનાં સુખ એ વડે મેળવી શકાય છે, અનેક પ્રકારના વૈભવની પ્રાપ્તિનાં એ સાધન છે, પણ, અમૃતત્વની પ્રાપ્તિ એ વડે થઇ શકતી નથી. અમૃતત્વનો લાભ સંપાદન કરવા, મુક્તિ પ્રાપ્ત કરવી, ઈશ્વર સાંનિધ્ય મેળવવું, એ તો જરૂરનું છે; એ તો મેળવવુંજ જોઈએ, એ મેળવવું એ આત્માનો ધર્મ છે, કર્તવ્ય છે. એ સિદ્ધિ આ જીવિતમાં કરવાની છે, અને જીવિત થોડા વખતનું છે, ક્ષણિક છે. માટે આ જીવિત ચાલે ત્યાંસુધી અમૃતત્વ એજ પ્રધાન ઉદ્દેશ કરવાનો છે. અમૃતત્વના લાભની અવગણના કરી તેના ઉપાય ન યોજવા, તેનાં સાધન ન મેળવવાં એ મૂર્ખાઇ છે, આત્મઘાતકતા છે. અમૃતત્વનો લાભ મેળવવા સર્વ રીતે યોગ્યતા સંપાદન કરવી એજ આત્માનું કર્તવ્ય છે. આ જીવિતનો અંત આવ્યા પછી એ અમૃતત્વજ નિરંતર

સુખનું સાધન થવાનું છે, એ સુખનો અંત નથી. એવા અનંતસુખને ભૂલી જઇ તેના માર્ગમાં પ્રવૃત્ત ન થતાં અહીંનું જીવિત જે થોડા સમયનું છે તેનાજ સુખમાં લુબ્ધ થઇ જવું, તે માટેજ સર્વ પ્રયત્ન કરવા, ચિરકાળની અવસ્થાની વિસ્મૃતિ કરવી અને ક્ષણિક અવસ્થામાંજ સર્વસ્વ ગણવું એના જેવી મૂર્ખતા બીજી શી હોય ? સંસારના સુખનો ત્યાગ કરવો એ આ વચનોનું તાત્પર્ય નથી. ઈશ્વરે મનુષ્યને સંસારમાં કર્તવ્ય કરવા સારૂ મોકલ્યો છે. તે કર્તવ્ય જોડે સુખ છે અને દુઃખ પણ છે. અને તે બન્નેના ભોગ સાથેજ કર્તવ્ય કરવાનાં છે, સુખને અભોગ્ય ગણી અથવા દુઃખને અસહ્ય ગણી કર્તવ્ય મૂકી દેવાનાં નથી. સંસારનો ત્યાગ કરતાં કર્તવ્યનો ત્યાગ થાય છે અને જન્મ આપવાનું ઈશ્વરનું પ્રયોજન વિફળ જાય છે, કર્તવ્યકરણની ઈશ્વરાજ્ઞાનું ઉલ્લંઘન થાય છે. સંસારનું સુખ જાતેજ કર્તવ્યનું વિરોધી નથી. ધર્મને અનુકૂલ હોય તેવા સુખમાં રહી કર્તવ્ય કરી આત્માનું શ્રેય કરવું એ ઈશ્વરાજ્ઞા જણાય છે. સંસારનાં કર્મ તો કરવાં જ જોઇએ. કર્મ કરવામાં આત્મહિતને હાનિ નથી પણ લાભજ છે. માત્ર તે સત્કર્મ હોવાં જોઇએ, અને અન્ત્ય ઉદ્દેશ ચિત્ત આગળથી ખસી જવો ન જોઇએ. ભગવદ્‌ગીતામાં કૃષ્ણ કહે છે:

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्धय सिद्धयोः समो भूत्वा समत्वं योग उच्यते ॥**

અર્જુન! તું યોગમાં રહીને કર્મ કર; કર્મમાં આસકત ન થઈ જઇશ. અને કર્મથી ફલની સિદ્ધિ થાય કે અસિદ્ધિ થાય તેમાં સમભાવ રાખજે; એ સમત્વ તે જ યોગ છે.

ધારેલું ફલ થાય કે ન થાય પણ મનુષ્યે કર્તવ્ય તો કરવાંજ જોઈએ. કર્તવ્ય કર્મ કરતાં બંધ પડવાથી કદિ પણ લાભ નથી. કર્તવ્ય–કર્મ કર્યા જવું એજ યોગ છે. કર્તવ્ય ત્યાગ એ યોગ નથી, કર્મ બંધ થાય એ મોક્ષનું સાધન નથી, **योगः कर्मसु कौशलम् ।** કર્મ કરવામાં કૌશલ, સત્કર્મ કરવાની શક્તિ એજ યોગ છે. આ

કર્તવ્ય કૃતિ મનુષ્યના શ્રેય માટે એટલી બધી આવશ્યક છે કે ભગવદ્દગીતામાં કૃષ્ણ કહે છે તેમ સંન્યાસ એ તેનાથી કંઈ જુદી વસ્તુજ નથી, અને હોય તો તેનું મહત્વ નથી. **ज्ञेयः स नित्य संन्यासी यो न द्वेष्टि न कांक्षति।** તેને જ નિત્યનો સંન્યાસી જાણવો કે જે કર્તવ્ય કર્યો જાય અને માત્ર સંસારમાં કોઈનો દ્વેષ ન કરે તથા આકાંક્ષામાં મગ્ન ન થઈ જાય. દ્વેષ અને લુબ્ધતા એ બેનો જ સંન્યાસ કરવાનો છે. સંસારનો અને તે સાથે કર્તવ્યનો સંન્યાસ કરવાનો નથી. સંસારમાં રહ્યા છતાં લુબ્ધતા ન હોવી જોઇએ. આ ઉપદેશ વચનમાં રહેલો દેખાય છે તેવો મહત્વહીન નથી. સંસારમાં લુબ્ધ ન થવું, તલ્લીન ન થવું એ સહેલું નથી. તેમ સ્વાર્થ અને અભિમાનની જાળમાં દ્વેષની વૃત્તિને અટકાવવી એ પણ સ્હેલું નથી. ત્યારે આકાંક્ષા અને દ્વેષ એ સંન્યાસના બે વિષયમાંથી પ્રથમ આકાંક્ષા વિશે વિચાર કરીએ. આકાંક્ષા એટલે ઉપર કહ્યું તેમ સંસારલુબ્ધતા, સંસારનેજ મહત્વ આપવું, અમૃતત્વની અવગણના કરવી, અમૃતત્વ મેળવવાના ઉપાય ન લેવા તે. દુનિયાનો ઘણો ભાગ અમૃતત્વનો ઉપાય જે ધર્મ તેને કેવળ ભૂલીજ જાય છે એમ નથી. અમુક પ્રકારે ધર્મનિષ્ઠતાનો પ્રયત્ન તો ઘણા ખરા કરે છેજ. પણ તેઓ વિત્તને એટલું પ્રાધાન્ય આપે છે અને ધર્મને એટલો ગૌણ ગણે છે કે તેઓ સંસારલુબ્ધજ બનીને રહે છે. જ્યાં વિત્ત અને ધર્મ બેનો વિરોધ આવે ત્યાં વિત્તનો પક્ષ કરનારા કેટલા બધા જોવામાં આવે છે? એષણાઓથી દૂર રહેવું એ ઉપદેશનો ઘડી ઘડી ઘોષ થતા છતાં બીજી એષણાઓ સાથે આ વિત્તૈષણાનો કેટલો બધો પ્રસાર જોવામાં આવે છે? આ એષણા કેટલા બધાને વિમાર્ગે દોરી ગઈ છે? વિત્તૈષણાથી કેટલા બધાની અપકીર્તિ થઇ છે? કેટલા કેટલા માટે સાંભળ્યું છે કે તે ગમે તેવા જ્ઞાની ગમે તેવા ડાહ્યા છતાં પૈસાને લીધે પાપમાં પડયા? કેટલા કેટલા માટે સાંભળીએ છીએ કે તે ગમે તેવી ધર્મનિષ્ઠતાનો આડંબરવાળા છતાં જ્યાં વિત્તલાભની વાત હોય ત્યાં તેઓ અવિશ્વાસ્ય

છે, ત્યાં તેમની મ્હોટાઈ પર કશો આધાર રાખી શકાતો નથી? વિત્તના રક્ષણ માટે કેટલી બધી સાવચેતી રાખવી પડે છે? વ્યવહારમાં સામાને વિત્તપ્રાપ્તિનો અવકાશ હોય ત્યાં કેટલા બધા સાવધાન થવું પડે છે? ખાતર પાડનારા અને વેપારમાં દગો કરનારા વિત્ત ખાતર કેટલો જોરજુલમ, કેટલી છળના કરે છે? લુબ્ધ થનારને વિત્ત કેવા ભ્રમિત કરી નાખે છે? વિત્તલુબ્ધતા સ્નેહનો અને બન્ધુવિશ્વાસનો કેટલો બધો નાશ કરે છે? સંકોચવૃત્તિ ઉત્પન્ન કરી ભ્રાતૃભાવમાં કેટલી બધી હાનિ કરે છે? અમૃતત્વની અવગણનાથીજ આ પરિણામ થાય છે. વિત્તની અને અમૃતત્વની પરસ્પર તુલના કરી એના વિરોધમાં કયું અપેક્ષ્ય છે તે ચિત્તમાં ન ધર્યાથીજ આવી અનિષ્ટ વૃત્તિ પ્રસરે છે. અમૃતત્વની કિમ્મત નથી સમજતા તેજ આમ કરે છે. તેની કિમ્મત સમજતા છતાં અવગણના કરનારા ઘણા છે. તેઓ દીપ લઇ કૂપમાં પડનારા છે, જ્ઞાન છતાં દુર્વાસનાનને-લુબ્ધતાને વશ થનારા છે. તેઓ વિચારને આચરણના મૂળ સુધી અન્તરવૃત્તિ સુધી પ્હોંચવા દેતા નથી, અને દુર્વિકારના દાસ બની રહે છે. આ માટે જ ઉપકરણને અમૃતત્વ માટે નિરુપયોગી ગણ્યાં છે. અર્થાત્ તેઓનો આવો દુરુપયોગ કે તેઓ માટેની આવી દુરિચ્છા અનિષ્ટ છે. તેમાં લુબ્ધતા ન થાય, તેનું દાસત્વ ન થાય એટલીજ સંભાળ રાખવાની છે. તે ત્યાજ્ય નથી, પણ તેઓનું પ્રભુત્વ ન થવું જોઈએ. આ પ્રભુત્વ ન થવા દેવાનો ઉપદેશ મહાત્મા ઈસુખ્રિસ્તે sermon on the mount (ગિરિપરથી કરેલો ઉપદેશ) નામના અનુપમ વ્યાખ્યાનમાં બહુ સાદાં પણ સત્યપૂર્ણ વચનોમાં કર્યો છે.

"No man can serve two masters; for either he will hate the one, and love the other; or else he will hold to the one, and despise the other. Ye cannot serve God and Mammon."

"Seek ye first the Kingdom of God, and his righteousness; and all these things shall be added unto you."

"કોઈ પણ માણસ બે સ્વામીની સેવા કરી શકતો નથી. કેમ કે, તે કાં તો તે એકને ધિક્કારશે અને બીજાને ચાહશે, અથવા તો પેલા એકનો સેવક થઇ રહેશે અને બીજાનો તિરસ્કાર કરશે. ઈશ્વર અને લક્ષ્મી બેની સેવા તમે કરી શકો નહિ." "પ્રથમ તમે ઈશ્વરના રાજ્યની અને તેની સાધુતાની શોધમાં રહો; આ બધી વસ્તુઓ (ઉપકરણો) તો તમને આવી મળશે." તાત્પર્ય એ છે કે ઉપકરણોને મુખ્ય ઉદ્દેશ ન કરશો, પણ ઈશ્વરપ્રાપ્તિને મુખ્ય કરજો. કર્તવ્ય કરતાંજ યોગ્યતા પ્રમાણે ઉપકરણો પ્રાપ્ત થશે, ધર્મ આચરતાંજ સુખ મળશે. સંસારવ્યવહારનાં કાર્યોમાં પણ ઈશ્વરપ્રીતિ સંપાદન કરવાનો હેતુ મુખ્ય રાખવો ઘટે છે; તેમ કર્યાથી ઉપકરણો અનાયાસે પ્રાપ્ત થયાં જતાં લાગશે, તેમાં લુબ્ધતા થશે નહિં. વૈભવને મુખ્ય ઉદ્દેશ કરવો એ મૂર્ખાઇ છે, અને તેથી અધમતા થાય છે. ઈશ્વરપ્રાપ્તિને મુખ્ય ઉદ્દેશ કર્યા પછી પણ માત્ર મત ખાતર કરેલી એટલી કબુલત બસ નથી. ઈશ્વર જાણ્યા પછી તેની પ્રીતિની પ્રાપ્તિનો પ્રયત્નો કરવોજ નહિં, અને ઈશ્વર જાણવોજ નહિં એમાં બહુ ફેર નથી. ઈશ્વરપરાયણતાનો ત્યાગ કર્યો, અમૃતત્વનું મુખ્યત્વ સ્વીકાર્યા છતાં આચરણમાં અને વૃત્તિમાં તે પર લક્ષ ન રાખ્યું અને તેનું અનુસરણ દૂર કર્યું તો પછી ઈશ્વરના અસ્તિત્વનું શુષ્ક જ્ઞાન સન્માર્ગે જવામાં સહાયભૂત થતું નથી, અમૃતત્વ પ્રાપ્તિ માટે જરૂરની ઈશ્વરભક્તિમાં તલ્લીનતા થતી નથી. એજ કારણથી આટલું બધું જ્ઞાન છતાં દુનિયામાં આટલું બધું પાપ, આટલો બધો અધર્મ છે, પુણ્યનું કે ધર્મનું જ્ઞાન ઓછું નથી, પણ તેમાં પરાયણતા ઓછી છે. ચોવીસ કલાકમાં ઈશ્વરનું સ્મરણ કેટલી ઓછીવાર કરીએ છીએ, અને તે સ્મરણમાં ખાલી નામ સ્મરણ બાદ કરતાં ભાવસંચલનની

ક્ષણો કેટલી ઓછી હોય છે એ વિચાર કરશું તો ભયાનક સત્ય પ્રત્યક્ષ થશે. આ એક દિવસની ગણતરી આખા જીવનને લાગુ પડશે, અને તે પર કાળની કેટલી ઓછી તૈયારી થાય છે એ સખેદ પ્રતીતિ થશે. આ ઇશ્વિરવિમુખતા દૂર કરવા ઘડી ઘડી આજ વાક્યના સ્મરણુની જરૂર છે કે **किमहं ते कुर्यां येनाहं नामृता स्याम्** ॥ જેથી અમૃતત્વ ન મળે તેને શું કરવું, તેમાં મગ્ન શા માટે થવું ? પચાસ કે સો વર્ષ આ જીવનમાં કાઢયા પછી અનંત કાળના વાસ માટે ઇશ્વર પાસે જવું છે ત્યાં શું એમ પૂછાશે કે તમારૂં રાજ્ય કેટલા યોજન હતું, તમારૂં દ્રવ્ય કેટલા કરોડ હતું, તમારા મહેલ કેટલા સુશોભિત હતા, તમારી હવેલી કેટલી ઉંચી હતી, તમારી ડોકમાં હીરાના કંઠા કેટલા રહેતા હતા, તમારી સત્તા કેટલા મનુષ્યો પર હતી ? ત્યાં શું વસ્ત્ર, આભૂષણ, વૈભવ, એ સર્વની તુલના થવાની છે ? કદિ નહિં. ત્યાં સદ્‌ગુણુની, સદાચરણુની, સદ્ધર્મની, સદ્‌ભકિતની તુલના થવાની છે. જેમ અહીં વિત્ત તથા વૈભવમાં વધારે તલ્લીનતા ભોગવી હશે તેમ ત્યાં દરિદ્રી સન્તને તુલનામાં વધતા જોઈ વધારે ખેદ થશે. આ વસ્તુસ્થિતિ છે તો જેઓ અમૃતત્વનો ઉપાય નથી લેતા, દિવસમાં પા ઘડી પણ ઇશ્વિરની ભકિત નથી કરતા અને રાત દિવસ મદ, વિત્ત તથા સંસારનું જ મનન તથા મથન કરે છે તે કેવા આત્મશત્રુ છે ? તેમનો આત્મા, તેમની બુદ્ધિ, તેમનું જ્ઞાન કેટલાં વ્યર્થ છે ? તેમનામાં અને જંગલી પ્રજાના મનુષ્યોમાં શો ફેર છે ? બન્નેને ધર્મલાભ નથી તો પછી માત્ર કેળવણીથી મળેલું જ્ઞાન અને ઉપકરણુની સંપત્તિ આત્માની ચિરસ્થાયી અવસ્થામાં શા કામનાં છે ? પશુથી જે ભિન્નતા વડે મનુષ્યત્વ થાય છે તેની તેમનામાં કેટલી ઓછી ઉન્નતિ થાય છે ? મુકિતનો અધિકાર સંપાદન કર્યા વિના એકલું મનુષ્યરૂપ શી રીતે સફળ થાય ? ઉપરના યાજ્ઞવલ્કયની પત્નીના વાકય સરખો ઉપદેશ સેન્ટ મેથ્યુએ કહેલી સુવાર્તામાં વર્ણવ્યા પ્રમાણે ઈસુખ્રિસ્તે કર્યો છે.

"And, behold, one came and said unto him, Good master, what good thing shall I do, that I may have eternal life?"

"અને જુઓ, એક માણસ આવ્યો અને તેણે ઇસુને કહ્યું, સદ્ગુરુ, હું એવું કયું સારૂં કામ કરૂં કે જેથી મને અમૃત જીવન મળે?"

"And he said unto him, Why callest thou me good? There is none good but one, that is God; but if thou wilt enter into life, keep the commandments".

"અને તેણે તેને કહ્યું, તું મને શા માટે સત્ કહે છે. એક સિવાય અર્થાત્ ઇશ્વર સિવાય બીજું કોઈ સત્ નથી; પણ તારે જીવનમાં પ્રવેસ કરવો હોય તો આજ્ઞાઓ પાળ."

"He saith unto him, which? Jesus said, thou shalt do no murder, Thou shalt not commit adultery, Thou shalt not steal, Thou shalt not bear false witness."

"Honour thy father and thy mother; and, Thou shalt love thy neighbour as thyself."

"તેણે તેને કહ્યું, કયી? ઇસુએ કહ્યું, તું હિંસા કરીશ નહિં, તું વ્યભિચાર કરીશ નહિં, તું ચોરી કરીશ નહિં, તું જુઠી સાક્ષી પુરીશ નહિં.

"તારા પિતા તથા તારી માતાને માન આપજે. પોતાના પર જેવો પ્રેમ રાખે તેવો તારા પડોશી પર પ્રેમ રાખજે."

"The young man saith unto him, All these things have I kept from my youth up: what lack I yet?"

"તે જુવાન માણુસે તેને કહ્યું, આ બધી વાતો તો હું મારી ઉમર થઈ ત્યારથી કરતો આવ્યો છું. મારે હજી શાની ખામી છે?"

"Jesus said unto him, if thou will be perfect, go and sell that thou hast, and give to the poor, and thou shalt have treasure in heaven: and come and follow me".

"ઇસુએ તેને કહ્યું, તારે સંપૂર્ણ થવું હોય તો, જા તારી પાસે હોય તે વેચી દે અને ગરીબોને આપી દે, અને તને સ્વર્ગમાં ખજાનો મળશે. અને આવ મારી પછાડી ચાલ."

"But when the young man heard that saying, he went away sorrowful: for he had three great possessions".

"પણ જ્યારે તે જુવાન માણુસે આ વચન સાંભળ્યું, ત્યારે તે દિલગીર થઇ ચાલ્યો ગયો, કારણ કે તેની પાસે ઘણી મિલ્કત હતી."

"Then send Jesus unto his disciples, verily I say unto you, That a rich man shall hardly enter into the Kingdom of heaven."

"And again I say unto you, It is easier for a camel to go through the eye of a needle, than for a rich man to enter into the Kingdom of God."

"પછી ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું, હું તમને ખરૂં કહું છું કે ધનવાન મનુષ્ય સ્વર્ગના રાજ્યમાં ભાગ્યેજ પ્રવેશ કરશે."

"અને હું તમને ફરી કહું છું કે ઇશ્વરના રાજ્યમાં ધનવાન મનુષ્ય પ્રવેશ કરે તેના કરતાં સોયના કાણામાંથી ઊંટ નીકળી જાય એ વધારે સહેલું છે."

આ પાછલાં વચનોનો અક્ષરશઃ અર્થ લઈએ તો ધર્માધતા થાય પરંતુ, કથાનો સારાંશ એ છે કે ધનવૈભવની એષણા એટલી

પ્રબળ છે કે અમૃતત્વ પ્રાપ્તિ માટે જરૂર હોય ત્યારે પણ મનુષ્ય વિત્તને મુકી દઈ શકતો નથી, માટે, સ્વર્ગ માટે કામ હોય તેણે વિત્તમાં અતિસ્પૃહા ન રાખવી. વિત્તોજનમાં મનુષ્ય ઘણી વાર વિમાર્ગે દોરાય છે માટેજ વિત્તૈષણાને સ્વર્ગ વિરોધી ગણી છે. કેટલા બધા ધનિક જનોને અને ધન માટે પ્રયાસ કરનારા જનોએ અપ્રમાણિકતામાં પડેલા જોઇએ છીએ તેનો વિચાર કરતાં વિત્તલૌલ્યનો કરેલો આ અપકર્ષ મિથ્યા માલમ પડતો નથી. વળી આ કથામાં જણાવ્યું છે તેમ હિંસા, વ્યભિચાર આદિ દુરાચરણોનો ત્યાગ કર્યો એટલાથીજ મનુષ્ય ધાર્મિકતામાં સંપૂર્ણતા પામી જતો નથી. સાધારણ રીતે ઉંચી કે મધ્યમ સ્થિતિમાં આવેલા મનુષ્યો ઉઘાડાં પાપ બહુ ઓછાં કરે છે અને ખૂન, ચોરી વગેરેથી દૂરજ રહે છે. એવા દુરાચાર કરવાના તેમને પ્રસંગ આવતા નથી, અને તેવાં કર્મથી તેમને લાભ મળવાનો સંભવ હોતો નથી. તોપણ તેટલા પરથી તેઓ ખરેખરા ધાર્મિક થઈ જતા નથી. ધનલોલુપત્વ જ્યાં સુધી ગયું નથી ત્યાં સુધી તેઓ જાળમાં બંધાએલાજ હોય છે. દુનિયામાં દ્રવ્યને કેટલું બધું માન અપાય છે અને અમૃતત્વની કેટલી બધી અવગણના થાય છે તેનો વિચાર કરીશું તો ખેદ થયા વિના નહિ રહે. આ જ વાત ધ્યાનમાં લઇએ કે દરેક પોતાને પોતાના પુત્રને ધનપ્રાપ્તિના માર્ગમાં પ્રવૃત્ત કરવા ચિંતા હોય છે, અને તેમાં પુત્રને ઠેકાણે પાડે ત્યારે જ પિતાને સંતોષ થાય છે. પરંતુ, અમૃતત્વની પ્રાપ્તિના માર્ગમાં પુત્રને ઠેકાણે પાડનારા પિતા કેટલા ઓછા છે? પતિ પત્નીને સંતુષ્ટ કરે છે, વસ્ત્ર, આભૂષણ, સંપત્તિ, વૈભવ એ સર્વથી તેને તૃપ્ત કરે છે, પણ કેટલા ઓછા પતિ પત્નીને ધર્મનું દાન કરે છે? ઈશ્વર સમીપ જવાનો માર્ગ પત્નીને દેખાડવામાં કેટલા ઓછા પતિને ઉલ્લાસ થાય છે? મિત્ર મિત્રનું કલ્યાણ ઇચ્છે છે; કોઈ ધનનો સંચય કરવામાં, કોઇ કીર્તિનો પ્રસાર કરવામાં, કોઇ શત્રુને સંતાપ કરવામાં, કોઈ સત્તા મેળવવામાં, એમ અનેક પ્રકારે મિત્રો સહાય

થાય છે. પણ સ્વર્ગ મેળવવામાં કેટલા ઓછા મિત્ર સહાય થાય છે. મિત્રના સન્માર્ગગમન માટે કેટલા ઓછા મિત્રને ઉત્કંઠા હોય છે? આ પિતા–પતિ–મિત્ર પોતે મોક્ષોપાય જાણતા હોય તથા તે માટે પ્રયત્ન કરતા હોય અને તે છતાં પુત્ર–પત્ની–મિત્રને તે ન દેખાડે અને તેમાં પ્રેરે તો તેઓ સ્વાર્થીજ છે. જેને મૂલ્યવાળી વસ્તુ જોઇએ છે તેવા બાળકને સાકરનો કકડો આપી સંતુષ્ટ કરનાર માબાપ પેઠે તેઓ પોતાનાં પ્રિય જનોને અમૃતત્વને બદલે ઉપકરણ આપી અકિંચન રાખે છે. એ પિતા–પતિ–મિત્ર પોતે જ મોક્ષોપાય જાણતા ન હોય અને દ્રવ્ય લાલસામાં મચ્યા રહેલા હોય તોપણ, પોતે ખાડામાં પડતાં બીજાનો સાથે હાથ ઝાલીને તેને પાડવાના તેઓ ગુનેગાર થાય છે. ધર્મજ્ઞાન સંપાદન કરવાની ફરજ પોતાને માટે તેમજ અન્યને માટે છે. બેદરકારી કાઢી નાંખી ઇશ્વરનું જ્ઞાન મેળવી તેની સાથે યોગ કરવો એ જ અમૃતત્વનો માર્ગ છે. દુર્ભાગ્યે ઘણા ઓછા તે ગ્રહણ કરે છે, ઘણા ઓછા બીજાને તે ગ્રહણ કરાવવાનો પ્રયત્ન કરે છે. નિત્ય ઉપાસના કરનાર, પ્રાર્થના કરનાર કેટલા ઓછા છે? આઠ દિવસે આ મંદિરમાં આવનાર કેટલા ઓછા છે? અહિં આવી ભકિતમાં મગ્ન થનાર કેટલા ઓછા છે? તો ભકિતમાં બીજાને પ્રવૃત્ત કરનાર તો કયાંથી જડે? શું સુવર્ણ સ્વર્ગની પ્રાપ્તિ કરાવશે? શું શર્કરા અમૃતત્વ અપાવશે?

સંન્યાસ માટે ત્યાગ કરવાની બીજી વૃત્તિ તે દ્વેષ છે. ધાર્મિકતા સંપૂર્ણ કરવા માટે મનુષ્ય બંધુઓનો દ્વેષ ન કરવો એ પણ ઘણું જરૂરનું છે. મનુષ્યોમાં પરસ્પર અવિશ્વાસ, કલેશ, તિરસ્કાર, ઈર્ષ્યા, વૈર કેટલાં બધાં જોઇએ છીએ? એ શું ઇશ્વરને પ્રિય છે? સર્વના પિતાને સ્વ પ્રજામાં કલહ વ્યાપ્ત થયાથી કદી પ્રસન્નતા થાય? તો અમૃતત્વ પ્રાપ્ત કરવા માટે, ઇશ્વર સામીપ્ય મેળવી તેની કૃપા-છાયામાં નિરંતર રહેવા માટે દ્વેષવૃત્તિને દૂર કરવાની કેટલી બધી આવશ્યકતા છે? પરંતુ દ્વેષ ન કરવો એ સહેલું નથી. એષણાઓ

એટલી પ્રબળ છે કે જ્યાં સ્વાર્થમાં, સ્વહિતમાં, સ્વાભિમાનમાં વિઘ્ન થાય છે ત્યાં તત્કાલ દ્વેષ થયા વિના રહેતો નથી. પોતા સિવાય બીજાનું પણ હિત છે, સ્વ સિવાય પર પણ ગણનાને પાત્ર છે, એટલો વિચાર પણ એવે પ્રસંગે થતો નથી. અને સ્વહિતમાં વિઘ્નથી દ્વેષ થાય છે એટલું જ નહિં, પણ એવા વિઘ્ન વિના પણ માત્ર બીજાના હિતની વૃદ્ધિથીજ દ્વેષ થાય છે. આ ઈર્ષ્યા અને અસૂયાના ફેલાવમાં મનુષ્યોનું ભ્રાતૃત્વ તો સમૂળગું ભુલાઈજ જાય છે. દુર્ભાગ્યે આ દેશમાં જાતિભેદની એક વિશેષ સંસ્થા એવી છે કે તેથી સર્વ એક પિતાનાં બાળક છીએ એ ભૂલી જઈ, મનુષ્યો આ ઉતરતી જાતનો, આ શુદ્ર, આ અસંપર્ક યોગ્ય, આ અસ્પૃશ્ય, ઇત્યાદિ ભિન્નતાની વૃત્તિમાં પડી બાળકોનો જે પરસ્પર પ્રેમ પિતાને પ્રિય છે તેથી વિમુખ થાય છે અને દ્વેષનો એક મોટો પ્રસંગ વિશેષ ઉત્પન્ન કરે છે. દ્વેષ કરાવનારી સર્વ સંસ્થાઓ અને સર્વ એષણાઓને દૂર કર્યા વિના આત્મામાં શાન્તિ અને ઉદારતા દૃઢ થવાનાં નથી. જે પ્રેમનું મૂળ ઈશ્વર છે અને જે પ્રેમની પ્રવૃત્તિથી તે પ્રસન્ન થાય છે તેનો ઉપદેશ મહાત્મા ઈસુ ખ્રિસ્તે બહુ સ્પષ્ટ રીતે કર્યો છે. ગિરિ પરથી કરેલા ઉપદેશમાં તે કહે છે,

"Love your enemies, bless them that curse you, do good to them that hate you, and pray for them which despitefully use you and persecute you".

"તમારા શત્રુઓ પર પ્રીતિ કરો, જે તમને શાપ દે તેમને આશીર્વાદ દો, જે તમને ધિક્કારે તેમનું ભલું કરો, તથા જે તમારી સાથે દ્વેષથી વર્તે અને તમને ઉપદ્રવ તથા પીડા કરે તેમના કલ્યાણ માટે પ્રાર્થના કરો."

દ્વેષ અને વૈરની વૃત્તિનો સર્વથા ત્યાગ કરવાનો આ ઉચ્ચ અને ઉદાર ઉપદેશ કોના અન્તરમાં નહિં વસે ? ક્રોધ અને અસૂયા સર્વ

રીતે શમાવી, મનુષ્ય માત્રને ભ્રાતૃગણ ગણી, સર્વ પર પ્રીતિ કરવાની અને અન્યનાં અપકૃત્યથી એ પ્રીતિમાં વિઘ્ન ન થવા દેવાની શિખામણ અસ્વીકાર્ય છે એમ કોણ ખરા અંતઃકરણથી કહી શકશે? **क्षमा भूषणं ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा** શક્તિહીન જનોનું ભૂષણ ક્ષમા છે, શક્તિવાળા જનોનું ભૂષણ ક્ષમા છે, ક્ષમામાંજ ઉચ્ચતા છે, વૈરમાં નથી, એ ઉપદેશ અનુસર્યા વિના ચિત્તમાં સ્વસ્થતા પ્રાપ્ત થતી નથી અને સ્વસ્થતા વિના સ્વર્ગીય વિષયો તરફ અભિમુખ થવા યોગ્યતા આવતી નથી. એ સ્વચ્છતા પ્રાપ્ત થયા પછી

"Still in thy right hand carry gentle peace,
"To silence envious tongues; be just and fear not."

"ઈર્ષ્યાભરી વાણીઓને બંધ કરાવવા તારા દક્ષિણ હસ્તમાં સર્વદા નમ્ર શાન્તિ ધારણ કરીને ફરજે; ન્યાય પથે જજે, અને ડરીશ નહિ" એ મહાકવિ શેકસપિયરના વચન પ્રમાણે કર્તવ્યકરણમાં નિન્દા કે ભીતિ ભંગ કરાવી શકશે નહિ; અને ભલું કે ભુડું કરનાર, સન્માન આપનાર કે ઈર્ષ્યા કરનાર સર્વ તરફ ભર્તૃહરિના ઉપદેશાનુસાર

**मनसि वचसि काये पुण्यपीयूष पूर्णाः।**
મન વચન શરીરે પૂર્ણ પુણ્યામૃતેથી,

એવી મુદુ, સ્નેહયુક્ત અને સુશીલ વૃત્તિ થતાં હૃદયમાં ખરેખરો વિકાસ થશે.

આ આદર્શ લક્ષમાં રાખ્યાથી ધર્મપ્રાપ્તિ થઈ શકશે, લોભ અને દ્વેષની સત્તાથી મુક્ત થયાથી અમૃતત્વનો લાભ મેળવવા યોગ્ય થઈ શકાશે. એ અમૃતત્વમાં જ આત્માનું કલ્યાણ છે, એ અમૃતત્વમાં જ આત્માની સનાતન શાન્તિ છે. આત્મા પાપ અને વિકારથી મુક્ત થઈ, ઈશ્વરભક્તિથી પૂર્ણ થઈ, સદ્દવર્તનશીલ થઇ દેહથી વિયોગ થયે નિરંતર ઈશ્વરકૃપામાં આનંદ અને શાંતિ અનુભવ કરે એજ અમૃતત્વનું સ્વરૂપ છે. અને એ અમૃતત્વ આત્માના સર્વ પ્રયાસમાં

પરમ ઉદ્દેશ થઈ રહેવો જોઈએ. મૃત્યુ પછી જે અનંત કાળની અવસ્થા આવવાની છે તે સુખમાં કહાડવાની તૈયારી કરવા માટે જ આ જીવન આપ્યું છે અને તે સાર્થક કરવું જોઈએ. **यावज्जीवेन तत्कुर्याद्येनामुत्र सुखं वसेत्।** આ લોકમાં જીવતાં એ જ પ્રયત્ન કરવો કે જેથી પરલોકમાં સુખમાં વાસ થાય. એ પ્રયત્ન કર્યો હશે, એ સુખ સાધન મેળવ્યું હશે, કર્તવ્યકરણ સંપૂર્ણ કર્યું હશે તો, આ જીવન દુ:ખપૂર્ણ, ત્યાજ્ય, પાપમય નહિં લાગે, પણ, આનંદમય, સુખપૂર્ણ, મનુષ્યના કલ્યાણ માટે ઈશ્વરે ઉપકાર તથા ચમત્કારથી ભરેલું જ લાગશે, અને ઈશ્વરપર દૃઢ શ્રદ્ધા થશે. સંસાર અને જીવન સુખમય અનુભવાય એમાં જ આસ્તિકતાનો ઉદ્‌ભવ છે. ભક્તિમાં કે સદાચરણમાં ન્યૂનતાને લીધેજ નાસ્તિકતા ઉદ્‌ભવે છે. જન સમાજની બેદરકારી, નિરાશા, વૈરાગ્ય, સંસાર પર તિરસ્કાર, એ સર્વ પણ આસ્તિકતાના ઉદ્‌ભવમાં શિથિલતા કરાવનાર છે. ઈશ્વર-શ્રદ્ધામાં સર્વ વૃત્તિઓ આવી મળતાં જીવનમાં કર્તવ્ય કરતાં છતાં સંસારમાં તલ્લીન થઇ અમૃતત્વને નહિં ભુલાય. સંસાર, જીવનકર્તવ્ય માટેજ છે એમ હમેશ લાગશે, અને સંસારના આવરણથી ક્ષુબ્ધ ન થતાં જીવન આપનાર તથા લેઈ લેનાર પ્રભુની ઈચ્છાને આધીન થતાં શીખાશે. અમૃતત્વ માટે યોગ્યતા મેળવતાં

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा॥**

મરણ આવે તો સારૂં એવી વૃત્તિ પણ નહિં થાય, તેમ જીવિત ટકી રહે અને મરણ ન આવે તો સારૂં એવી વૃત્તિ પણ નહિં થાય. અને સેવક આજ્ઞાની વાટ જુવે તેમ કાળની વાટ જોતાં સંતોષ અને શાંતિમાં કર્તવ્ય કરતાં દિવસો જશે.

અને વ્યાખ્યાન સમાપ્ત કરતાં અમૃતમય પ્રભુની પ્રાર્થના કરીએ કે, દયાનિધિ! દયા કરી અમને અમૃતત્વનું મહદ્ મૂલ્ય સમજાવ, અમૃતત્વ માટેના પ્રયાસમાં મગ્ન થતાં અમને શીખવ, અમૃતત્વની-

પ્રાપ્તિ અમને કરાવ, કે શુદ્ધ થઈ, યોગ્ય થઈ તારી કૃપાછાયામાં આવી વસી રહીએ અને તારા અમૃત સિન્ધુમાં પાન નિરન્તર કરીએ. પ્રભુ! અમને ઉપકરણની અનિયંત્રિત તૃષામાં ભ્રમિત તથા વ્યાકુલ થવા ન દઈશ, અમને અમૃતત્વનું વિસ્મરણ થવા ન દઈશ. અમે અમૃતત્વના યાચક છીએ, ધન વૈભવના યાચક નથી. દયામય પિતા! એ અમારી યાચના સફળ કરો. **असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय। मृत्योर्माऽमृतं गमय। आविरावीर्म्मे एधि रुद्रयत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥** અમને અસત્ માર્ગમાંથી સન્માર્ગમાં લઈ જા, અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા, મૃત્યુથી અમૃત ધામમાં લઇ જા. અમારા સમક્ષ તું પ્રકાશમાન થા, અને તારૂં જે પ્રસન્ન વદન તે વડે નિત્ય અમારૂં સંરક્ષણ કર.

તથાસ્તુ.

---

## સનાતન હિંદુ ધર્મ*

આજકાલ હિંદુ ધર્મ, 'સનાતન ધર્મ' હિંદુ ધર્મ' એ પદોનો ઉચ્ચાર ઘણો સાંભળવામાં આવે છે. એ ઘોષ માત્રથી જે કેટલાકને હર્ષ થાય છે, અને એવું હર્ષ–કારણ તેમની પાસેથી લઇ લેવાની કોઇ રીતે ઇચ્છા નથી. પરંતુ જે નામનો આટલા બધા ઉત્સાહ અને રોમાંચ સહિત ઉચ્ચાર કરવામાં આવે છે, જે નામની પ્રશંસાના એક બે અતિશયોક્તિવાચક વિશેષણો સભામાં કે વર્તમાનપત્રમાં વાપર્યાથી દેશી અને વિદેશી સર્વ કોઈને આટલી વધી સહેલાઈથી લોકપ્રિયતા મળી જાય છે તે શું છે, શાનો વાચક છે, તેથી શું સમજાય છે; એ વિચારવા જેવી વાત છે એમાં વાંધો નથી. તો હિંદુ ધર્મ તે શું છે અને તે શી રીતે સનાતન રહ્યો છે એ બે બાબત તપાસીએ.

---

* 'જ્ઞાનસુધા' માસિકના સન ૧૮૯૫ ના ઑગષ્ટ અને ઑકટોબરનાં અંકોમાં પ્રસિદ્ધ થયેલ.

પ્રથમ તો એજ પ્રશ્ન થશે કે હિંદુધર્મનું સ્વરૂપ શું છે અને તેને શા રીતે ઓળખવો? ખ્રિસ્તી ધર્મના ઠરેલા એવા કેટલા મત છે. બૌદ્ધ ધર્મનાં ત્રણ તત્વ નક્કી થએલાં છે. મુસલમાન ધર્મનો સાર ઘણી સ્પષ્ટ રીતે કહેવામાં આવેલો છે. તે પ્રમાણે હિંદુધર્મનું સ્વરૂપ કોઈ ઠેકાણે નક્કી ઠર્યું છે? અમુક મત માને, અમુક આચરણ પાળે, અમુક દેવની પૂજા કરે તે જ હિંદુ કહેવાય અને તેમ ન કરે તે વિધર્મી એવો કોઈ ઠેકાણે ખુલાસો આપવામાં આવ્યો છે? હિંદુ ધર્મ નામે કંઈ એક વાત અસ્તિત્વમાં છે? કે, પાણી પેઠે આ હિંદુ ધર્મનું સ્વરૂપ સર્વ ધર્મો સાથે તદાકાર થાય છે? આમ ભિન્ન ભિન્ન મતો સાથે તદાકાર થવાનું સ્વરૂપ હિંદુ ધર્મમાં છે ખરૂં, પણ તેથી તો તેની ધર્મ તરીકેની વિશેષતાજ જતી રહે છે. જગતના કર્તા, નિયંતા, પરમાત્માની શ્રદ્ધાથી ભક્તિ કરવાનો આસ્તિકવાદ હિંદુ ધર્મમાં છે, તો મનુષ્યને બ્રહ્મ કહેવાનો અને આખરે બ્રહ્મના અસ્તિત્વની પણ ના પાડવાનો નાસ્તિકવાદ પણ હિંદુ ધર્મમાં સમાવેશ પામી શકે છે. હિંદુ ધર્મના ઘણાક પંથોમાં સુનીતિને ધર્મનું પ્રધાન અંગ માન્યું છે, તો કૃષ્ણની અનીતિના અનુકરણને ધોરણે બંધાએલા ગુરૂપૂજાના માર્ગ અને સભ્ય વર્તનને અયોગ્ય વામમાર્ગ પણ હિંદુ ધર્મ કહેવાય છે અને હિંદુઓમાં બહુ વિસ્તાર પામ્યા છે. યજ્ઞયાગાદિ કર્મને કેવળ નિષ્ફળ અને નિરૂપયોગી ગણી પરમ કલ્યાણ માટે જ્ઞાન અને ભક્તિમાં તત્પર થવાનો બોધ કરનારા મત હિંદુ ધર્મમાં પ્રધાનતા પામ્યા છે, તો યજ્ઞયાગથીજ મોક્ષ મળે છે એમ જે ગ્રંથોમાં અતિ સ્પષ્ટતાથી કહ્યું છે તે હિંદુધર્મના પરમ માન્ય પ્રમાણભૂત ધર્મ-ગ્રંથો કહેવાય છે. મૃત્યુ પછી મનુષ્યો બીજા લોકમાં નિવાસ કરે છે અને ત્યાં રહ્યા રહ્યા વંશજો પાસે પિંડદાનની અપેક્ષા કરે છે એમ માની શ્રાધ કરવાના આચારનું હિંદુધર્મમાં વિધાન કર્યું છે, તો મૃત્યુ પછી મનુષ્યો આ લોકમાં ફરી જન્મ ધરે છે એ પુનર્જન્મ મત પણ હિંદુધર્મમાં માન્ય છે. દયા ધર્મનું મૂળ છે એ મતનો હિંદુધર્મમાં

સ્વીકાર થયો છે, તો પશુઓની હિંસા કરી બલિદાન આપવાનો ક્રૂર માર્ગ પણ બહુ સબળતાથી પોતાને હિંદુધર્મ કહેવડાવી શકે છે. એજ રીતે ઈશ્વરને નિરાકાર માનવા, સાકાર માનવા; ઈશ્વરનું એક અદ્વિતીય સ્વરૂપ પ્રતિપાદન કરવું, અનેક દેવોની પૂજા કરવી; શિવને એક માત્ર સર્વમાન્ય પ્રભુ ગણવા, 'શિવ' શબ્દનો ગમે તે અર્થમાં ઉચ્ચાર કરવાથી પણ દૂર રહેવું; આ અને આવા અનેક પરસ્પર વિરૂદ્ધ મતોનો હિંદુધર્મમાં સમાવેશ થાય છે. વળી, હિંદુધર્મમાં આમ પરસ્પર વિરોધ અને અસંબદ્ધતા છે એટલુંજ નહિ, પણ આ મતોમાંના સર્વ હરકોઈ માનવા એવું આવશ્યક પણ નથી. આ સર્વ મતો સાથે માનનાર પણ હિંદુ કહેવાય છે, આમાંના કેટલાક મતો માનનાર અને કેટલાક ન માનનાર પણ હિંદુ કહેવાય છે, અને આમાંના કોઇપણ મત ન માનનાર પણ હિંદુ કહેવાય છે. હિંદુધર્મના સ્વરૂપના આ અભાવનું ફળ એટલે સુધી થયું છે કે મ્હૈસુરમાં છેલ્લું વસ્તીપત્રક કરનાર અધિકારીએ અમુક પ્રકારે ખાય પીએ અને અપવાસ, વ્રત, વગેરેનું આચરણ કરે તે હિંદુ એવી વ્યાખ્યા આપી હિંદુ ધર્મમાં આત્મા સંબંધી ધર્મ લક્ષિતજ ન હોય એવું અનુમાન નિકળવાનો અવકાશ આપ્યો છે. હિંદુધર્મની શુદ્ધતા બતાવવાના અને પ્રશંસા કરવાના પ્રયત્ન કરનારથી આ પ્રમાણે અનિચ્છાપૂર્વક ઉપહાસ અને નિંદા થઈ જાય એ એજ બતાવે છે કે એવી અનેક વાતોએ એ ધર્મમાં પેસી ગુંચવાડો કર્યો છે કે એક ગ્રહણ કરતાં બીજી નિકળી જાય છે. ખાવું પીવું, પહેરવું ઓઢવું, ઉંઘવું જાગવું, બેસવું ફરવું, બબડવું મુંગા રહેવું, સ્નાન કરવું, ક્ષૌર કરાવવું, રમકડાં ગોઠવવાં દીવા કરવા; એ સર્વ કરવા કે ન કરવામાંજ ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિંદુધર્મ સમાપ્ત થાય છે. અને એમ હોય તો મનુષ્યમાં સર્વોત્કૃષ્ટ અંશ જે અમર આત્મા તેના શાશ્વત કલ્યાણના માર્ગનો તેમાં કેવળ અભાવ થતાં તે 'ધર્મ'ના નામને પણ યોગ્ય કહેવાય નહિ. નાતજાતના ખાવા પીવાના નિયમ પાળે તે હિંદુ કહેવાય એવી જે હિંદુ ધર્મની અધમ

સ્થિતિ થઈ ગઇ છે તે આ અનેક મતોના મુંચવાડાનું પરિણામ છે. જેટલા મત, જેટલા ધર્મ વિચાર, જેટલા ગ્રંથ, તે સર્વને માન્ય ગણવાથી પરિણામ એ થયું છે કે ધર્મતું પારમાર્થિક ધર્મનું-મહત્ત્વ જ ખશી ગયું છે અને વ્યવહારના આચારમાં ધર્મ આવી રહ્યો છે. આ ધર્મનાશ શોચનીય ન હોય અને ઉલટું અભિમાનનું કારણ હોય તેમ કેટલીકવાર કહેવામાં આવે છે કે હિંદુ ધર્મ તો એવો વિશાળ છે કે જગતમાંનો જે ધર્મ જુવો તેનો હિંદુ ધર્મમાં સમાવેશ થઈ શકે છે. મનુષ્યથી મ્હોટા એવા પ્રભુનું અસ્તિત્વ, સત્યનું મહત્ત્વ, ચૈતન્યમાનનું સદ્‌ગુણપરત્વ, ઈત્યાદિ ધર્મના જે સામાન્ય અંશો સર્વકાળમાં સર્વ પ્રજાઓને જણાયા છે તે જો ઉદ્દિષ્ટ હોય તો તો આ સાથે એમ પણ કહેવાય કે બીજા ધર્મોમાં હિંદુ ધર્મનો સમાવેશ થાય છે, કેમકે એ સત્યો તો સર્વ પ્રજાઓને જડયાં છે. ઈશ્વરે જે અન્તર્વૃત્તિ મનુષ્ય માત્રના હૃદયમાં મુકી છે તેનું આ પરિણામ છે, અને તેથીજ સત્ય અમુક પ્રજાની માલકીનું અને તે માટે કમવજનનું ન ઠરતાં સર્વ પ્રજાઓને મળેલું અને તે કારણથી સર્વમાન્ય થઈ સિદ્ધ થાય છે. પરંતુ બીજા ધર્મોના જે વિશેષ આચારવિચાર છે તે હિંદુધર્મમાં પણ પ્રતિપાદન કરેલા છે અને સ્વીકારેલા છે એવો જો આ વિકત્થનનો અર્થ હોય તો તો બીજા ધર્મોમાં અને હિંદુ ધર્મમાં નામ માત્ર સિવાય શો ફેર રહ્યો? ખ્રિસ્તી કે મુસલમાન થનારને હિંદુધર્મની વ્યવસ્થા બહાર શા માટે કહાડવા? મ્લેચ્છ યવનોને અસ્પૃશ્ય અને અસપર્કયોગ્ય શા માટે કહેવા?

ખરી વાત તો એ છે કે હિંદુધર્મનું સર્વગ્રહત્વ અટક અને બ્રહ્મપુત્રા સુધીજ જાય છે. અને તે હદ બહાર બીજાની છાયા લેવામાં પણ તેની શુદ્ધિ મલિન થાય છે એમ મનાય છે. બીજા ધર્મોથી ભિન્નતા દેખાડનારૂં તત્ત્વ હિંદુધર્મમાં નથી એ ખરૂં છે, પણ તેનું કારણ એ નથી કે બીજા ધર્મોનો તેમાં અન્તર્ભાવ થાય છે. કારણ તો એ છે કે હિંદુધર્મમાં સામાન્ય સાત્ત્વિક બંધારણજ નથી, તેનું

બંધારણ માત્ર અમુક ભૂગોળ સીમમાં વસનારના અને પોતાને હિંદુ કહેવડાવનારના વંશજ થવા પરજ છે. અને તે સીમાનું રક્ષણ કોઈ અમુક ધર્મસિદ્ધાન્તથી નહિ પણ નાતજાતના વ્યવહારિક આચારથી જ થાય છે. સર્વ હિંદુ જાતિને લાગુ પડે એવી હિંદુધર્મની આ સિવાય બીજી વ્યાખ્યા આપવી કઠણ છે. બંગાળાના સર્વ જાતના બાહ્મણ, મહારાષ્ટના બધા પ્રકારના મરાઠા, ગુજરાતના બધી નાતોના ગુજરાતી, ઉત્તર હિંદુસ્તાનના સીખ, પુરબીઆ વગેરે લોક; એ સર્વના આચારવિચાર અને આહારવ્યવહાર એક બીજાથી અને માંહોમાંહે ઘણાજ ભિન્ન છે. એકમાં જે અતિ પ્રવૃત્ત છે, તે બીજામાં ઘણુંજ પાપમય તથા અધાર્મિક ગણાય છે. એકમાં જે ધર્મનું આવશ્યક લક્ષણ મનાય છે તેનો બીજામાં કેવળ અભાવ માલમ પડે છે. એકમાં જેનો વિધિ છે તેનો બીજામાં નિષેધ છે. તોપણ સર્વ હિંદુજ કહેવાય છે, અને સર્વના ધર્મ હિંદુધર્મજ કહેવાય છે. હિંદુસ્તાનમાં જે જે પંથ થયા છે તે સર્વને હિંદુધર્મનું નામ ધારણ કરવાની છુટ મળી છે. માત્ર બૌદ્ધ જૈનાદિ જે ધર્મોએ પોતાની મેળે હિંદુ ધર્મના નામનો ત્યાગ કર્યો છે તેમને જ એ નામ નથી અપાયું.

પણ, એમ કહેવામાં આવશે કે હિંદુ ધર્મનાં નિશ્ચિત પુસ્તકો છે અને તે સ્વીકારે તે હિંદુ એવી વ્યાખ્યા થઈ શકે છે. ત્યારે, જોઇએ કે એવાં કયાં પુસ્તક છે. ખ્રિસ્તીઓનું જેમ બાઇબલ છે, મુસલમાનનું જેમ કુરાન છે તેમ હિંદુઓનું કયું પુસ્તક છે? પ્રથમ પદવીમાં તો વેદનું નામજ આપવામાં આવશે. હિંદુ ધર્મ એ વેદ ધર્મજ કહેવાય છે. વેદજ હિંદુ ધર્મનું મૂળ છે, વેદથી ભિન્ન તે હિંદુ ધર્મજ નહિ એમ કહેવામાં આવે છે. વેદ એટલે સંહિતા લેતાં તે શા રીતે પ્રમાણભૂત ધર્મગ્રન્થ છે એ બતાવવું અશક્ય થઈ પડશે. વેદના કોઈપણ દેવોની હાલ પૂજા કરવામાં આવતી નથી. ઈન્દ્ર, વરુણ, વાયુ, યમ એ દેવોની સ્તુતિના વેદમાં આટલાબધા મંત્ર છે

પણ તેમનાં મંદિર દેશમાં કોઈ ઠેકાણે નથી; તેમ યજ્ઞમાં પશુઓની આહુતિ આપી એ દેવોને તુષ્ટ કરવાનો વૈદિક ધર્મ પણ કોઈ સ્થળે પ્રવૃત્ત રહ્યો નથી. ઉલટી હાલના હિંદુ ધર્મમાં વેદ વિરુદ્ધતા એટલે સુધી થઈ છે કે આ પ્રમાણે યજ્ઞ કરનારાનો અધર્મી અને પાપી ગણવામાં આવે છે, અને આવા યજ્ઞ અટકાવવાને પ્રયત્ન કરવામાં આવે છે. યજ્ઞ કર્મનું ફળજ નથી અને કલ્યાણપ્રાપ્તિના ઉપાય તો બીજા છે, એમ સ્પષ્ટ કહેવામાં આવે છે. વૈદિક ધર્મ હાલ ન પાળવો એમ વેદ પછીના ગ્રન્થોને આધારે પ્રતિપાદન કરવામાં આવે છે. આ રીતે, વેદનો સર્વોપરિભાવ નામ માત્રમાંજ સ્વીકારવામાં આવે છે. વેદ ધર્મ શ્રેષ્ઠ અને પ્રમાણભૂત કહેવાય છે, પણ ધર્મ તરીકે તે પળાતો નથી અને ધર્મમાં તેનું પ્રમાણ લેવાતું નથી. દીલ્હીના છેલ્લા મુગલ પાદશાહોની એ સ્થિતિ થઈ હતી કે તેઓ પદભ્રષ્ટ થયા હતા, તેમનો અમલ કોઈ ઠેકાણે ચાલતો ન હતો, હુકમ કરવાની તેમને સત્તા રહી નહોતી, છતાં નામમાં તે આખા હિંદુસ્તાનના અધિપતિ કહેવાતા હતા. તેમનાથી સ્વતંત્ર થઇ પડેલા સુબેદારો તેમને નામે પોતાની આજ્ઞા પ્રવર્તાવતા હતા, અને તેમની પાસેથી છીનવી લીધેલું રાજ્ય તેમને નામે અને તેમના હુકમથી ચલાવવાનો ડોળ કરતા હતા. હિંદુ ધર્મમાં પદભ્રષ્ટ થઈ પડેલા વેદોની પણ હાલ આવીજ સ્થિતિ છે. વેદનો ધર્મ રદ કરી નવો ધર્મ ચલાવનારા પંથો સર્વત્ર વ્યાપી રહ્યા છે અને તે સર્વ પોતાને વેદને પ્રમાણે અને વેદને આધારે સ્થપાએલા કહેવડાવે છે, પોતે વેદ ધર્મનું નામ ધારણ કરે છે. આ કારણથી હિંદુ ધર્મ નિશ્ચિત કરવા માટે વેદ તો ધર્મગ્રંથ નહિં જ ગણી શકાય. ઉપનિષદોને પણ પ્રમાણના ગ્રંથ નહિં કહી શકાય, કેમકે તેમાં ઉત્તમ તત્ત્વચિંતન છતાં ચાલતો હિંદુ ધર્મ એવા તત્ત્વચિંતનથી અસ્પૃષ્ટજ છે અને હાલની ધર્મવ્યવસ્થા ઉપનિષદોને આધારે રચાયલી નથી. ભગવદ્ગીતામાં અનેક ઉચ્ચ તત્ત્વોનું વિવરણ કર્યાં છતાં તેથી ઉલટી વાતોનું પણ સ્થળે સ્થળે અવલંબન કર્યું છે,

અને તેમ છતાં પણ એ પુસ્તક ચાલતા હિંદુ ધર્મના સર્વ મતોનું સમર્થન કરતું નથી. ભગવદ્‌ગીતામાં અનિષ્ટ ગણેલી પદ્ધતિ પણ હાલ પ્રવર્તમાન છે. ભગવદ્‌ગીતાનો ઉપદેશ સંપ્રદાયમાં સર્વ રીતે કબુલ રખાતો નથી. ભગવદ્‌ગીતા ન સ્વીકારનારા માર્ગ હિંદુ ધર્મના મંડળની અંદર રહી શકે છે અને રહ્યા છે. તેથી ભગવદ્‌ગીતાનું પ્રમાણ કબુલ રાખે તે હિંદુ ધર્મ પાળનાર એવી વ્યાખ્યા પણ થઇ શકતી નથી. સ્મૃતિઓમાં અને પુરાણોમાં તો એવી યોગ્ય અયોગ્ય, સંબંદ્ધ અસંબંદ્ધ, શકય અશકય, ઉત્તમ અધમ, વાતોનો સંકર છે કે તેમને આધારે શું ફલિત થાય છે, કયો માર્ગ ઉપદિષ્ટ થાય છે એજ નિશ્ચિત કરવું અશકય છે. જે વિચાર, જે આચાર, જે મત, જે વિધિ લઈએ તે સ્મૃતિપુરાણોથી સાબીત પણ થાય છે અને નાસાબીત પણ થાય છે. તેથી સ્મૃતિપુરાણોમાં નિર્દિષ્ટ કર્યો છે તે હિંદુ ધર્મ એમ તો વ્યાખ્યા આપી શકાય જ નહિ. વળી સ્મૃતિપુરાણોમાં ઠેકાણે ઠેકાણે કેટલુંક છે તે સ્વીકારવા યોગ્ય છેજ નહિ અને સ્વીકારાતું જ નથી એમાં પણ સંદેહ નથી. તેમની વિવિધતા એવી છે કે કોઈપણ એક આખો ગ્રંથ પ્રમાણ તરીકે કબુલ રખાતો નથી; તેમ એ સર્વ ગ્રંથોમાં જે સામાન્ય છે તેથી હિંદુ ધર્મ બની રહે છે એમ પણ નથી, કેમકે કોઈ પંથને એકની વિશેષતા માન્ય હોય છે, કોઇ પંથને બીજાની વિશેષતા માન્ય હોય છે, અને કોઇ પંથને પોતાને માટે ખાસ રચેલા ગ્રંથની જ વિશેષતા માન્ય હોય છે. આ રીતે ગ્રંથોના પ્રમાણને આધારે પણ હિંદુ ધર્મનું સ્વરૂપ નક્કી થઇ શકતું નથી.

આટલો વિચાર કર્યા પછી હિંદુ ધર્મ સનાતન શી રીતે કહેવાય એ તપાસ કરવી અઘરી નથી. ઉપર આપણે જોયું કે હિંદુ ધર્મ સનાતન રહ્યો જ નથી. વેદથી ભિન્ન વિચાર ઉપનિષદોમાં થયા, તેથી કંઇક ભિન્ન વિચાર ભગવદ્‌ગીતાદિ ગ્રન્થોમાં થયા, અને વળી તેથી ભિન્ન વિચાર સંપ્રદાયોના ગ્રન્થમાં થયા, અને સર્વમાં પૂર્વના વિચારો અને આચારો બદલાતાં બદલાતાં આખરે મૂળ

ધર્મનું સ્વરૂપ જતું રહ્યું; એ બધું ધ્યાનમાં લેતાં જણાય છે કે જ્યાં બધું ફરી ગયું ત્યાં સનાતનતા રહેલી કહેવી એ અર્થશૂન્ય વાત છે. હાલના હિંદુ ધર્મને વૈદિક ધર્મ કહેવો એ નામ માત્રની જ વૃથા પૂજા છે. મૂળ ધર્મમાર્ગમાં થયેલા આ બધા ફેરફાર અનિષ્ટ હતા એમ કહેવાનો આશય નથી. અમારા ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલા "હિંદુ ધર્મમાં અસંમતિવાદ" નામે વિવેચનમાં દર્શાવ્યું છે તેમ એ ફેરફારમાં ઘણે ઠેકાણે યોગ્યતા પણ છે, અને તે સર્વ બુદ્ધિસામર્થ્ય સૂચવે છે પરંતુ, પ્રાચીનતાના નામને પૂજવાના પડી ગયેલા ચાલથી, અને નવો ફેરફાર ઇષ્ટ ફલદાયક થાય માટે લોકોની તાત્કાલિક અપ્રસન્નતાની ભીતિ વિના પૂર્ણ રીતે ફેરફાર અમલમાં લાવવાની નાહિમ્મતને લીધે, અસંમતિવાદો ધારેલા ઉદ્દેશમાં નિષ્ફળ ગયા છે; અને જ્યાં જુનાને સ્થાને નવું મુકવાની જરૂર હતી ત્યાં જુનાનું નામ કાયમ રહી નવું જુનું સારા ખોટાના ભેદ વિના ભેળસેળ થઇ જવાથી ધર્મનું સ્વરૂપ છિન્નભિન્ન થઇ ગયું છે. પરદેશથી આવેલા ધર્મો દેશમાં દાખલ થયા નહિં અને દેશના ધર્મનું નવું નામ પડ્યું નહિં, એટલીજ સનાતનતા હિંદુ ધર્મમાં રહી છે. ઉપર દર્શાવ્યું તેમ પ્રાચીનતાના નામની વૃથા પૂજાની વૃત્તિથી દેશમાં થયેલા સર્વ કોઈ મત અને સર્વ કોઈ વિચાર વિરોધની ગણના વિના એકસામટા સ્વીકારવાથી પરિણામ એ થયું છે કે પારમાર્થિક ધર્મ અવગણનામાં પડ્યો છે અને વ્યવહારના આચારમાં જ હિંદુ ધર્મ આવી રહ્યો મનાય છે. ખાવાપીવાની રીતની જ ધર્મરક્ષણ મનાય છે. આત્માના કલ્યાણના સાત્વિક ધર્મની ગણનાજ નાશ પામી છે. અને જાણે મનુષ્યના આત્મામાં જુદી જુદી જાતિઓ હોય અને તેમનાં કલ્યાણ જુદે જુદે પ્રકારે થતાં હોય, ઇશ્વરની દૃષ્ટિમાં સર્વ સરખા ન હોય તેમ બ્રાહ્મણનો ધર્મ જુદો, વૈષ્ણવનો ધર્મ શુદ્રનો ધર્મ જુદો, એમ મનાવા લાગ્યું છે. અન્તઃ–સત્ત્વ વિનાનું આવું નામમય ખોખું કાયમ રહેલું હોય તેને સનાતન ધર્મ ગણવાની ઇચ્છા હોય તો ભલે તેમ ગણો,

પણ તેથી શું શ્રેષ્ઠત્વ સિદ્ધ થાય છે? મૂળ મૂળ સ્વરૂપે કાયમ ન રહ્યું, મૂળ શુદ્ધ સ્વરૂપે કાયમ ન રહ્યું, તો પછી મૂળના નામની પૂજાનું કેટલું મહત્ત્વ હોય?

આ બધી ચર્ચા પરથી સમજાશે કે હિંદુસ્તાનમાં ધર્મ કોઇ કાળે હતો નહિં, અને હાલ ધર્મની વૃત્તિ છે નહિં, એમ કહેવાનો આ લેખનો હેતુ નથી. આ દેશમાં અનેક મહાન ધર્મચિંતકો અને તત્ત્વશોધકો થઈ ગયા છે અને તેમણે ગંભીર સત્યોનું પ્રતિપાદન કર્યું છે એમાં સંશય નથી, અને તેવા વિષયમાં પ્રાચીનતા પર ભક્તિ યોગ્ય છે એ નિર્વિવાદ છે. પરંતુ એ સત્યો ખાતર અને એ ભક્તિ ખાતર સદસદ્ વિવેક મુકી દેવાની જરૂર નથી. જે અસત્ય હોય, જે અસ્વીકાર્ય હોય તે પણ આ દેશનું અને જુનું માટે પૂજવું એ પ્રાચીનતાનું મહત્ત્વ વધારવાનો માર્ગ નથી. સત્ય સાથે અસત્યને પણ વળગી રહેવાનું હોત તો ચિંતકો અને શોધકો એ પ્રયાસ લેત જ નહિં. સત્યાસત્ય જુદાં પાડી સત્ય જ ગ્રહણ કરવું એ જ તેમના પ્રયાસને માન આપવાનો ખરો માર્ગ છે. તેમ ન કરતાં રૂઢ થએલી પદ્ધતિઓનો ત્યાગ કરવાની ભીરુતામાં પકડાઇ રહેવાથી એ મહા પુરુષોના સર્વ યત્ન વ્યર્થ ગયા છે, અને સત્યનો નિર્ણય થઇ ધર્મ-વિચારની ઉન્નતિ થવાને બદલે ધર્મસ્વરૂપ જ અનિશ્ચિત, અનિયમિત અને ઝાંખું થઈ ગયું છે. ધર્મ કોરે રહી ગયો છે અને રૂઢિની ભક્તિ વધી ગઈ છે. પ્રાચીન નામો પર ભક્તિ રહ્યા છતાં તે નામો બુદ્ધિ-વ્યાપારને જાગૃત કરવાને અસમર્થ થઇ પડયાં છે, અને ધર્મને બદલે સંસારવ્યવહારની વિગતો જીવનમાં મુખ્ય થઇ બેઠી છે. તે વ્યવ-હારની વ્યવસ્થા પણ એજ રૂઢિ દેવીના સામ્રાજ્યથી ઉન્નતિ પામવાને બદલે અધમ અને હાનિકારક રૂપમાં જડ થઈ ગઇ છે.

આ સર્વ અધઃપાતમાંથી નિકળી હિંદુઓ આત્માની ઉન્નતિના માર્ગમાં પ્રવૃત્ત થાય, ખાવાપીવા અને ચાળા કરવાને બદલે સુનીતિ, સદાચાર અને ભક્તિમાં શાશ્વત કલ્યાણનો માર્ગ છે તે સ્વીકારે, અને

નિઃશંક રીતે સારાસાર પરીક્ષામાં પ્રવૃત્ત થઇ ધર્મનું શુદ્ધ સ્વરૂપ ચિત્ત સમક્ષ નિશ્ચયપૂર્વક રાખી તેના અનુસરણમાં જ ખરૂં મહત્ત્વ માને એ આ લેખનો ઉદ્દેશ છે. પ્રાચીનતાનો યોગ્ય ઉપયોગ ન કર્યાથી કેવી અસ્તવ્યસ્તતા થાય છે અને આખરે કેવો ધર્મનાશ થાય છે એ દર્શાવી ધર્મવૃત્તિને અનુકૂલ અને સફલ માર્ગે દોરવાની કેટલી બધી આવશ્યકતા છે એ બતાવવાનોજ આ પ્રયાસનો હેતુ છે.

આ પત્રિકાના ઑગષ્ટના અંકમાં આ વિષય પર જે લખાણ થયું છે તે ઉપર 'સુદર્શન'ના સપ્ટેમ્બરના અંકમાં ટીકા કરવામાં આવી છે. હિંદુધર્મનું અમુક વાસ્તવિક સ્વરૂપ નક્કી કરી કહી શકાતું નથી, આ દેશમાં હાલ ચાલતા ધર્મોમાં સર્વમાન્ય હિંદુધર્મ ગણી શકાય એવો સામાન્ય અંશ એકે નથી તથા પારમાર્થિક શ્રેય ઉદ્દિષ્ટ નથી, અને વેદ હિંદુધર્મનું મૂળ કહેવાતાં છતાં વેદવિહિત ધર્મ હાલ પળાતો નથી; એ જે અમે વિશેષ કરીને કહ્યું હતું તેની ના પાડવાનો સુદર્શનકારે પ્રયત્ન કર્યો નથી; હિંદુધર્મનું નિશ્ચિત સ્વરૂપ તેમણે કહી બતાવ્યું નથી, અસ્તવ્યસ્તતા ચાલે છે એ વાત તેમને નાકબુલ હોય એમ લાગતું નથી કેમકે સુદર્શનના ઑગષ્ટના અંકમાં ગોરક્ષાની ચર્ચા કરતાં તેઓ કહે છે કે "સ્થૂલ ઐક્યના પ્રસંગ જોતાં વ્યક્તિ વ્યક્તિએ મતભેદ છે, અને એક પાસા સ્વાર્થ તો બીજી પાસા 'આભટ છેટ' વિના આપણા વ્યવહાર કે પરમાર્થનું તત્ત્વ બીજું કાંઇ રહ્યું નથી. સૂક્ષ્મ ઐક્યમાં ધર્મના ભેદની તો સીમા નથી." અને વેદનો ધર્મ હાલ ચાલે છે એમ તેઓ કહેતા નથી અને કહે એમ અમે ધારતા નથી. આ રીતે જે સાધનો પરથી અમે અનુમાન કહી બતાવ્યું હતું કે હિંદુધર્મમાં દૃઢ રીતે નિશ્ચિત એવું સ્વરૂપ નથી અને પ્રથમની ધર્મવ્યવસ્થા ચાલુ ન રહેવાથી સનાતનતા નથી તે સાધનોનો અસ્વીકાર ન કરતાં છતાં તે પરથી નિકળતા અનુમાનનો તેમણે અસ્વીકાર કર્યો છે. એ અનુમાન તરફની તેમની અરૂચિ સમજી શકાય છે. બીજા પ્રસંગમાં તેઓ કહે છે તેમ તેઓ "પ્રાચીન વાતોને

માન આપનાર વર્ગના એક વકીલ" છે, અને આ અનુમાન પ્રાચીન વાતોને માન આપનાર એ વર્ગની સ્થિતિને પ્રતિકૂલ મનાય છે. એવે આશયે પ્રાચીન વાતોને માન આપવાનો ખરો માર્ગ વેદનોજ ધર્મ પાળવો એ છે કે વેદનો ધર્મ ન પાળવા છતાં વેદનોજ ધર્મ પાળીએ છીએ એમ કહેવું એ છે,–એ તો અસીલની મુખત્યારીની વાત છે અને અસીલો બધી બાબતોમાં વકીલની સલાહ લેતા નથી. તેથી એ ચર્ચા તો કરીશું જ નહિ.

સુદર્શનકારે જે સૌજન્યથી ટીકા કરી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ, અને વિદ્વદ્વર્ગને યોગ્ય વિવેચન ભાષાના નમુના માટે એ લેખ તરફ દૃષ્ટિ કરવાની સર્વને વિનંતિ કરીએ છીએ.

અમારી ચર્ચા સંબંધે કરેલા વિવેચનની ટુંકામાં પરીક્ષા કરી જઇશું એટલે અમારે જે ઉત્તર આપવાનો છે તે અપાઇ રહેશે.

આ દેશમાં ધર્મ કોઇ કાળે હતો નહિ એમ કહેવાનો આશય નથી એ અમે સ્પષ્ટ શબ્દોથી કહ્યું હતું, અને તેથી એ આશય ફલિત કરવા સારૂ "મૂળ ધર્મનું સ્વરૂપ" એવા અમે વાપરેલા પદ સાથે આ દેશના ચિંતકો સંબંધે અમે કહેલું વાક્ય જોડવાની તસ્દી સુદર્શનકારે ન લીધી હોત તોપણ ચાલત. તેમ કર્યાથી અમારા અર્થનો વિપર્યય થયો છે એમ અમારૂં કહેવું નથી. અમારે વક્તવ્ય એ હતું અને છે કે કાલક્રમ જોતાં વેદનો ધર્મ એ "મૂળ ધર્મ" ગણાય, અને તેમ ગણતાં એ ધર્મ હાલ રહ્યો જ નથી. અધિકારનો વિભાગ ગમે તેવો કરો, પણ વેદના યજ્ઞયાગાદિ માર્ગે કોઇના પણ અધિકારની હાલ પ્રવૃત્તિ થતી નથી અને થાય તો તે ધર્મવિમુખ મનાય એ વાતની ના પડાય તેમ નથી. હિંદુસ્તાનમાં હાલ વેદનો એ ધર્મ ચાલુ રહેલો હોત તો હિંદુધર્મના સ્વરૂપ અને સનાતનત્વ વિશે લેશ માત્ર સંશયનું પણ કારણ રહેત નહિ. તેમ નથી માટે જ મૂળ ધર્મ ચાલુ રહ્યો નથી એમ અમે કહીએ છીએ, અને કહીએ છીએ કે વેદ ધર્મ તે હિંદુ ધર્મ એમ જેઓ વ્યાખ્યા આપે છે

તેમનાથી હિંદુધર્મની હાલ હયાતીનો પુરાવો કશો આપી શકાય તેમ નથી. મનુષ્યજાતિના જ્ઞાનનો ઇતિહાસક્રમ નાબુદ કરી નાખવામાં વાંધો ન ગણી સુદર્શનકાર 'વેદ એટલે સંહિતા પ્રથમ થઇ ને પછી ઉપનિષદ્ થયાં એમ માનવાની ના કહે છે. એ ચર્ચા પ્રસ્તુત નથી માટે તે પડતી મુકતાં અને વેદ અને ઉપનિષદ્‌ને સમકાલીન ગણતાં તથા એ મતે બન્નેના માર્ગને "મૂળ ધર્મ" ગણતાં પણ એમાંથી એકેની ધર્મવ્યવસ્થા હાલ પ્રવર્તમાન નથી એટલું તો કાયમ રહે છે જ. આ વાત લક્ષમાં લેતાં અમારો આશય સમજાશે કે વેદ (અને ખુશી હોય તો–ઉપનિષદ્)નો ધર્મ તે આ દેશનો મૂળ હિંદુધર્મ ગણતાં તે સમય પછી જે જે માર્ગો આ દેશમાં થયા છે તે સર્વ એ મૂળ ધર્મના અને એકબીજાના એવા વિરોધી છે કે તેમાંના કોઇને કે સર્વને 'હિંદુ ધર્મ' એવું નામ આપીએ તો હિંદુ ધર્મ તે શું એ કલ્પવું અશક્ય થઈ પડે છે. આ દેશમાં હાલ પણ ધર્મની પ્રવૃત્તિ છે એ પણ અમે અમારા પ્રથમ લેખમાં કહ્યું છે. પરંતુ હિંદુસ્તાનમાં સામાન્ય સ્વરૂપે ઓળખી શકાય એવો હિંદુ ધર્મ છે કે સનાતન ધર્મ છે એમ કહેવું એ કેવલ અયથાર્થ છે એ જ અમારે વક્તવ્ય છે.

સુદર્શનકાર કહે છે કે 'હિંદુઓના પ્રાચીન ધર્મમાંજ હિંદુત્વ છે એવો' અમે 'સ્વીકાર કર્યો' છે, પરંતુ અમે એમ કહ્યું નથી અને એવો અમારો આગ્રહ નથી. 'હિંદુત્વ' નો અર્થ શો થતો હશે તે અમે કહી શકતા નથી, પણ અમારો આશય એ છે કે આ દેશનો પ્રાચીન સમયનો ધર્મ એ જો હિંદુ ધર્મ હોય તો હાલ હિંદુ ધર્મ હયાત નથી, હાલ ચાલતા ધર્મમાર્ગો એ ધર્મથી ઘણા વિરૂદ્ધ છે અને પરસ્પર પણ એવા વિરુદ્ધ છે કે મૂળ ધર્મની ગણના બાદ કરતાં અને વર્તમાન-કાળ પર જ દૃષ્ટિ કરતાં પણ તેમને 'હિંદુ ધર્મ' એવું એક નામ આપી શકાય નહિં. સુદર્શનકાર કહે છે કે 'મૂલ ભાવના વિકારી થતી ચાલે પણ તેનું સ્વતત્ત્વ કોઇ અંશે પણ રહે'. પરંતુ એ ગણના જોતાં તો

આ દેશના ધર્મને સનાતન કહેવામાં મ્હોટાઇ પણ રહી નહિં અને વિશેષતા પણ રહી નહિં. એ પ્રમાણે તો સર્વ દેશોના અને સર્વ વિચારના ધર્મ સનાતન રહે છે; અને હજારો વર્ષો ચાલ્યા જતાં છતાં રાજકીય પદ્ધતિઓ અને સાંસારિક વ્યવસ્થાઓ પણ સનાતન રહે છે. મૂળ ભાવનાની સામે વિરોધ દૃઢ થયા છતાં તેનું કોઇ પણ અંશે સ્વતસ્ત્વ રહે એ સનાતનત્વ હોય તો યુરોપમાં હજી 'ફયુડલ સિસ્ટમ' ચાલે છે, ખ્રિસ્તી મંડળમાં હજી 'પેગનિઝમ' પ્રવર્તે છે, અને હિંદુ કુટુંબોમાં હજી 'સ્નાતક' વરનાં લગ્ન થાય છે. સુદર્શનકાર 'હિંદુત્વ' નક્કી કરવા સારૂ 'આંતર કારણો' પર દૃષ્ટિ કરવાની અમને ભલામણ કરે છે, પરંતુ આંતર કારણો કયાં તે એમણે દર્શાવ્યું નથી. 'હિંદુ' નામના અર્થ માટે જે ત્રણ પ્રકારનાં વર્ણન તેમણે આપ્યાં છે તે તો આંતર કારણભૂત તે નથી જ; તેમાં 'હિંદુ' પદનું લક્ષણ આપ્યું નથી, પરંતુ એ નામની વ્યક્તિઓ બાહ્ય વર્ણનથી ઓળખવાના પ્રકાર આપ્યા છે. આ વિશે અગાડી કહીશું.

આ પરથી જણાશે કે આ દેશના પ્રાચીન ધર્મને ઉપર પ્રમાણે "મૂળ ધર્મ" કહ્યા પછી હિંદુસ્તાનમાં હાલ હિંદુધર્મ એવી કંઈ વસ્તુ નથી એમ કહેવામાં 'પૂર્વાપર વિરોધ' જરા પણ નથી. વળી "અનિશ્ચિત, અનિયમિત અને ઝાંખું થઈ ગયું છે" એ અમે "મૂળ ધર્મ" કે "હિંદુધર્મ" માટે નહિં પણ "ધર્મસ્વરૂપ" માટે કહ્યું છે. અર્થાત્ એ પદની ઉપરનાં વાકયો વાંચતાં સમજાશે તેમ, અમુક પ્રકારના કે અમુક મતવાળા ધર્મને ઉદ્દેશીને એ વાકય કહ્યું નથી, પરંતુ આ દેશમાં ધર્મમાં ફેરફારો થતાં અને કેટલીક વખત સુધારાના પ્રયત્ન થતાં રૂઢિ વગેરે પ્રતિબંધક કારણોને લીધે સત્યનો પ્રસાર ન થયો એટલુંજ નહિં પણ ધર્મ તે શું છે, વ્યવહારથી ભિન્ન એવું ધર્મનું મહત્ત્વ શું છે, જેમાં આત્માના કલ્યાણનો વિચાર છે એવું ધર્મનું સ્વરૂપ શું છે એ વાતની કલ્પનાજ પ્રજાના મનમાં અનિશ્ચિત, અનિયમિત અને ઝાંખી થઈ ગઈ, "ધર્મ કોરે રહી ગયો

અને રૂઢિની ભક્તિ વધી ગઈ," ખાવા પિવાને લોકો ધર્મ માનવા લાગ્યા,—એ અર્થમાં ઉપરનું વાક્ય અમે વાપર્યું છે. એ વાક્યમાં "ધર્મ સ્વરૂપ" એટલે આ દેશના (કે કોઈપણ અમુક) ધર્મનું સ્વરૂપ નહિ, પણ ગમે તે પ્રકારના પારમાર્થિક ધર્મના તત્ત્વની ચિત્તમાં ઠસેલી ગણના—એ અમારો ઉદ્દિષ્ટ અર્થ સ્પષ્ટજ હતો. તે માટે, ધર્મ-સ્વરૂપ ઝાંખું થઈ ગયું છે એમ અમે કહ્યું તેથી આ દેશના મૂળ ધર્મનું સ્વરૂપ માત્ર ઝાંખુંજ થઈ ગયું છે અને મૂળ ધર્મ જતો રહ્યો નથી એવો અમારા કહેવાનો અર્થ સુદર્શનકાર કહાડવા પ્રયત્ન કરે છે તે વ્યર્થ છે અને એ પ્રયત્ન પર રચેલો વિરોધ પણ નિરાધાર છે.

વળી, અમારા પ્રથમ લેખમાં આ દેશમાં ધર્મવ્યવસ્થા કેવી છે એ વિશેજ અમે ચર્ચા કરી છે. આ દેશનો મૂળનો ધર્મ કે હાલનો કોઈ ધર્મ સત્ય છે કે નહિં એ પ્રશ્નનો અમે સ્પર્શજ નથી કર્યો. હિંદુધર્મનું "મૂળસ્વરૂપ" શું અને હિંદુધર્મનું "શુદ્ધ સ્વરૂપ" શું એ બે વાતને અમે એ કાર્ય ગણતા નથી અને બેને ભેળવવા ઇચ્છતા નથી. એ પ્રસ્તુત ચર્ચાજ નથી. અમે પ્રથમ લેખમાં ઉદ્દિષ્ટ કર્યું છેજ કે વેદધર્મને અમે મૂળ ધર્મ કહીએ છીએ, અને તે પછી થયેલા કેટલાક 'અસંમતિવાદ'ના ફેરફારને આ દેશના ધર્મને શુદ્ધ સ્વરૂપમાં લાવવાના પ્રયત્નરૂપે અમે ગણીએ છીએ. પરંતુ, વિવિધતા છતાં એક સામાન્ય મૂળવાળો અને સામાન્ય લક્ષણવાળો ધર્મ દેશમાં કાયમ રહ્યો નથી એ અમારો આશય છે. મૂળનો કે અસંમતિવાદનો કે ગમે તે એક ધર્મ પ્રવર્તમાન હોત તો અમારે એમ કહેવાનો અવકાશ હોત નહિં. અમને પોતાને ઇષ્ટ કે અનિષ્ટ ધર્મ કયો છે તે લક્ષ્ય નથી. જે બીજી પ્રજાઓના કે બીજા સમૂહોના ધર્મના અમે અનુયાયી નથી તેમનામાં પણ એક ધર્મ છે એમ કબૂલ કરવા અમે તૈયાર છીએ.

"આ દેશમાં અનેક મહાન ધર્મચિંતકો અને તત્ત્વશોધકો

થઈ ગયા છે અને તેમણે ગંભીર સત્યોનું પ્રતિપાદન કર્યું છે એમાં સંશય નથી" એ અમારૂં વાક્ય સુદર્શનકારે બહુ ઉતાવળથી વાંચ્યું હોય એમ લાગે છે. બે સત્ય વિચારોથી કે ચાર સત્ય વિચારોથી ધર્મનું સ્વરૂપ બંધાઇ રહેતું નથી કે ધર્મની વ્યવસ્થા ઉભી થતી નથી એ સુસ્પષ્ટ છે. તેમજ સર્વે ધર્મોમાં સત્યોના અંશ હોય છે તોપણ સર્વ ધર્મો એકાકાર હોતા નથી એ પણ સુવિદિત છે. વળી, જેમને સત્ય વિચાર સ્ફુર્યાં છે એવા બધા ચિંતકોના બધા વિચારો સત્યપૂર્ણ નથી એ પણ સુપ્રસિદ્ધ છે. તો, આ દેશના શોધકો અને ચિતકોએ ગંભીર સત્યો પ્રતિપાદન કર્યાં છે એમ સ્વીકારી તેમના પ્રતિ પૂજ્ય ભાવ દર્શાવ્યા પછી 'ધર્મસ્વરૂપના નિર્ણય માટેનું ધોરણ કોઈ બીજું રાખવામાં કંઈ વિરોધ છે કે અયુક્તિ છે? એ સર્વ મહાપુરુષો એક મત નથી તો પણ શું સર્વને "ગંભીર સત્યો પ્રતિપાદન કરનારા" નથી કહેતા? આ દેશની પેઠે બીજા દેશોમાં પણ "ગંભીર સત્યો" નું પ્રતિપાદન થયું છે એ વાતની શું ના પડાય તેમ છે? અને એથી શું એમ ફલિત થાય છે કે એ સર્વ દેશોના સર્વ ચિતકો જેમણે વિવિધ ગંભીર સત્યોનું પ્રતિપાદન કર્યું છે તેમને અભિમત થતા તે તે બધા ધર્મ સત્ય માત્રથીજ પૂર્ણ છે? પરંતુ, એ "ગંભીર સત્યો" અને 'યથાર્થ ધર્મ' ના સંબંધની આ ચર્ચામાં શી પ્રસ્તુતતા છે તે અગમ્ય છે અને યથાર્થ ધર્મનું અમારૂં કે બીજા કોઇનું ધોરણ આ વિષયમાં શા ઉપયોગનું છે તે વળી વધારે અગમ્ય છે. હિંદુસ્તાનમાં પ્રથમ ચાલતો હતો તે જ ધર્મ હાલ ચાલે છે એમ ઠરે તો તે અનુસરણીય થાય કે કેમ, અથવા હિંદુસ્તાનમાં હાલ ચાલે છે તે જ ધર્મ પ્રથમ ચાલતો હતો એમ ઠરે તો તે યથાર્થ થાય કે કેમ, એવો કોઈ મુદ્દો અમે ઉઠાવ્યોજ નથી. 'ધર્મ સુધરવો જોઇએ' એ ચર્ચા અહિં અમે ઉઠાવી નથી; ઉપર કહી તેવી "ધર્મ સ્વરૂપ" ની કલ્પના સુધરવી જોઈએ એટલું જ અમે કહ્યું છે.

'સત્ય અને સનાતન શાને કહેવું તેના ધોરણ' વિષે ઉપર કહ્યું. હવે 'હિંદુ' શબ્દથી શો અર્થબોધ થાય છે એ સંબંધે સુદર્શન-કારે આપેલાં ત્રણ વર્ણન પર દૃષ્ટિ કરીએ. "હિન્દુ" પદનું એથી લક્ષણ થાય છે કે નહિ એટલુંજ જોવું છે. 'વિશ્વમાં ચૈતન્ય છે એવી આસ્તા' એથી વેદાન્તના અદ્વૈત મતનો ચૈતન્યવાદ અભિહિત છે એમ ધારીએ છીએ. તો હિંદુ પ્રજામાં દ્વૈતવાદીપણ અનેકાનેક છે એ વિચારતાં આ લક્ષણ સર્વને લાગુ નહિ જ પડે. 'પુનઃ પુનઃ જન્મ થાય છે એ સ્વીકાર' જન બૌદ્ધાદિને પણ અભિમત છે અને પુનર્જન્મ મત ન સ્વીકારે તે તેટલા કારણથી હિન્દુ ન કહેવાય એમ કહેવાનો કશો આધાર નથી. બીજા વર્ણનમાં 'ધર્મદ્વેષાભાવ' આપ્યું છે એ લક્ષણ નથી પણ પ્રશંસાવચન છે. જેને ધર્મદ્વેષ ન હોય તે હિંદુ એવું લક્ષણ તો કોઈ ગંભીરપણે આપશે જ નહિ. હિંદુઓ પરમધર્મીને હિંદુધર્મી બનાવા ઇચ્છતા નથી એ વૃત્તિમાં ધર્મ કરતાં જાતિવ્યવસ્થાનું કેટલું મહત્ત્વ છે અને ધર્મ સંબંધે એ સ્વભાવની કેવી તુલના કરવાની છે એ વિષે આ પત્રિકામાં પ્રથમ (ઑક્ટોબર ૧૮૯૩માં) ચાલુ થઈ છે. 'સંસ્કારનું અનુસરણ' એ વર્ણન પણ આ સંબંધે ઉપયોગી નથી કેમકે તે વિશેષે કરીને બ્રાહ્મણ જાતિના પુરુષ વર્ગને જ હાલ લાગુ પડે છે, સ્ત્રીઓને અને બીજી જાતિઓને તો વિવાહ એટલોજ માત્ર સંસ્કાર રહ્યો છે. વળી 'સંસ્કાર' એ ક્રિયા તો બીજા રૂપની બીજી પ્રજાઓમાં અને બીજા ધર્મમાં પણ હોય છે. 'આશ્રમમાં હોવાપણું' એ હાલ તો ગૃહસ્થ અને સન્યાસીનો ભેદજ સૂચવે છે. ચાર આશ્રમની પ્રથમની ધાર્મિક વિશેષતા હવે રહી નથી. ગૃહસ્થ અને સન્યાસીના વિભાગ બીજી પ્રજાઓમાં અને બીજા ધર્મોમાં નથી એમ તો નહિ જ કહી શકાય. 'વર્ણમાં હોવા-પણું' એ વિશેષતા તો છેજ, અને નાતજાતના વ્યાવહારિક આચારથી હિંદુ મંડળની સીમાનું રક્ષણ થાય છે એ અમે હિંદુધર્મની વ્યાખ્યા આપતાં કહ્યું છેજ. 'હિંદુધર્મ શાસ્ત્ર જે "હિંદુ લૉ" કહેવાય છે તે

'માનવાપણું' એ જુદા લક્ષણ તરીકે તો નહિં જ આપી શકાય; કેમકે "હિંદુ લૉ" કોને લાગુ પડે છે એ પ્રશ્નનો એજ ઉત્તર નક્કી થઇ શકયો છે કે (નાતજાતના વ્યવહારમાં રહેલા) "અમુક ભૂગોળ સીમામાં વસનારના અને પોતાને હિંદુ કહેવડાવનારના વંશજને" "હિન્દુ લૉ" માને કે ન માને, જાણે કે ન જાણે એવા સર્વ જેનો આ વ્યાખ્યામાં સમાવેશ થાય તેને "હિંદુ લૉ" લાગુ પડે છે. વળી એ તો સુવિહિતજ છે કે આ "હિંદુ લૉ" માં હિંદુ ધર્મશાસ્ત્રથી કેવળ વિરોધ થાય તોપણ રૂઢિનું પ્રાબલ્ય થાય છે, તેથી ધાર્મિક લક્ષણ બાંધવામાં એ "લૉ" કંઈ કામનો નથી. 'કોઇ પણ દર્શન, સંપ્રદાય, કે પંથ અથવા બ્રાહ્મણધર્મવિરોધી એવી કોઇ પણ અસંમતિમાં હોવું, એ "વિશેષાર્થના" ત્રીજા વર્ણનમાં તો એવી સુશોભિત અનિશ્ચિતતા છે કે એ વિશે કહેવાની કંઈ જરૂરજ નથી.

એકજ વાત કહેવાની રહી છે. સુદર્શનકાર કહે છે કે હિંદુઓ પ્રશંસાથી ખુશ થઇ જાય છે તેથી તેમને ખુશામત ગમે છે એમ નહિ સમજવું પણ 'એમના હૃદયમાં, એમના લોહીમાં, એવું કાંઈ હોવું જોઈએ કે જે જાગ્રત થતાં તેમને એ જાગૃતિ આણનાર ઉપર પ્રેમ આવવો જોઈએ' એમ સમજવું. પ્રશંસાપ્રિય જનોને આ વાકય બહુ ઉપયોગી છે, અને કેવળ હિંદુઓનેજ નહિ પણ હરકોઈ પ્રજાના મનુષ્યોને ખુશામતથી રાજી થતાં પોતાના બચાવમાં કામ લાગે તેવું છે. પ્રશંસાથી પ્રસન્ન થવું અને તે સાથે એમ પ્રસન્ન થવામાંજ ઉમદાપણું સૂચિત થાય છે એવો સ્વીકાર થતો જોવો; એવા બેવડા લાભનું સાધન ફિલસુફી ઘડી ઘડી અપાવતી નથી અને બેશક તે સંઘરી મુકવા જેવું છે.

'હિંદુ નામધારીઓ પોતાની પ્રાચીન મહત્તાનો ધ્વનિ સાંભળતાં જાગી ઉઠે ને કર્તવ્યને સમજી તત્પરાયણ થવા ઉત્સુક બને' એ દેશના સર્વ હિતચિંતક ઇચ્છે છે. અને, "અમારા પૂર્વજો બહુ મોટા હતા

માટે અમારે હવે કંઇ કરવાનું રહ્યું નથી" એમ ધારી પાછા સ્વપ્નમાં પડતાં હિંદુઓને અટકાવવા એ ફરજ પણ અદા કરવાની છે એ ભૂલી જવામાં ન આવે તો દેશની નિદ્રા વધારે વહેલી ઉડે એમ કેટલાકનો નમ્ર મત છે.

---

## સ્વહૃદય પરીક્ષા.*

**( અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયેલો ઉપદેશ )**

એક સંતનું વચન છે કે:—

**बूरा देखन में गयो बूरो न मिलियो कोयः**
**जो देखुं दिल खोजके मोसें बूरा न कोय.**

'હું નઠારા માણસો કોણ કોણ છે તે ખોળવા ગયો, પણ કોઈ નઠારૂં મળ્યું નહિં; જો હું મારૂં પોતાનું દિલ ઉઘાડીને જોઉં છું તો જણાય છે કે મારાથી કોઈ નઠારૂં નથી.'

પાપ શું છે, પુણ્ય શું છે એ જાણ્યા પછી, અનીતિ સુનીતિના, સદ્‌ગુણ દુર્ગુણના સ્વરૂપની પરીક્ષા કર્યા પછી મનુષ્યે પોતાના હૃદયની પરીક્ષા કરવી જોઈએ. નીતિના તત્ત્વનિરૂપણથી આ વિષયમાં કરવાની શોધ પુરી થઈ રહેતી નથી. પોતામાં સદ્‌વૃત્તિ કેટલે અંશે સ્થાપિત થઈ શકી છે અને પોતામાંથી દુર્વૃત્તિ કેટલી દૂર થઇ શકી છે એ તપાસ કરવી પણ ઘણી જરૂરની છે.

જગત્‌માં દુરાચારના–દુર્ગુણના દાખલા ઘણા મળી આવે છે. પાપમગ્ન એવાં ઘણાં માણસો જોવામાં આવે છે. અને આવાં ઉદાહરણ જોયાથી એવા આચરણથી દૂર રહેતાં શિખાય છે; દુરાચારનું કેવું નઠારૂં સ્વરૂપ છે, દુરાચારનાં કેવાં નઠારાં પરિણામ છે, એ શિક્ષા મળે છે; અને તે શિક્ષાની સબળ છાપ પડે છે. નીતિના સ્વરૂપનો

*'જ્ઞાનસુધા' માસિકના ૧૮૯૫ના સન ઑક્ટોબરના અંકમાં પ્રકટ થયેલો.

નિર્ણય કરવામાં પણ એ બાહ્ય દષ્ટાંતો સાહાય્યકારક છે. આ બાહ્ય દષ્ટાંતો આ રીતે ઉપયોગી છે ખરાં. પણ સ્વ-શુદ્ધિ, સ્વ-ઉદ્ધાર, સ્વ-ઉન્નતિ માટે સહુથી વધારે જરૂર અન્દર નજર કરવાની છે. મનુષ્યે પોતાના અન્તરમાં દષ્ટિ નાખી નથી ત્યાં સુધી તેનું બહારનું બધું નિરીક્ષણ પરિણામે નકામું છે. બહારનું નિરીક્ષણ જ્ઞાન આપે છે, પણ પોતાની જરૂરનું ભાન અન્તરના નિરીક્ષણથી થાય છે. બુદ્ધિબળથી મેળવેલા જ્ઞાનસાધનથી મનુષ્ય પ્રફુલ્લિત ફરે છે અને નીતિતત્ત્વની ગંભીર ચર્ચા કરે છે, પણ અંદર નજર કરે છે ત્યારે તેને ખેદકારક અનુભવ થાય છે. અન્દર સડો, મલિનતા, દુર્બળતા તેની નજરે પડે છે. બહારનું જ્ઞાન તેને ભેદી શક્યું નથી એમ જણાય છે. બુરાઇ, અસાધુતા બહાર ખોળવા જવાની જરૂર જ ન હતી એમ તેને લાગે છે. આત્માની પોતાની દુર્વૃત્તિ, અધમતા પોતાના અભ્યાસ અને પ્રયાસ માટે બસ હતા એમ માલમ પડે છે—અભ્યાસ તે દુર્ગુણનું સ્વરૂપ જાણવાનો, પ્રયાસ તે દુર્ગુણતા દૂર કરવાનો. પોતાની પરીક્ષા કર્યાથી દુર્ગુણને-દુર્વૃત્તિને પોતામાંથી દૂર કરવાનો પ્રયાસ કરવાની કેટલી અગત્ય છે તે ધ્યાનમાં આવે છે. આવી વૃત્તિને લીધે પરોપકારથી અને પરોદ્ધારથી વિમુખતા થતી નથી. પોતાની દુર્બળતાની પ્રતીતિ થતાં મનુષ્યજાતિની દુર્બલતા વધારે સારી રીતે સમજાય છે, દુર્ગુણ પર તિરસ્કારને બદલે અનુકંપા થાય છે, પાપી પણ સુધરી શકે છે એમ પોતાના સુધરવાના સંકલ્પથી સમજાતાં ભ્રમિત બન્ધુઓના ઉદ્ધારણમાં સ્નેહ અને ઉલ્લાસથી પ્રવૃત્તિ થાય છે. સ્વપરીક્ષાનું મહત્વ તો એ છે કે પોતાની અધમતા કેટલી છે, બીજાને સુધારવાની સાથે પોતાને સુધારવાની પણ કેટલી બધી જરૂર છે તે અનુભવ ચિત્તમાં દાખલ થાય છે.

ઘણીવાર **बूरा देखन में गयो** એવી વૃત્તિ પામર મનુષ્યને થાય છે. પતિત જનોને શોધી કહાડી તેમનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી નહિ, પણ દોષૈકદ્રષ્ટિથી પોતાના બન્ધુઓમાં દોષ ખોળી કહાડી તેમનું

ઉતરતાપણું અને પોતાનું ચઢતાપણું જોઈ રાજી થવા સારૂ મનુષ્ય એ દોષના અન્વેષણમાં નિકળી પડે છે. મનુષ્યનો અધઃપાત જાણે ખેદનું કારણ ન હોય. એકની પડતી જાણે બીજાને અનુભાવનું સ્થાન ન હોય, પાપીની દુષ્ટતા જાણે મનુષ્યજાતિની નિર્બળતાની દર્શક ન હોય, તેમ મનુષ્ય બીજાના દોષ કહાડી બહાર મુકવા પ્રયત્ન કરે છે. આ વૃત્તિ અધાર્મિક છે, ભક્તને અનુચિત છે, પ્રેમને પ્રતિકૂલ છે. મનુષ્યોનો એવો પરસ્પર તિરસ્કાર મનુષ્યોના પિતાને અપ્રિય છે, ભક્તજને-સાધુ પુરુષે તો બધે ઠેકાણે અમીભરી દૃષ્ટિજ રાખવી જોઈએ. ધર્મમાર્ગે પ્રવૃત્તિ કરનારનું કર્તવ્ય છે કે તેણે સર્વમાં ભલાઈ દેખી શકવાનો પ્રયત્ન કરવો જોઇએ. એવી સ્વર્ગીય વૃત્તિનું ભર્તૃહરિ બહુ સુશ્લિષ્ટ શબ્દોમાં વર્ણન કરે છે.

**परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं**
**निज हृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः।**

“ પારકાના ગુણના નાનામાં નાના કણને પણ પર્વત જેવા કરીને પોતાના હૃદયમાં હમેશ વિકાસ પામતા-એવા કેટલાક થોડા સંત છે.’ આવી ધન્ય દૃષ્ટિએ નિરીક્ષણ કરતાં સર્વત્ર કંઈને કંઈ સાર અંશ જણાશે. દુનિયામાં ભ્રમિત, નિર્બળ મનુષ્યો તો અનેક, અસંખ્ય જણાશે; પણ, કોઈ દયાપાત્ર, કોઈ ક્ષમાપાત્ર, કોઈ ઉપકાર-પાત્ર, કોઈ ગ્રાહ્ય ગુણના અંશવાળા એમ સર્વે હૃદયની નિકટ લાવવા યોગ્ય જણાયા વિના નહિં રહે. એવી સુવૃત્તિ ધારણ કરતાં અભિ-માન નાશ પામશે, દોષૈક દૃષ્ટિમાં રહેલી ઇર્ષ્યાવૃત્તિ ચાલી જશે જ્યાં ત્યાંથી દોષ ગ્રહણ કરી લેવાને મનુષ્ય તત્પર થાય છે એ કેવળ ઇર્ષ્યા-અસાધુતા નહિં તો બીજું શું છે? એ ઈર્ષ્યા-એ અસાધુતા દૂર કરવાના અર્થમાંજ **बूरो न मिलियो कोय** એમ કહ્યું છે. પ્રેમ-મય પ્રભુની ભક્તિ કરનારને તે **बूरो** કયાં મળે? ઈશ્વરની સૃષ્ટિ નિરખી ઉલ્લાસ પામનારને તે ખેદનું કારણ કયાં જડે? જગત્કર્તાની રચના માટે ધન્યવાદ ગાનારને તે દોષ કયાં દેખાય? મનુષ્ય નિર્બળ

છે, મનુષ્ય પોતાના અપરાધથી–પોતાના પ્રમાદથી પોતાનામાં દોષ એકઠા કરે છે જ. તે દોષ ખોળવાની પણ જરૂર છે, તે દોષ કાઢવાની પણ જરૂર છે. પણ તે માટે ઈર્ષ્યા, દોષ, તિરસ્કારનો સંગ શા માટે થવો જોઈએ ? દોષથી કોણ મુક્ત છે ? દોષ કાઢવા હોય તો **जो देखुं दिल खोजके** એ ઉપાય કયાં નથી ? દોષ જોવા સારૂ મનુષ્યે દિલ ખોલીનેજ જોવું જોઈએ. એ દોષપરીક્ષા ખરેખરી લાભકારક થઈ પડશે. એમાં ઈર્ષ્યાનો દુર્ગુણ નહિ નડે. સદ્ગુણના, સદાચારના કાનુનોની પ્રવૃત્તિનો આરંભ કરવાનું એ બહુ મ્હોટું સ્થાન છે. અને, સ્વહૃદયપરીક્ષા એ બહુ જરૂરની વસ્તુ છે. મનુષ્ય ઘણી વાર દિલ ખોલીને જોતો નથી. બહારના દેખાવો જોવામાં અને બાહ્ય દોષોની ચર્ચા કરવામાં તે અંદરનો દેખાવ જોવાનું અને આંતર દોષો લક્ષમાં લેવાનું ભૂલી જાય છે. પૃથ્વી પર તે ફરી વળે છે, પણ ઘેર આવવાનું તેને સાંભળતું નથી. વિશુદ્ધ ઉદારવૃત્તિઓનો બોધ કરનાર અમેરિકન ઉપદેશક દાક્તર ચેનિંગ કહે છે કે, “ સંખ્યાબંધ મનુષ્યો એવી રીતે જીવે છે અને મૃત્યુ પામે છે કે તેમની પોતાની જાતથી તેઓ કેવળ અજાણ્યાજ રહે છે, અને જે દેશોના નામ સાંભળ્યા છે પણ મનુષ્યના પગે કદિ જ્યાંની જમીનનો સ્પર્શ કર્યો નથી તે દેશો જેવું તેમનું હૃદય તેમને અજાણ્યું રહે છે ? માટે પોતાનું હૃદય ઉઘાડીને જોવાની આવશ્યકતા છે. હૃદયના વિકાર તેમ કર્યાથીજ દૂર થઈ શકે છે, અને હૃદયની શક્તિઓ તેમ કર્યાથીજ કેળવી શકાય છે.

એ પ્રમાણે દિલ ખોલીને જોતાં મનુષ્યને ભયંકર પ્રતીતિ થશે કે **मोंसे बूरा न कोय** બીજાથી ઉત્તમ હોવાનું અભિમાન ચાલ્યું જશે, અને પોતાના જે કોઈ દોષ હશે તે નજર આગળ તરી આવશે; મનુષ્યમાં સદ્વર્તનબલની કેટલી મ્હોટી ખામી છે તેનું ભાન થશે, અને ઉગ્રશાસનનું સ્થલ પોતામાંજ એમ અનુભવ થશે. મનુષ્ય નિર્બલ છે. તેથી તેનામાં દોષનો સંભવ રહે છે. વળી,

જેમ ભક્તિમાં વધારે તત્પરતા થાય છે, ઈશ્વરના દિવ્ય સ્વરૂપનો આદર્શ જેમ ચિત્તમાં વધારે દૃઢ થાય છે તેમ પોતાની સ્હેજ પણ ખામી દોષરૂપે જણાય છે. ઈશ્વર સ્વરૂપથી પોતામાં જે કાંઇ વિરૂદ્ધતા હોય તે માટે ક્લેશ થાય છે. તેથી, પોતાની જાત દોષપૂર્ણ લાગે એ તિરસ્કારપાત્ર થવાની સ્થિતિ નથી. ઈશ્વર સમીપ જવાનું એ ચિહ્ન છે, વિશુદ્ધ અને ધાર્મિકતાના ઉદયનું એથી સૂચન થાય છે, મનુષ્યમાં ઈશ્વરનું દિવ્ય પ્રકાશ પ્રવેશ કરે તે માનવી છાયા અને માનવ અંધકારના બિન્દુને પણ અરૂચિકર ગણે અને ખુણેખોચરેથી તેને ખોળી કાઢી દૂર કરે, એ અવસ્થા ધન્યજ છે. પાપમાં મગ્ન મનુષ્ય અતિઘોર દૌરાત્મ્ય છતાં બેભાન થઇ સૂઇ રહે છે. પુણ્યાચરણમાં પ્રયાસ કરનારથી દુર્વૃત્તિની રેખા પણ સહન થઈ શકતી નથી. દુરાચરણની ક્ષણિક કલ્પના પણ તેને પીડિત કરે છે. પશ્ચાતાપ એજ પાપિતા દૂર કરવાનો અને સદાચારમાં વધવાનો માર્ગ છે.

આ કારણથી ઈશ્વરભક્તિમાં તલ્લીન એવા ધાર્મિક પવિત્ર આત્માઓ ‘ મારાથી નઠારૂં કોઈ નથી ’ એવાં વચન બોલતા જોવામાં આવે છે. જોન બનીઅનની ધર્માનુસરણમાં ઉત્કટ આતુરતા સુપ્રસિદ્ધ છે. તેનું જીવન કદિ અપવિત્ર નહોતું. તોપણ તેનામાં ધર્મ અને ભક્તિનો ઉત્સાહ જ્યારે વ્યાપ્ત થયો ત્યારે પોતાની પૂર્વની ધર્મહીનતાની સ્થિતિથી તેને એટલો ક્લેશ થયો કે એ પોતે જે વચનોમાં પોતાની પૂર્વ સ્થિતિનું વર્ણન આપે છે તે અક્ષરશઃ ખરૂં માનીએ તો તે પાપિષ્ઠમાં પાપિષ્ઠ હશે એમ લાગે. તે પોતાના જીવનની નોંધમાં કહે છે, “ આ દુનિયામાં હું ઈશ્વર વગરનો હતો તે વખતની મારી કુદરતી જીંદગાની તો ખરેખર આ સંસારના વ્યવહાર જેવી હતી, અને ઈશ્વરાજ્ઞા ઉલ્લંઘન કરનાર મનુષ્યજાતિને ઘટે તેવી હતી. દુષ્ટતાનો પિશાચ સ્વેચ્છાએ મને પોતાનો દાસ કરે તેમાં હું આનંદ માનતો. હું સર્વ અપવિત્રતાથી પૂર્ણ હતો અને તેથી મારા

હૃદયપર અને મારા જીવનપર એટલી જબરી અસર થઇ હતી કે શાપ દેવો, અણઘટતા કસમ ખાવા, જુઠું બોલવું અને ઈશ્વરના પવિત્ર નામની નિન્દા કરવી—એ કામમાં મારા સરખા કોઈકજ હતા. × × મેં મારી લાલસાઓની લગામ છોડી દીધી, અને ઈશ્વરના નિયમનું બધી રીતે ઉલ્લંઘન કરવામાં આનંદ માનવા લાગ્યો. તેથી કરીને, મારૂં લગ્ન થયું ત્યાં સુધી સર્વ પ્રકારના દુર્ગુણ અને અધાર્મિકતામાં હું મુખ્ય અગ્રેસર હતો. અને મારા દીન આત્મા પર શરીરમાં ઉદ્‌ભવતા વિકારોનું એટલું પ્રાબલ્ય હતું કે એક પ્રસંગે ઈશ્વરે અમૂલ્ય કૃપા કરી અદ્‌ભૂત ચમત્કાર કર્યો નહોત તો સનાતન ન્યાય શિક્ષાથી હું નાશ પામત એટલુંજ નહિ, પણ દુનિયા આગળ જેથી કેટલાક અપકીર્તિ અને લજ્જા પામે છે તે નિયમોની શિક્ષાને પણ હું પાત્ર થાત." એક વિવેચક કહે છે તેમ "આવી સબળ ભાષામાં બનિયને જે આન્તર વિગ્રહનું વર્ણન કર્યું છે તેથી એમ સાબીત થતું નથી કે તે તેના પડોસીઓ કરતાં નઠારો માણસ હતો, પણ એ સાબીત થાય છે કે તેનું મન નિરંતર ધાર્મિક વિચારમાં ગુંથાએલું રહેતું હતું, તેના જ્ઞાન કરતાં તેનો ઉત્સાહ અધિક હતો, અને તેના શરીર અને મન પર તેની કલ્પના સંપૂર્ણ અધિકાર ચલાવતી હતી." સુશીલ કવિ વિલિયમ કાઉપર મરણપર્યંત નિર્દોષ અને પવિત્ર રહ્યો હતો. તોપણ તેને ઈશ્વરની શિક્ષાનો ભય હમેશ લાગ્યાં કરતો. મારા અને સ્વર્ગ વચ્ચે મોટી ભીંત છે અને તે પરથી મારાથી ચઢી ઉતરાવાનું નથી એમ ધારી તે નિરાશ રહેતો. પોતાની સ્વર્ગસ્થ માતાની છબી જોઈ રચેલા એક સુંદર કાવ્યમાં તે કહે છે, તેં તો સ્વર્ગમાં ચિરકાલનો વાસ કર્યો છે, પણ એ વિશ્રાંતિ મળવાની મને તો ભાગ્યેજ આશા થાય છે. મારૂં નાવ બંદરથી હમેશ દૂરને દૂર રહે છે, એ ખિન્ન અવસ્થામાં મારા નાવને પ્રચંડ પવનો વિમાર્ગે ખેંચી જાય છે, તોફાનથી તે અથડાય છે, તેના સઢ ફાટી જાય છે, તેનાં પાટીયાં ખસીને પહોળાં થઈ જાય છે, તેનું હોકાયંત્ર ખોવાઈ

જાય છે, અને પ્રતિદિન કોઈ પ્રવાહનો વેગ મારી ગતિનો ભંગ કરી મને સુભાગ્યના પદથી દૂર કહાડે છે.” સંસારના કલહથી દૂર જઈ શાંતિમાં રહેલા કવિનાં આ વચનો દુષ્ટાચરણ દર્શાવતાં નથી પણ વધતી જતી વિશુદ્ધિપ્રિયતા દર્શાવે છે, ભૂતકાલની અપૂર્ણ શુદ્ધતા માટે થએલો ખેદ જ તેનાં વચનથી સૂચિત થાય છે. આવી વૃત્તિ અધાર્મિકતાનું નહિં પણ ધાર્મિકતાનું ચિહ્ન છે. બનિયન અને કાઉપર વિશુદ્ધ મહાત્માઓ હતા. તોપણ જે કંઈ ન્યૂનતા પોતામાં જણાઈ તે માટે તેમણે આ રીતે સંતાપ કર્યો છે. ઈશ્વરથી સહેજ પણ વિમુખતા આવા મહાત્માઓથી ખમાતી નથી. તેઓ પાપી હતા એમ હતું નહિં. પણ દિલ ખોલીને જોવાથી પોતાના દોષ તેમને આવા સ્વરૂપે જણાયા હતા. આપણી પ્રાર્થનામાળામાં પણ

‘કૃત્યો કૂડાં કરૂં છું, અવિહિત અવળે માર્ગ હું સંચરૂં છું,’
‘કોટયાવધી પ્રતિદિને અપરાધ થાય’;

ઈત્યાદિ વચનો ભકતના મુખમાં મુકયાં છે, એ વચનો ઉચ્ચારવાનો ભકતોને ઉપદેશ કર્યો છે, તે ઈશ્વર સમક્ષ ઉભેલા સાધારણ મનુષ્યના ભાવવર્ણન પ્રસંગે છે, તેમજ વિશુદ્ધિથી રહેલું અંતર તરવામાં થતા પ્રયાસ પ્રસંગે છે. પરમ વિશુદ્ધ આત્માઓ પણ આવા ઉદ્ગાર કરવાની જરૂર ધારે છે તે દિલ ખોલવા માટેજ. તો જેમનાં હૃદય એવાં વિશુદ્ધ નથી, જે વિકારમાં, ભોગમાં અને તૃષ્ણામાં લીન થયેલા છે, જે ઈશ્વરભકિતમાં પરિપૂર્ણ રીતે પરાયણ થતાં શિખ્યા નથી, તેમને એવી સહૃદય પરીક્ષા કેટલી બધી આવશ્યક છે? પોતાનું અંતર ઉઘાડી જોયા વિના તેઓ ધાર્મિકતાનો આરંભ શી રીતે કરી શકશે? અને અન્તર ઉઘાડી જોતાં મલિનતા જણાય તો તે એ પરીક્ષા બંધ કરવાનું કારણ છે કે અગાડી ચલાવવાનું કારણ છે? દુષ્ટતા સંતાડીને સંઘરી મુકવા જેવી છે કે બહાર કાઢી લજ્જા પમાડી નસાડી મુકવા જેવી છે? ભક્તિદ્વારા ઈશ્વર સમીપ જઇ હૃદય ઉઘાડતાં શું દુષ્ટતા લજ્જા પામ્યા વિના રહેશે? એ દિવ્ય સાંનિધ્યમાં પાપિતાથી શું ટકી શકાશે?

આ રીતે સ્વહૃદયની પરીક્ષા કરતાં ઇર્ષ્યા દૂર થશે અને આત્મોદ્ધારના પ્રયત્નમાં પ્રવૃત્ત થવાશે; પારકાના છિદ્રાન્વેષણમાં આનંદ થવાને બદલે પોતાની ઈશ્વરકૃપા માટેની અયોગ્યતા જોઇ પરિતાપ થશે, અને તે કૃપા માટે પોતે યોગ્ય થવામાં અને બીજાને યોગ્ય કરવામાં તત્પર થવાશે. કૃપાકાન્ત પિતા એ પરિણામ અપાવો.

તથાસ્તુ.

---

## આત્મશાસન*

( અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાએલો ઉપદેશ )

દુનિયામાં હમેશ જ્ઞાન અનુભવથી વધતું જાય છે. બેકન કહે છે કે દુનિયા દરરોજ વધારે ડાહી થતી જાય છે, કેમકે તેની ઉમ્મર વધતાં આગળ થએલો અનુભવ પાછળ કામ આવે છે. અને તેમાં નવો અનુભવ ઉમેરાતો જાય છે. પૂર્વે થએલો અનુભવ આ પ્રમાણે ઉપયોગી છે તેથી સારા શિક્ષકની, સદ્‌ગુરુની અને સત્સંગની માણસને ઘણી જરૂર છે. એ સર્વના યોગથી અનેક લાભ થાય છે, સારા સંસ્કાર હૃદયમાં પડે છે, સારાં દૃષ્ટાંત ચિત્ત સમક્ષ રહે છે, સારાં વલણ સ્વભાવમાં બાંધવાનો આરંભ થાય છે. **क्षणमिह सज्जन संगतिरेका भवति भवार्णवतरणे नौका।** 'અહીં એક સજ્જન સંગતિ ક્ષણ (મળે તો તે) ભવસાગર તરવામાં નૌકા થાય છે,' ઇત્યાદિ વચનો કંઇક અતિશયોક્તિયુક્ત છતાં સજ્જનની સંગતિની કેવી પ્રબલ અસર થાય છે અને કેટલીવાર વિકારરૂપ સંકટને સમયે એ સંગતિની સહાયતા આવી મળતાં જીવનના વૃત્તાંતમાં કેવો ફેર પડી જાય છે તે વાત બહુ દૃઢતાથી સમજાવે છે. આ દેશની પ્રાચીન અધ્યાપન વ્યવસ્થામાં ગુરુની જે મહત્તા હતી અને અમુક ગુરુના શિષ્ય થવામાં જે વિશેષતા હતી તે આ પ્રભાવની અપેક્ષાએ જ

---

* 'જ્ઞાનસુધા' ના સન ૧૮૯૫ ના નવેમ્બર-ડિસેમ્બર અંકમાં પ્રકટ થયેલ.

હતી. યુરેપની પાઠશાળાઓમાં પણ શિક્ષકની કેટલી બધી દૂરગામી અસર થતી હાલ જોવામાં આવે છે, શિષ્યો શિક્ષકો સાથે નિકટ સંબંધ અને ચિર સહવાસમાં રહે એ માટે કેટલો બધો આગ્રહ કરવામાં આવે છે, શિક્ષકોનું નિયમન લક્ષણ બાંધવામાં કેવું ફલવંત થાય છે તથા મોટા શિક્ષકોની સંગતિ કેવા મોટા માણસો ઉત્પન્ન કરે છે એ સુપ્રસિદ્ધ છે, અને આ દેશમાં હાલ તેવી વ્યવસ્થાની ખોટ છે તેથી એ વાત ચિત્ત આગળથી ખસે તેમ નથી.

અનુભવનું આવું મહત્ત્વ છે, તોપણ ઉચ્ચ લક્ષણ પ્રાપ્ત કરવા સંબંધે ગુરુથી અને સંગથી પર્યાપ્તિ થતી નથી. એટલાથી જ આત્માની ઉન્નતિ થતી નથી. આત્માના પોતાના પ્રયત્નની પણ આવશ્યકતા છે, અને ઘણા મ્હોટા પ્રયત્નની આવશ્યકતા છે. આત્માના પોતાના પ્રયત્નથીજ તેની ઉન્નતિની ક્રિયાનો આરંભ થઇ શકે છે. બીજાઓના પ્રયત્ન જાગૃતિ આપે છે, માર્ગ દેખાડે છે, સાધન પ્રાપ્ત કરાવે છે. પણ તે સર્વ વડે પ્રવૃત્તિ અને ઉદ્યોગ તો આત્માએ પોતે જ કરવાનો છે. જ્યાં લગી આત્મા પોતે પ્રયત્ન ન કરે ત્યાં લગી બીજાના પ્રયત્ન મિથ્યા જાય છે. ઉન્નતિના પ્રયત્નનું ભાન થવા સારૂ, એ પ્રયત્નની જરૂર જણાવવા સારૂ બહારના ઉપદેશની અપેક્ષા છે; કારણ કે મુખ્ય લક્ષ્ય શું છે, શા માટે જીવનમાં વિશેષે કરીને પ્રયત્ન કરવાનો છે તે સર્વને ખબર નથી હોતું અને તે કહેવું પડે છે. પણ તે જાણ્યા પછી આરંભ તો આત્માએ પોતે કરવાનો છે. 'દૈવ અને ગાડીવાન' ની વાર્તા પણ એજ બોધ કરે છે કે જાતે મહેનત કરવા માંડી નથી ત્યાંસુધી બીજી સહાયતાનો ઉપયોગ શરૂ થઈ શકતો નથી. શક્ત અને અશક્ત, જ્ઞાની અને અજ્ઞાની સર્વને સહાયતા આપવાને ઈશ્વર સમર્થ છે, પણ તેનો દિવ્ય નિયમ એવો છે કે મનુષ્ય પ્રયાસ કરે ત્યારે જ તેનો સહાયક હસ્ત જણાઇ આવે છે. પ્રયાસ પહેલાં સન્મતિ વડે ઉત્તેજિત કરનાર પણ તેજ છે, પ્રયાસ પછી મનોબળવડે સફળતા અપાવનાર પણ તે જ છે,

ગુરુની અને સત્સંગની સહાયતા પણ આ પ્રમાણે જાતે શ્રમ લીધા પછીજ સફલ થાય છે.

મનુષ્યના આત્માની શક્તિ મ્હોટી છે. એવું ચૈતન્ય ઈશ્વર સિવાય અદ્વિતીય છે. એ આત્મા અમૃતત્વનો અધિકારી છે અને યત્ન કરી પરમ શાંત પદ તે મેળવી શકે છે. તેની જ્ઞાનશક્તિ અતિ વિસ્તારી છે. તે સત્ય જાણી શકે છે. તે સૃષ્ટિ માપી શકે છે. તેની કલ્પના અનંતત્વ સુધી જાય છે. તેમ એ આત્માની શક્તિનો દુરુપયોગ પણ થઇ શકે છે. આત્મા ખોટા તર્ક ઉભા કરે છે, પોતાના કર્તા વિરૂદ્ધ દ્રોહ કરી નાસ્તિકતા ઉભી કરે છે, નઠારા અસદ્દગામી સંકલ્પ ઉભા કરે છે; એ બધું સારી પેઠે જાણીતું છે. તેથી આત્માને પોતાની શક્તિઓનો સદુપયોગ કરવામાં પ્રવૃત્ત થવાની જેમ જરૂર છે, તેમ એ શક્તિનો દુરુપયોગ ન થાય તે માટે કાળજી રાખવાની પણ જરૂર છે. આત્માની સુવ્યવસ્થાની કેટલી મ્હોટી અગત્ય છે તે આટલા પરથીજ ધ્યાનમાં આવશે કે મનુષ્યનો સૃષ્ટિ સાથેનો અને સૃષ્ટિના કર્તા સાથેનો સંબંધ આત્માદ્વારાજ છે. સૃષ્ટિ તેનાથી સ્વતંત્ર છે, ઈશ્વર તેનાથી મોટો છે, પરંતુ સૃષ્ટિ તરફ વ્યાપાર અને ઈશ્વર સાથે યોગ તે આત્મા વડેજ કરી શકે છે. આવી શક્તિવાળો અને આવો સાધનરૂપ આત્મા સુઘટિત હોય તો શુભ ફલ પ્રાપ્ત કરી શકે છે અને દુઃસ્થિત હોય તો અધોગતિ પામે છે. જગત્ સમજવામાં અને જગત્ સાથે વ્યવહાર કરવામાં જેમ તેની સત્પ્રવૃત્તિ પર આધાર છે તેમ તેનું અન્ત્ય કલ્યાણ સિદ્ધ કરવા સારૂ તેની શક્તિઓ તેના પોતાના લાભમાં વપરાવી આવશ્યક છે.

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥**
**बन्धुरात्मात्मनस्तस्य यनैवात्मात्मनाजितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥**

“(મનુષ્યે) આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો, આત્માને ડુબાડવો નહિં; કારણ કે આત્માજ આત્માનો બન્ધુ છે, આત્માજ આત્માનો રિપુ છે. જેણે આત્મા વડે જીત્યો છે તેનો જ આત્મા આત્માનો બંધુ છે; પણ જ્યાં આત્મા (એ રીતે) પોતાનો (પોતાને વશ) નહોતાં શત્રુભાવમાં છે ત્યાં આત્માજ શત્રુ પેઠે વર્તે (છે).”

ભગવદ્‌ગીતાનાં આ વચનો બહુ મ્હોટા સત્યનો ઉપદેશ કરે છે. આત્માનો ઉદ્ધાર કરવો એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે, એ બાબતમાં બેદરકાર થઇ આત્માની દુર્ગતિ થવા દેવાની મનુષ્યને છુટ નથી. તેમ બાહ્ય સહાયતાથી ઉદ્ધાર થઈ જશે એમ જાણી બેસી રહેવાનું નથી, આત્મા વડેજ ઉદ્યમ કરવાનો છે. એ વ્યાપારનું કારણ તે આત્મા જ છે. આત્માને હાથ એટલું બધું છે, તેની જવાબદારી એટલી બધી છે કે તે પોતાનો બન્ધુ પણ થઈ શકે છે અને પોતાનો શત્રુ પણ થઈ શકે છે; પોતાનું હિત સાધવામાં વળે તો બન્ધુ થાય અને પ્રમત્ત રહે તો શત્રુ થાય. જે આત્મા એ રીતે પોતાને નિયમમાં રાખે તે પોતાનો હિતકારી થાય છે. પોતાની જ દરકાર પોતે ન રાખે, પોતાને વશ ન રાખે, પોતાને સુપ્રવૃત્ત ન કરે તે પોતાનો શત્રુ થાય છે અને શત્રુ હોય તેમ પોતાની દુર્દશા આણવામાં જ વ્યાપૃત રહે છે.

આત્મામાં શકયતા (Potentiality) રહેલી છે. અવિકસિત રૂપે શક્તિઓ રહેલી છે. નાના સરખા બીજમાં જેમ ભવિષ્યમાં થનારૂં મહાન્ વૃક્ષ રહેલું હોય છે, ફલ, પુષ્પ, પર્ણ, શાખા એ સર્વ જેમ એટલા અંકુરમૂલમાં રહેલાં હોય છે, અને તે સારી રીતે પુષ્ટિ પામે, સારી રીતે વૃદ્ધિ પામે, સારી રીતે ઉછેરાય તો જ જેમ એ સર્વ સમૃદ્ધિનો ઉદ્‌ભેદ થઈ અતિ સુંદર લીલા થઈ રહે છે; તેમ ભવિષ્યમાં જ્ઞાની થનાર, આનંદ અનુભવનાર, મોક્ષ પ્રાપ્ત કરનાર આત્મામાં એ બધી શક્તિઓ પણ બીજ રૂપે જ નિવાસ કરે છે. વૃક્ષ બીજને બગાઠી નાખો, તેના પ્રરોહને વાળી નાખો, તેના પર પડતા સૂર્ય-

પ્રકાશને છાયા વડે અટકાવો, તેને મળતા જલસિંચનને અનિયમિત કરો, તેની આસપાસના આહારભૂત ક્ષારમાં દુર્મિશ્રણ કરો, તો પછી તેમાં શકયરૂપે રહેલું વૃક્ષ સંપૂર્ણ શ્રીથી પ્રફુલ્લ નહિંજ થાય. આત્માની લક્ષ્મીના વિકાસનો પણ એજ રીતે તેની પુષ્ટિ પર, તેની કેળવણી પર, તેના નિયમન પર આધાર છે. એની એ શકયતા એનો એ બીજાંકુર ઉપચય પ્રકાર પ્રમાણે ઉત્કૃષ્ટ અપકૃષ્ટ રૂપ પામે છે. તેની શક્તિની વૃદ્ધિ થઇ નથી હોતી ત્યાં સુધી સંવર્ધનક્રમ પર વાસ્તવિક પરિણામ (Actuality) નો કેટલો મ્હોટો આધાર છે તે લક્ષમાં નથી આવતું. પણ સફલ શકયતા એ જ પૂર્ણ પરિણામ છે અને ખંડિત તથા પ્રતિરૂદ્ધ શકયતા તે જ વિકલ પરિણામ છે. શકયતાનો યોગ્ય ઉદ્ભેદ સાધવો એ જ પૂર્ણ પરિણામ સિદ્ધ કરવાનો માર્ગ છે. જે આત્મા બુદ્ધિમાન, સુનીતિમાન, મનોબલયુકત, સદાચરણ પ્રવૃત્ત, સૌમ્ય ગુણ અને કૃતકર્તવ્ય થઇ શકે તેવો છે તે જ આત્મા દુર્બુદ્ધિ, દુરાચરણી, વિષયાસકત, બલહીન બની જાય એમ બને છે. આત્મામાં બધી શકિતઓ પ્રથમથી સંપૂર્ણરૂપે નથી હોતી. એ શક્તિઓ ધીમે ધીમે કેળવાય છે. એ કેળવણી યથાયોગ્ય થાય તે માટે આત્માએ પોતે સંભાળ રાખવાની છે અને પોતાને સહાય થવાનું છે. બીજી શકયતા અને આત્માની શકયતામાં ફેર એ છે કે આત્માને સ્વાધીન વાત ઘણી વધારે છે. જ્ઞાન આપી અને બલ આપી શકયતા મુકનાર આત્માના કર્તાએ આત્માને તેની વિવૃદ્ધિમાં વિઘ્નો દૂર કરવાની અને અનુકૂલતા મેળવવાની શક્તિ આપી છે. આત્માની શકયતા ઘણી મોટી છે, એ શકયતાનું વાસ્તવ પરિણામ ઘણું ભવ્ય છે, તેમ એ પરિણામ સિદ્ધ કરવા માટે આત્માને કરવાનો પ્રયાસ પણ ઘણો ભારે છે. આ કારણથી આત્માની જવાબદારી પણ ઘણી મ્હોટી છે. વૃક્ષાદિ પોતાની શકયતાના વિકાસ માટે જવાબદાર નથી, પરંતુ મનુષ્ય એ અવસ્થામાં નથી. તેની શકયતાનો વિકાસ જ્ઞાનરહિત દશામાં થતો નથી. વિકાસની સામગ્રી પરત્વે તે પરાધીન નથી. સામગ્રીઓનો

ઉપયોગ તે જાણી શકે છે, પોતાના ચિત્તને તેમાં વ્યાપૃત કરી શકે છે અને અનુકૂલ તથા પ્રતિકૂલ વ્યતિકરોને સ્વતંત્રપણે સમીપ લાવી શકે છે અને દૂર કરી શકે છે.

આ પ્રમાણે આત્માની શકયતાનો વિકાસ થતાં સ્વભાવ બંધાય છે. સ્વભાવના દૃષ્ટિબિંદુથી વિષય લક્ષમાં લેતાં પણ એજ સમજાય છે કે આત્માને કેળવી સ્વભાવ બાંધવામાં જ ઉન્નતિનો મ્હોટો ઉપાય સમાએલો છે. નઠારો સ્વભાવ બંધાયા પછી આત્મા પોતાને વશ રાખી શકતો નથી, ઇષ્ટ માર્ગે પ્રવૃત્તિ કરી શકતો નથી, ઉન્નત લક્ષ્ય કદિ દેખાય છે તો તે તરફ ક્રમણ કરવાનું પોતામાં બલ નથી, પોતે પરવશ છે એમ તેને જણાય છે. ઘણુંખરૂં ઉન્નત લક્ષ્ય જ તેની આગળથી ખસી જાય છે અને તે માર્ગે જવાની તેને ઇચ્છા જ થતી નથી. દુષ્ટ સ્વભાવ આરંભમાં કોઈક વાર તાત્કાલિક સુખની લાલચમાં બંધાય છે, કોઈક વાર મિથ્યા આભાસવાળા આદર્શના આકર્ષણમાં બંધાય છે. પણ એવો સ્વભાવ બંધાયા પછી તો કાંઇપણ લાલચ વિના અને કાંઇપણ આકર્ષણ વિના દુષ્કૃતિમાં ટેવને લીધે જ પ્રવૃત્તિ થઈ જાય છે, **नास्ति नष्टे विचारः** નષ્ટ થએલાને વિચાર થતો જ નથી, અને તેથી નિગ્રહ વધારે અઘરો થતો જાય છે. તે માટે, આવશ્યક એ છે કે સાધુ સ્વભાવ બાંધવામાં આત્માને પહેલેથી કેળવવો-સુલક્ષણનો એ અભ્યાસ આત્માની બધી શક્તિઓને સંબંધે અને મનો-વ્યાપારના બધા વિષયોને સંબંધે થવો જોઇએ; કે દુર્વૃત્તિને પ્રવેશ કરવાનું છિદ્ર કોઇ ઠેકાણે ન રહે. કેટલાક વિષયોમાં સુમાર્ગે ગમન કરવાની ટેવ પાડવી અને બાકીનામાં બેદરકાર રહેવું એ આ કારણથી મ્હોટી ભૂલ છે. આત્માના ઉદ્યમના જેટલા વિષય હોય તે બધામાં સુલક્ષણને વિરૂદ્ધ કર્યા વિના તેનું પ્રયાણ બધી દિશામાં સમ અને અનુરૂપ થઈ શકતું નથી. ઝીણી ઝીણી બાબતોમાં પણ એ કેળવણી લક્ષમાંથી ખસી જવી ન જોઇએ, કેમ કે સ્વભાવની સુદૃઢતાને ચલિત કર્યાનું પરિણામ આખરે નિર્બલતામાં જ થાય છે. મશ્કરીમા પણ

જુઠું ન બોલવું એ આજ્ઞા સત્યના અસ્ખલિત આચરણ માટે તેમજ આ નિયમન માટે સકારણ છે. એક વાર સ્થાનભ્રષ્ટ થયા પછી ગંગાનો ક્રમશઃ કેવો અધઃપાત થયો તે સ્થૂલપાતની કલ્પના કરી નીતિમાંથી થતા પાત વિશે ભર્તૃહરિ કહે છે કેઃ **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।** જેઓ એકવાર યોગ્યાયોગ્યની મર્યાદામાંથી ભ્રષ્ટ થાય છે તેમની ઉન્નતિનો ધ્વંસ પછી અનેકાનેક પ્રકારે થાય છે. તે માટે લઘુતામાં કે હાસ્યમાં પણ ભ્રંશનો અવકાશ કદિ આવવા દેવો ન જોઇએ. મ્હોટી કે નાની બાબતમાં ઉત્કર્ષનો સંકલ્પ તોડયાથી હાનિ જ થાય છે.

આત્માને ડુબાડવો નહિ એનો અર્થ પણ એ જ છે કે આત્માને નીચતામાં નિમગ્ન થવા દેવો નહિં, દુર્ગતિમાં નષ્ટ થવા દેવો નહિ. આત્માને અધોગતિમાં લઈ જવાનો કોઈને અધિકાર નથી. ભવિષ્યના કે સનાતન સુખની અવગણના કરી સ્વચ્છંદે વર્તવાનો કોઈથી દાવો થઈ શકતો નથી. આત્માને ઈશ્વરે સૃજ્યો છે, ઈશ્વર તેનો માલીક છે, તેનું અંતે કલ્યાણ થાય એ ઈશ્વરની ઇચ્છા છે. મનુષ્યનો ધર્મ એ ઇચ્છાને અનુકૂલ થઈ આત્માનું કલ્યાણ સાધવા પ્રવૃત્ત થવું એ છે. તેમાં જેટલો તે વિરોધ કરે છે તેટલો તે દુઃખી થાય છે. ઈશ્વરે મનુષ્યમાં ગતિ પણ એ અંત્ય કલ્યાણ તરફ જવાની મૂકી છે, અને ઈશ્વરને જે પ્રિય છે તે કર્તવ્ય ગણી મનુષ્ય તે તરફ સહજ પ્રકૃત્તિથી પ્રવૃત્ત થાય છે. સનાતન સુખની અવગણના કરવાનો હક સમજનારા ઘણા ઓછા નિકળે છે અને તેમનેજ શાશ્વત કલ્યાણ પ્રાપ્ત કરવાનું કારણ બતાવવાની જરૂર પડે છે.

પોતાનું હિત સાધવામાં આત્મા પોતે જેવી પોતાને મદદ કરી શકે છે તેવી બીજું કોઈ કરી શકતું નથી, તે માટે જ કહ્યું છે કે આત્મા એ જ આત્માનો બન્ધુ છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે આત્માના બીજા કોઈ બન્ધુ નથી. ઉપર પ્રથમ કહ્યું છે તેમ આત્માના ગુરુ વગેરે બહારના સહાયક બન્ધુઓ પણ છે. આત્માનો સર્વથી

મ્હોટો બન્ધુ ઇશ્વર છે. તે જ તેને સર્વ જ્ઞાન આપે છે અને સર્વ બળ આપે છે. તેની ઇચ્છા એવી છે તેથી પોતાના સહાયક થવું એ આત્માનું કર્તવ્ય છે. આત્માને બન્ધુભાવનું બીજું સ્થાન નથી, મનુષ્યો પ્રતિ ભ્રાતૃભાવ ન રાખવો, એવો પણ આ વાકયનો અર્થ નથી. આત્માનો પોતાનો સંકલ્પ અને પોતાનો પ્રયત્ન સહુથી વધારે અગત્યનો છે એટલું જ તાત્પર્ય છે.

પોતાને સહાય ન થનાર, પોતાના હિતની અવગણના કરનાર પોતાને સહૃવિરોધી કરી દુઃખી કરે છે, પોતાના અન્ત્ય કલ્યાણમાં હાનિ કરે છે, માટે એવા આત્માને આત્માનો રિપુ કહ્યો છે. રિપુ પેઠે તે અનિષ્ટની જ ચિંતા કરે છે, અનિષ્ટના જ ઉપાય લે છે, અનિષ્ટમાં જ હર્ષ માને છે. રિપુની સમાન શ્રેયના સર્વ સાધનમાં તે વિઘ્ન કરવા તત્પર થાય છે. આત્મોન્નતિમાં આવાં વિઘ્ન આત્મા જેવાં બીજું કોઇ કરી શકતું નથી, મૂલ આરંભમાંથી પ્રતિબંધ આત્મા વિના બીજા કોઇથી થઇ શકતો નથી, આત્માના દુરાગ્રહ સિવાય બીજા કશાથી ઉન્નતિમાર્ગ સમૂળગો બંધ થઇ શકતો નથી, તેથી આત્મા જ આત્માનો રિપુ છે એમ કહ્યું છે. આત્મા જો રિપુ થાય તો એવો નાશકારી રિપુ બીજો કોઇ નથી એ ભાવાર્થ છે.

આત્મા વડે આત્માને જીતવો, આત્માને વશ રાખવો, આત્માને સુમાર્ગે જ પ્રવૃત્ત થવા દેવો, એ આત્માને બન્ધુ બનાવવાની ક્રિયા છે, એમાં આત્માની જીત છે, આત્માની પ્રતિષ્ઠા છે, આત્માની કીર્તિ છે. સૌથી મોટું સ્વરાજ્ય (Self Government) એ જ છે.એ જ સૌથી વિશિષ્ટ સ્થાનિક (local) સ્વરાજ્ય છે. સ્થાનિકથી પણ વધારે પાસેનું નિકટતર એ રાજ્ય છે. એ પોતાનું પોતા પર રાજ્ય છે. અને એ રાજ્યનો વિષય આત્મા એ સૃષ્ટિમાં કંઇ નાનોસુનો વિભાગ નથી. એના જેવું અસ્તિત્વ વિરલ છે, અને તેથી આત્મા પરનું રાજ્ય એ બહુ મોટું સામ્રાજ્ય છે, બહુ મ્હોટી ગાદી છે. આત્માના એ સ્વરાજ્યનો અભાવ હોય ત્યાં બીજાં રાજ્યની કિમ્મત ઘટી જાય છે. જેણે આત્માને

નથી જીત્યો તેની પાસે પાર્થિવ રાજ્ય હોય તોપણ તે હલકું જ છે. પૃથ્વી પરના મ્હોટા મ્હોટા રાજાઓ અને રાજ્યકર્તાઓ જેમના આત્મા સ્વ વશ નથી, જે વિકારોના દાસ છે, જે હલકામાં હલકી તૃષ્ણાઓની અને લાલસાઓની ગુલામગીરી ઉઠાવે છે, તેમનામાં કદિ પ્રભાવ હોઇ શકે, ગૌરવ હોઈ શકે, ઉત્કર્ષ હોઇ શકે? તેમનો તિરસ્કાર થતો અટકે? અધઃપાતમાંથી તેઓ બચી શકે? શાશ્વત સુખ તેઓ મેળવી શકે?

આત્માને પોતાના પર જે જીત મેળવવાની છે તે એ કે પોતાની શકિતઓને વિમાર્ગે દોરાતી અટકાવવી, કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોને પ્રબલ ન થવા દેવા, આત્માને તેમને વશ થવા ન દેવો અને પોતાની શકિતઓના સુવિકાસમાં વૃદ્ધિ પામતો રાખવો. વિકારોનું દાસત્વ ઘણું અધમ છે અને સર્વ વિકારોથી છૂટવું આવશ્યક છે. તે વિના આત્મા પોતાના વ્યાપારમાં સ્વતંત્ર થઈ શકતો નથી. વિકારોનું આકર્ષણ એવું બલવત્ છે કે મનુષ્ય એક-માંથી છૂટે તો બીજાને વશ થાય છે. લોભમુકત કામને વશ હોય છે, કામને તજનારથી ક્રોધનું દમન થઇ શકતું નથી, કામ ક્રોધને જીત-નાર લોભમાં સપડાય છે, એવા વિવિધ ખેદકારક વૃત્તાંત મનુષ્ય-ચરિતમાં અજાણ્યા નથી કે થોડા નથી. આ જીત સર્વશઃ મેળવવી એ સહેલું કામ નથી, જ્ઞાનીઓ જે ખરો માર્ગ જાણનારા તેઓ પણ ખોટે માર્ગે દોરાઇ ગયા છે, જ્ઞાન ઉપરાંત વિશેષ મનોબળની મ્હોટી જરૂર પડે છે, એ બધું ધ્યાનમાં લેતાં વિકારોને જીતવાનો અભ્યાસ કેવો ખાસ રીતે કરવાનો છે તે સમજાય છે.

પૂરેપૂરો સારો સ્વભાવ બંધાવા સારૂ આત્માએ સર્વ વિકારોનું દમન કરવું જોઇએ, તેમ ન કરે ત્યાં સુધી તે કોઇને કોઈ રીતે પાપ કરે છે, દૂર્વિકારમાં ફસે છે અને તેના સુગતિના પ્રયત્ન અનેક પ્રકારે નિષ્ફળ થાય છે. આત્મા જ્યાંસુધી એ વિકારરૂપ શત્રુઓને અધીન હોય છે ત્યાં સુધી તેઓ શત્રુ પક્ષમાં જ રહે છે, પોતાના

શત્રુ પેઠે જ વર્તે છે. એકે એક શત્રુ દૂર જાય ત્યારે જ તે પોતાના પક્ષમાં પાછો આવી શકે છે. માટે કોઇ એક વિકારનો નહિ પણ સર્વનો નિગ્રહ કરવાનો અભ્યાસ રાખવો જોઈએ. વિકારોનો જ્યાં સુધી પોતામાં પ્રવેશ હોય ત્યાં સુધી તેમનો નિગ્રહ તે આત્માનો જ નિગ્રહ છે, તેમના પરની જીત તે આત્મા પરની જ જીત છે.

આ આત્મનિગ્રહ વિના સારો સ્વભાવ બંધાતો નથી અને ધર્મને માર્ગે ગતિ થઇ શકતી નથી. મહાન્ ઉપદેશક ઇસુખ્રિસ્તના વચનોના સંગ્રહમાં મેથ્યુસ કહે છે, “પછી ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે કોઇ મનુષ્યને મારી પાછળ આવવું હોય તો તેણે પોતાનો નિગ્રહ કરવો અને પોતાનો ક્રોસ ઉપાડી લઇને મારી પાછળ આવવું.” આત્મનિગ્રહનો આ ઉપદેશ અતિ યોગ્ય છે તે ઉપર બતાવ્યું છે. પરંતુ શાનો નિગ્રહ કરવો એ વિષે એક વિશેષ વિચાર કરવાની જરૂર છે. અને આ સંબંધે દાકતર ચેનીંગ કહે છે તે ધ્યાનમાં રાખવું જોઈએ. નિગ્રહ એટલે આત્માની અંદર જે સર્વ છે તેનું નિગ્રહ તો નહિં જ. અંતઃકરણપ્રવૃત્તિનો નિગ્રહ કરવો, અંતરમાંની સહજ શુભ વૃત્તિને દાબી દેવી અને નિઃશંક થઈ ગમે તેમ વર્તવું એવો અર્થ તો નથીજ એ સુસ્પષ્ટ છે. તે જ પ્રમાણે તર્કશકિતનું, સદ્સદ્ વિવેકનો પણ નિગ્રહ કરવાનો નથી. ધાર્મિક થવા માટે તર્કનો નિગ્રહ કરવો, સ્વબુદ્ધિ વાપરવીજ નહિં એમ જે કેટલીક વાર માનવામાં આવે છે તે ભ્રાંતિજ છે. ધર્મ માટે સૌથી પહેલી જરૂર તર્કની છે, તર્કવ્યાપારમાંજ ધર્મનો આરંભ છે. નિગ્રહ જે કરવાનો છે તે માત્ર વિકારનો, રાગનો અને તૃષ્ણાનોજ કરવાનો છે. વળી, દાકતર ચેનીંગ કહે છે તેમ આ સહુનો પણ નાશ કરવાનો નથી, પણ તેમને વશ કરવાનો છે, એટલુ જ કર્તવ્ય છે. “તેમને જડમૂળથી ઉખેડી નાખવાનાં નથી પણ તેમના આધિપત્યનો પરિત્યાગ કરવાનો છે. આપણા કર્તાએ આપણામાં જે તત્વ, ઇચ્છા, અભિલાષ કે રાગ મૂકયા છે તે કોઇનું ઉચ્છેદન કરવું

એ ધર્મ માટે જરૂરનું છે એ વિચાર ખોટો છે." આ સર્વનું નિયમન થાય, સન્માર્ગે જવામાં તે આડે ન આવે, તે પ્રબલ થઇ ઉચ્ચતર જીવન ભૂલાવી ન દે એ ધર્મ માટે જરૂરનું છે, પણ બધી ઇચ્છાઓનું અને વૃત્તિઓનું ઉન્મૂલન કરવું એ જરૂરનું નથી. આત્માને જે અવસ્થામાં ઇશ્વરે મુકયો છે તેમાં રહી તેણે પુણ્યાચરણ કરવાનું છે. ઇચ્છાઓનો અને વૃત્તિઓનો શરીરને કષ્ટ કરી નાશ કરવો એ અયોગ્ય છે. ઇશ્વર નતપસા તપથી નથી મળતો, શાસ્ત્રમાં ઘોર તપ કહ્યું નથી, એવું તપ કરી શરીરમાં રહેલા ભૂતગ્રામને અને તેમજ ઇશ્વરે અંતરમાં મુકેલા દિવ્યભાવને કૃશ કરનારા આસુર નિશ્ચયવાળા છે, અસુર રૂપ છે, ઇત્યાદિ અનેક વચનો કહી ભગવદ્ગીતામાં તપનો નિષેધ કર્યો છે અને ઇશ્વરભકિત વડેજ આત્માની મુકિત છે માટે તે ભકિતમાં જ પ્રવૃત્ત થવું એવો બોધ કર્યો છે. અને આત્માને ભકિતમાં પ્રવૃત્ત કરવા સારૂ તેને દિવ્ય ભાવનાઓમાં કેળવવાની જ જરૂર છે, તેની વૃત્તિઓને ઉદ્વિગ્ન કરવાની જરૂર નથી. સંન્યાસી આત્માને જીતનાર નથી, આત્માનો ત્યાગ કરી નાસી જનાર છે. જેને સુમાર્ગગમનમાં સહાય થવું જોઇએ તેને તે અસહાય અને કર્તવ્ય-શૂન્ય કરી નાંખે છે. **कुर्वन्नपि न लिप्यते** કર્મ કરતાં છતાં તેનો જેને લેપ ન લાગે, કર્મોમાં બદ્ધ ન થઇ જાય, કર્તવ્યો કરે પણ આસકત ન થાય તે જ વિજિતાત્મા છે.

આત્માની ઉન્નત દશા, સદ્ગુણસંપન્નતા તે માત્ર શુભ ભાવ-વાળી નિરુદ્યમી સ્થિતિ નથી પણ પ્રયત્નયુકત અને સશકત અવસ્થા છે, એ વિશે દાકતર ચેનીંગના વચનો ઘણાં ધ્યાનમાં લેવા લાયક છેઃ

"આપણે અન્તરમાં પૌરુષથી ઉદ્યોગ કરીએ, અથવા ઇશ્વરનો અને આપણા પોતાના ચિત્તનો નિયમ પાળવામાં સુદૃઢ અને જયવંત ઇચ્છાશકિત પ્રકટ કરીએ તો જ આપણામાં સદ્ગુણ છે એમ કહી શકાય."

"ચિત્તમાં ઉદ્ભૂત થતા સારા ભાવ, માયાભરેલી લાગણી,

પીડાતા જનો માટે અશ્રુપાત, અને ઉદાર કૃત્યો તરફ સવિસ્મય ભક્તિ એટલી વૃત્તિ પરજ ભરોસો રાખીને બેસી રહેવું ન જોઇએ." એટલાથી જ સદ્‌ગુણમય સદાચાર બની રહેતો નથી.

"શક્તિ અને સૌન્દર્ય એ બે અંશથી શરીરની સંપૂર્ણતા બને છે, તેમ મનની સંપૂર્ણતા પણ એ બે અંશથી બને છે. દૃઢતા અને નમ્રતાથી બલ અને કોમલતાથી, વીર્ય અને લાવણ્યથી એ સંપૂર્ણતા બને છે."

"હૃદયમાં જે વિશેષે કરીને નમ્ર અને વિનિત હતો એવા ઇસુખ્રિસ્તે ઉપદેશ કર્યો છે કે મનની સુશીલતા, આકર્ષકતા અને મૃદુતા એ ગુણો ઇશ્વિરને અતિ પ્રિય છે. તોપણ, કહેવું જોઇએ કે લક્ષણની અથવા સુનયના અનુસરણની દૃઢતા એજ સદાચારનું અખિલ તત્ત્વ છે. કારણ કે આ સૌમ્ય, મધુર, ચિત્તાકર્ષક ગુણોમાં નયપ્રભાવ વ્યાપી રહ્યો હોય અને તે પ્રભાવને આધારે તે ટકી રહ્યા હોય ત્યારેજ તે સદ્‌ગુણનું રૂપ ધરે છે."

"પણ એ ગુણો જાતે સદ્‌ગુણ નથી. નયના વિષયમાં તે પ્રશંસાપાત્ર નથી. તેમાં ઉત્કર્ષ થશે એમ પણ હમેશ ભરોસો પડતો નથી. આવી સ્વાભાવિક સુશીલતા સાથે ઘણીવાર આલસ્ય, નિરુપયોગિતા, તિરસ્કારપાત્ર મિથ્યા ગર્વ અને ભભકાભરેલી રીતભાતની વ્યસનાસક્તિ એ સહુ જોડાએલાં જોવામાં આવે છે."

આત્મશિક્ષણના સબંધમાં એ ઉપદેશક કહે છે કે તે કાર્ય માટે બે શક્તિઓનો વ્યાપાર કરવાનો છે. આત્માન્વેષણ અને આત્મઘટન. આત્માન્વેષણ એટલે આત્મમાં શું શું છે, તેના કેવાં કેવાં સંબંધ છે, તેમાં કેવી કેવી શક્તિ છે એ બધું શોધી કહાડવું. આપણે શું છીએ અને આપણે કેવા થઇ શકીશું, આપણા આત્માનું સ્વરૂપ શું છે અને તેની શક્યતા કેટલી છે, એ શોધી કહાડયા પ્હેલાં આત્માના શિક્ષણનો આરંભ થઇ શકતો નથી. ઉપર વર્ણવી તેવી શક્યતાનો બુદ્ધિ વાપરી જાતે વિકાસ કરવાનો છે તેથી એ શક્યતાનું સ્વરૂપ અને લક્ષ્ય પ્રથમ

નક્કી કરી જાણવું જોઇએ. પશુઓમાં આત્માન્વેષણની શક્તિ નથી, અને તેમની હલકા ચૈતન્યવાળી શકયતાનો ઉદ્ભેદ વૃક્ષાદિની જડ શકયતાના ઉદ્ભેદ પેઠેજ જવાબદારી વિના, ગુણોત્કર્ષક વિના, ઉચ્ચ નીચના ભેદ વિના થયો જાય છે. બુદ્ધિનો ઉપયોગ કરી જે પોતાની શકયતાની શોધ ન કરે, પોતાના આત્માનું અન્વેષણ ન કરે તે પોતાની શકયતાને પશુવૃક્ષાદિ સમાન નિઃસત્ત્વ બનાવે છે. "ઘણા માણસોને પોતાનો આત્મા છાયા સરખો અને અવાસ્તવિક જેવો લાગે છે અને બહાર છે તે જ બધું વાસ્તવિક લાગે છે. કોઇ વખત તેમની દૃષ્ટિ તેમના પોતાના અંતરમાં પડે છે ત્યારે તેમને ત્યાં માત્ર અંધકારથી ભરેલી નિયમ વિનાની અવ્યવસ્થા દેખાય છે. કોઈ વિકાર પ્રચંડ થઇ તેમને હાનિકારક મર્યાદાતિક્રમમાં ખેંચી ગયો હોય તે કદાચ તેમને જુદો પડી માલમ પડી આવે છે; પરંતુ, તેમનામાં જે અત્યુચ્ચ શક્તિઓ છે તે તરફ તેમના વિચાર પણ જતા નથી. અને આ રીતે માણસોના ટોળેટોળાંનું જીવન એવી રીતે જાય છે કે મરતાં સુધી તેમને પોતાની જાત અજાણી જ રહે છે, જે દેશોનું નામ સાંભળ્યું છે પણ જ્યાં માણસનો પગ કદિ પડયો નથી એવા દેશ સરખો તેમનો આત્મા તેમને અજાણ્યો જ રહે છે."

આવી સ્થિતિ ઘણાની છે એ જાણતાં બહુ ખેદ થાય છે. એ બધા અનાત્મજ્ઞ છે. વેપારમાં ધન કેટલું કમાઈશું, નોકરીમાં ક્યાં સુધી ચઢીશું, સ્ત્રી પુત્ર પરિવાર કેટલો વધશે, રાજ્યસત્તા કેટલી મળશે, કીર્તિ કેટલી પ્રાપ્ત થશે, એ બધાનો વિચાર એવા લોકો કરે છે, પણ આત્મા શું છે, તેની શક્તિ શી છે, તેનો ધર્મ શો છે, તેની ગતિ શી થશે, તેનું ભૂત, ભવિષ્ય અને વર્તમાન શું છે એ એમાંથી કોઇ વિચારતું નથી. એ લોકો આત્મહાનિ કરનારા, આત્માનું અવસાદન કરનારા છે. તેમની વાતચિત, વિચાર, ઈચ્છા, ઉત્સાહ કશામાં આત્માનું નામ જ નથી આવતું. જાણે આત્માથી તેમના જન્મનો આરંભ ન હોય, જાણે આત્મામાં તેમના જન્મનો

અંત ન હોય, જાણે આત્માને અંતે જવાબ દેવાનો ન હોય, જાણે આત્મા જ અનંત કાળ સુધી રહેનારો ન હોય, એવી રીતે આત્માના અજ્ઞાનમાં વર્તન કરનારા, આત્માનું અન્વેષણ ન કરનારા આત્માના શત્રુ નહિ તો કોણ છે?

આત્મશિક્ષણમાં બીજો વ્યાપાર આત્મઘટનનો છે. આત્માને ઘડવો, આત્માને ટેવો પાડવી, આત્માનો દૃઢ સ્વભાવ બાંધવો, આત્મામાં ઉચ્ચ સંસ્કાર ચિરસ્થાયી કરવા, આત્માને સત્પથમાં સુખ-નમ્ય, સહેલાઇથી વળે તેવો અને કુપથમાં દુર્નમ્ય વાળવો અઘરો એવો નિશ્ચિત સ્વરૂપવાળો બનાવવો, એ જ આત્માનું શિક્ષણ છે, એ જ આત્માની કેળવણી છે, આત્માનો જય કરવાનો માર્ગ છે, એ જ આત્માના બન્ધુ થવાનો પ્રકાર છે, એ જ આત્માનો ઉદ્ધાર કરવાનો ક્રમ છે. આથી જે ટેવ પડે છે, જે સ્વભાવ બંધાય છે, પુરુષાર્થ કરવાની જે શક્તિ આવે છે તેથી સુક્રિયામાં સ્વતંત્ર ઇચ્છા વાપરવાનું સામર્થ્ય આવે છે. આત્માએ પ્રયાસ કરી આ દશાએ આવવું અને આગળ વધતા જેવું એ તેની શકયતાનો વિકાસ છે.

ઉપર કહ્યું તેમ ઉન્નત ભાવનાઓ કેળવી, ઉચ્ચ સ્વરૂપે આવી આત્માએ ભકિતનો અભ્યાસ કરવો એ આવશ્યક છે. ભકિતજ આત્માનું અન્ત્ય કલ્યાણ સાધે છે. આત્માનો આરંભ પરમાત્માથી છે, આત્માનું આ જીવન પરમાત્માના વિધાનથી છે, આત્માને અંતે જઇ રહેવાનું પરમાત્મા સમીપ છે. એ પરમાત્મા સાથેનો તેનો યોગ ભક્તિવડે જ છે. ભકિત વિના આત્મા રઝળે છે; ભટકે છે, ભૂલો પડે છે. ભકિત જ તેને સ્થિરતા આપે છે. પોતાને નિયમનમાં રાખી, પોતાનું શાસન કરી આત્માએ ભકિતમાં દ્રઢ થવું અને પરમાત્માથી કદિ વિમુખ ન થવું, પોતાની શકયતાના પરમ આદર્શ તરફ બધ્ધ લક્ષ્યે ગતિ કરવી એ તેનું પરમ કર્તવ્ય છે. તે સફળ થાઓ.

---

# યુનિટેરિયન ધર્મમંડલ.*

વિવેકબુદ્ધિથી સારાસારપરીક્ષા કરી ધર્મને શુદ્ધ તથા યુક્ત સ્વરૂપે સ્વીકારવો, અને રૂઢ થયેલા વ્હેમો તથા ભ્રાન્તિમય ધર્મ-વિધાનોનો ત્યાગ કરવો; એ માટે આ દેશમાં જેમ બ્રાહ્મ સમાજો અને પ્રાર્થના સમાજોની સ્થાપના થઈ છે તેમ યુરોપમાં તથા અમેરિકામાં પણ એવા પ્રયત્નો પ્રવર્તિત થયેલા છે. દાક્તર માર્ટેનો નામે વિદ્વાન ધર્મપ્રચારકે નીતિધોરણ તથા ધર્મના વિષયોપર અતિ ગંભીર અને સૂક્ષ્મ વિચારનાં પુસ્તકો રચી એકેશ્વરવાદનું ઘણી સમર્થતાથી પ્રકાશન કર્યું છે. રેવરન્ડ વોઇસોય જે પ્રથમ ઇંગ્લાન્ડના ખ્રિસ્તીધર્મ-મંડલમાં પાદરી હતા તેમણે ખ્રિસ્તિધર્મમંડલમાંથી નિકળી શુદ્ધ એકેશ્વરભક્તિનું ધર્મમંડળ લન્ડનમાં સ્થાપ્યું છે. પેગંબર, અવતાર, ઇશ્વરપ્રણીત કહેવાતાં પુસ્તક વગેરેનાં પ્રમાણ મુકી દઇને ઇશ્વરે આપેલી સદસદ્વિવેકશક્તિ અને સહજ અન્તર્વૃત્તિનું અનુસરણ કરી નિરાકાર એક ઇશ્વરનું અસ્તિત્વ માનવું અને તેની ભક્તિ કરવી એ માર્ગે આ વિદ્વાનો ગતિ કરે છે અને આ દેશના બ્રાહ્મધર્મને તેઓ સર્વ રીતે મળતા છે. સારગ્રહણ એ બન્નેનું સૂત્ર છે અને તેના પરિણામે થયેલા બન્નેના સિદ્ધાન્તો પણ એક જ છે. ખ્રિસ્તિ-ધર્મમાં મનાતું ઇશ્વરનું ત્રિધા સ્વરૂપ ( ટ્રિનિટિ ) ન સ્વીકારવું અને ઇશ્વરનું એકત્વ ( યુનિટિ ) માનવું એ મતથી આ ધર્મમંડળનો આરંભ થયાથી તે યુનિટેરિયન અથવા એકત્વવાદી કહેવાય છે. એ વિચારનાં મંડળો બીજે કેટલેક નામે પણ ઓળખાય છે. આ મંડ-ળમાં ‘ બ્રિટિશ એન્ડ ફોરિન યુનિટેરિયન એસોશીએશન ’ નામે એક સભા લન્ડનમાં છે, અને ઉદાર બુદ્ધિવાળા ધર્મવિચારોની હિંદુ-સ્તાનની સમાજો સાથે ઇંગ્લાંડના અને અમેરિકાના યુનિટેરિયનોનો ભ્રાતૃભાવ વધે એ ઉદ્દેશથી તે સભાએ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના

* ‘ જ્ઞાનસુધા ’ ના સન ૧૮૯૬ ના જાન્યુઆરી, ફેબ્રુઆરી અંકમાં છપાયલો.

રેવરન્ડ મી. જે. ટી. સન્ડરલેન્ડ, એમ. એ. જેઓ ધર્મોપદેશક છે તેમને અહીં મોકલ્યા છે અને તેઓ હાલ આ દેશમાં છે. તેમણે કેટલીક સમાજોમાં ભાષણો આપ્યાં છે અને અમદાવાદ પ્રાર્થના-સમાજમાં પણ તા. ૬ ઠી ડીસેમ્બર ૧૮૯૫ ને દિવસે સાયંકાલે તેમણે 'લિબરલ રિલિજીઅસ થોટ ઓફ ઇંગ્લાંડ એન્ડ અમેરિકા' (ઇંગ્લાંડ અને અમેરિકાનો ઉદારબુદ્ધિ ધર્મવિચાર) એ વિષય ઉપર ઇંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. અમદાવાદના કેળવણી પામેલા વર્ગમાંથી અનેક ગૃહસ્થો તે પ્રસંગે આવ્યા હતા અને શ્રોતાજનોની એટલી મ્હોટી ભીડ થઈ હતી કે, મંદિરમાં તથા ગેલરીમાં કોઈ સ્થાન ખાલી રહ્યું નહોતું. ભાષણકર્તાએ પ્રથમ હિંદુસ્તાનમાંના બ્રાહ્મધર્મનો ઐતિહાસિક વૃત્તાન્ત કહ્યો, અને રાજા રામમોહનરાય, કેશવચંદ્ર સેન, પ્રતાપચન્દ્ર મજમુંદાર વગેરે બ્રાહ્મજનો ઈંગ્લાંડ ગયા ત્યાં તેમને યુનિટેરિયન મંડળ તરફથી કેવો આવકાર દેવામાં આવ્યો હતો અને ઉપદેશ કરવા માટે કેવી અનુકૂળતા કરી આપવામાં આવી હતી તે જણાવ્યું. પછી દર્શાવ્યું કે જે સદસદ્‌વિવેકને લીધે વ્હેમી માર્ગ દૂર કરવા હિંદુસ્તાનમાં બ્રાહ્મધર્મ ઉત્પન્ન થયો તેને જ લીધે ઇંગ્લાંડમાં, અમેરિકામાં અને બીજાં સ્થળોએ ખ્રિસ્તિધર્મમંડળમાંથી એકેશ્વરવાદી મંડળ ઉત્પન્ન થયાં છે. તે દેશોમાં આરંભમાં ઘણે ઠેકાણે એમ થયું કે અમુક મંદિરોના ધર્મગુરુઓને વિચાર કરતાં જણાયું કે ત્રિમૂર્તિ વગેરેના મત ખોટા છે અને તેમણે પોતાના મંડળને પોતાના મત જણાવી વિનંતિ કરી કે ખુશી હોય તો બીજા ધર્મગુરુને બોલાવો નહિ તો મને કાયમ રાખી મારા મત પ્રમાણે વર્તન કરો. પરગણાઓમાંના કેટલાંક છુટાં છુટાં મંડળો આ પ્રમાણે સુપ્રકાશિત ધર્મ-વિચારવાળાં થયાથી ઈંગ્લાંડના ખ્રિસ્તિધર્મસંપ્રદાયથી જુદાં પડી ગયાં અને ઈન્ડિપેન્ડન્ટ (સ્વતંત્ર), યુનિવર્સલ (સાર્વત્રિક), લિબરલ (ઉદારબુદ્ધિ), યુનિટેરિયન (એકત્વવાદી), વગેરે નામે ઓળખાવા લાગ્યાં. કેટલાંકે ખ્રિસ્તિધર્મના બધા વ્હેમો મુકી દીધા છે અને

કેટલાંકે ઘણાખરા મુકી દીધા છે, પરંતુ સર્વ યુક્તિસર વિચારમાં અગાડી વધતાં નિરાકાર એક ઇશ્વરની ભક્તિના માર્ગમાં આવી દઢ થતાં જાય છે. એક મંડળની બીજા મંડળ પર સત્તા નથી અને સર્વ પોતાની બુદ્ધિથી સ્વતંત્ર રીતે વિચાર કરી ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થતા જાય છે. જુદાં જુદાં સ્થળોનાં યુનિટેરિયન મંડળો પણ એક બીજાથી સ્વતંત્ર છે. પરંતુ બધાંની કેટલીક વાર સભાઓ થાય છે અને ત્યાં પરસ્પર ભ્રાતૃભાવ વધારવાના તથા એકબીજાના વિચાર જાણવાના પ્રસંગનો લાભ લેવાય છે. ઇશ્વરદત્ત બુદ્ધિને અનુસરી શુદ્ધ ધર્મમાર્ગે ગમન કરતાં સર્વ ઇશ્વરભક્તિ કરે એ સર્વનો ઉદ્દેશ છે અને આ પ્રયત્નમાં સર્વ એક સિદ્ધાન્તે આવી મળે છે એમાં જ એકેશ્વરવાદનો મ્હોટો પાયો છે. બુદ્ધિનો પ્રકાશ ઇશ્વર સર્વને સરખો આપે છે, અને શુદ્ધ અન્તઃકરણ રાખતાં અને વ્હેમો તથા રૂઢ થયેલાં અસંબદ્ધ બાહ્ય પરિવેષ્ટનો દૂર કરતાં કેળવાયેલી વિવેકબુદ્ધિથી સર્વને એના એ તત્ત્વભૂત ધર્મસિદ્ધાન્તોની પ્રતીતિ થાય છે, અને તે જ એકેશ્વરવાદ છે. આ વિવેચન કરી ભાષણકર્તાએ યુનિટેરિયન મતનાં લઘુ પુસ્તકોમાંથી તે મતનું સ્વરૂપ વાંચી સંભળાવ્યું. 'વૉટ યુનિટેરિયન્સ બિલીવ' (=યુનિટેરિઅનો શું માને છે) એ પુસ્તકમાં આ પ્રમાણે લખ્યું છે:

"યુનિટેરિયનો શું માને છે? સીધો ઉત્તર આપવામાં મુશ્કેલી એ છે અમુક જ સિદ્ધાન્તની કે પ્રમાણભૂત ધર્મવિચારની વ્યાખ્યા બીજા બધા ધર્મોમાં છે તેવી યુનિટેરિયનોએ કોઈ સ્વીકારી નથી. કોઇ તેમનામાં આવી દાખલ થવા ઇચ્છા કરે છે તો એમ ધારવામાં આવે છે કે તેને એમ કરવાનું કારણ એ છે કે તેમનો ભક્તિવિધિ તેને પસંદ પડે છે અને તેમના મંદિરમાં જે ઘણોખરો ઉપદેશ થાય છે તેને થોડે કે ઘણે દરજ્જે તે મળતો આવે છે. તમે શું માનો છો કે નથી માનતા તે કદી પૂછવામાં આવતું નથી. પોતાની ખુશીથી જ હરકોઈ મંડળમાં આવી દાખલ થઇ શકે છે; તેના ધર્મવિચાર વિશે ને યોગ્યતા વિશે બીજાઓ નિર્ણય કરતા નથી.

તેથી એમ બને છે કે યુનિટેરિયનોમાં કેટલાક એ મંડળમાંના બીજા કરતાં લોકપ્રચલિત ખ્રિસ્તિ પંથોને મતમાં વધારે મળે છે, અને તમે બહુ વધારે માનો છો કે બહુ ઓછું માનો છો એવો બીજાનો દોષ કહાડવાનો કોઇને અધિકાર નથી. તોપણ કેટલીક બાબતો છે તે વિશે સર્વનો એક મત છે અને સર્વનો નહિ તો સાધારણ રીતે ઘણાનો તો છે જ. અને કોઇને બાંધી લીધા વિના આટલું કહી શકાય કે નીચેની વાતો

## યુનિટેરિયનો નથી માનતા.

ત્રિમૂર્તિ અથવા તો એક ઇશ્વરમાં ત્રણ પુરુષ છે એ વાત.

અવતાર, અથવા તો ઇસુ ખ્રિસ્ત એક પુરુષાકૃતિમાં ઇશ્વર છે અને મનુષ્ય છે એ વાત.

વાણીમય પ્રેરણા, અથવા તો બાઇબલ એ ઇશ્વરનું વચન છે અને તેમાં ભૂલ હોય જ નહિં એ વાત.

સંધિકરણ, તે એ અર્થમાં એ કે મનુષ્ય ભ્રષ્ટ પ્રાણી છે, પાપમાં જન્મેલો છે અને ઇશ્વર તેની સાથે મનાય માટે તેને મધ્યસ્થની જરૂર છે.

આચારદ્વારા દોષનિરાકરણ, તે એ અર્થમાં કે સાધુ અને ઇશ્વરપરાયણ જીવન માટે ધર્મમંડળની વ્યવસ્થાની, અથવા સંસ્કારના વિધિની અમુક પંથના મતની, અથવા બાઇબલની જરૂર છે.

મૃત્યુથી બધા પ્રયાસ અને બધી આશાનો અંત આવે છે, અથવા તો આ જીવનમાં જ મનુષ્યની બધી પરીક્ષા થઇ રહે છે અને તે પછી સુખ કે દુઃખ વગર ફેરફારે મળે જાય છે એ વાત.

સેતાન છે અને નરક છે, અથવા તો ઇશ્વરના વિશ્વમાં એવું સ્થાન છે કે ભૂત પ્રાણી છે કે જેમાં અસત્, દ્વેષ અને દુઃખ નિરંતર વાસ કરે છે એ વાત.

નીચેની વાતો

## યુનિટેરિયનો માને છે.

ઈશ્વર એક છે, અને જેઓ સદ્‌ગુણ પ્રવર્તાવનાર અદૃશ્ય શક્તિને ગમે તેવે ઝાંખે સ્વરૂપે પણ કબુલ કરી આત્મા વડે સત્યપ્રીતિથી તેને પૂજ્ય ગણે છે તેઓ તેના માન્ય ભક્ત છે.

નાઝરેથનો ઈસુ મહાન ઉપદેશક હતો, તેને ખ્રિસ્ત (અભિષિક્ત) કહ્યો છે તે યથાર્થ છે, કારણ કે બાઇબલમાં કહ્યું છે તેમ ઈશ્વરે તેને પવિત્ર તત્ત્વથી અને શક્તિથી અભિષિક્ત કર્યો હતો, અને તેના ઉપદેશ તથા ઉદાહરણ પ્રમાણે વિચારવાનો અને વર્તવાનો જે પ્રયત્ન કરે તે બધા ખરા ખ્રિસ્તિ છે.

ઈશ્વર વિશે, તેની કૃતિ વિશે અને તેની સેવા કરવાના પ્રકાર વિશે ધર્મનિષ્ઠ મનુષ્યોના વિચાર બાઈબિલમાં લખેલા છે, અને કાલે કાલે મનુષ્યને ઈશ્વરનું જેમ વધારે પૂર્ણતાથી જ્ઞાન થતું ગયું તેમ એ પુસ્તકમાં લખેલું છે; આ રીતે ધર્મવિષયના અનુભવનું એ વિશિષ્ટ પુસ્તક છે, અને ભૂતકાલના વૃત્તાન્તથી મળતો જે બોધ બહુ મુશ્કેલીથી શિખાય છે અને સહેલાઈથી ભુલી જવાય છે તેનો જેમને લાભ લેવો હોય તે બધાએ એ પુસ્તક વાંચવું જોઇએ અને માન આપવું જોઇએ.

મનુષ્ય ઈશ્વરનું બાળક છે, અને ઉડાઉ પુત્ર પણ જેમ સારા પિતા પાસે છુટથી જઈ શકે છે તેમ મનુષ્ય ઈશ્વર પાસે હમેશ પ્રતિબંધ વિના જઈ શકે છે.

પ્રાર્થનાથી આપણા વિચારો ઉન્નત થઈ ઈશ્વર તરફ જાય છે અને તેના સાંનિધ્યમાં હૃદયની ઇચ્છાનો પ્રાર્થનાદ્વારા ઉચ્ચાર થાય છે.

દુઃખથી, પાપથી અને ભ્રાન્તિથી છુટવું તે મુક્તિ છે. અમુક ધર્મમાર્ગો આ અસત્ વસ્તુઓમાંથી મનુષ્યોનો જેટલે દરજ્જે ઉદ્ધાર કરવાને સમર્થ હોય તેટલે પ્રમાણે એ માર્ગોની ઉપયોગિતા છે.

આ લોકમાં આપણે સારી રીતે કે નઠારી રીતે વર્ત્યા હઇશું તે પ્રમાણે મૃત્યુ પછી આપણું શુભ કે અશુભ થશે; ઇસાયા પેગંબરે એજ પ્રમાણે કહ્યું છે,—'સદ્‌ગુણી માટે કહો કે એનું સારૂં થશે.

કારણ કે એનાં કૃત્યનું ફલ મળશે. દુરાચારીને દુઃખ, તેનું ખોટું થશે, કારણ હાથે કરેલાં કૃત્યનો બદલો તેને મળશે.'

વળી છેવટે, સારામાં સારા પિતા કરતાં ઈશ્વર વધારે સારો છે, અને સર્વથી વધારે પ્રમાણિક ન્યાયાધીશ કરતાં ઈશ્વર વધારે ન્યાયી છે; માટે જેથી આપણું ખરૂં કલ્યાણ અહીં અને અન્યત્ર સર્વ સ્થળે, હમણાં અને સદાકાળ થાય એવું જ ઈશ્વર નિત્ય કરશે એવો પરિપૂર્ણ વિશ્વાસ રાખી આપણે તેને શરણે જઈ શકીએ છીએ.

અને યુનિટેરિયનો કહે છે કે બધા પ્રકારના ધર્મોમાં આ સાર્વત્રિક અને સર્વસાધારણ ધર્મ મૂલભૂત રહેલો છે, અને મનુષ્ય તે માને અને તે પ્રમાણે વર્તે તો નિઃસંશય તે મુક્તિ પામશે."

વળી "યુનિટેરિયન ક્રિશ્ચિઆનિટિ" નામે પુસ્તકમાં નીચે પ્રમાણે લખેલું છે:—

"અમારૂં ધર્મમંડળ ઈશ્વરભક્તિ સારૂ તથા ધાર્મિક જીવન કેળવવા સારૂ સ્થપાએલું છે; અને ધર્મસંબંધી જે મહાન સત્યો અમે માનીએ છીએ તે યુનિટેરિયનો તરીકે દર્શાવવાં તથા તેમનું જ સમર્થન કરવું એ અમારી ફરજ તથા હક સમજીએ છીએ.

## ઈશ્વર.

મનુષ્યના આત્મામાં ઈશ્વરનો આવિષ્કાર જણાય છે. તર્કયુક્તિથી અનંતાત્માનું અસ્તિત્વ સમજાય છે; અંતર્દીપ એ સદ્ ઇચ્છાનું પ્રમાણ છે; હૃદયની સ્નેહવૃત્તિ અત્યંત તથા અચલ પ્રેમ દર્શાવે છે. પ્રકૃતિમાં તો આપણને સર્વશક્તિમતી સત્તા જણાય છે; પણ આત્માના અનુભવમાં દયામય પિતા માલમ પડે છે. મનુષ્યચિત્તની અનંતાત્મા શોધી કહાડવાની ઉત્કટ અભિલાષા; અંતર્દીપની સંપૂર્ણ સદ્‌ગુણ તરફ સ્પૃહા; અને અગાધ પ્રેમની અનુકંપા અનુભવવા સારૂ હૃદયનો કંપ; એ સર્વના જેવું ઈશ્વરના અસ્તિત્વની પ્રતીતિ કરાવનાર પ્રમાણ બીજું એકે નથી. જે પ્રમાણે બુદ્ધિની સહજોપલબ્ધિ વડે બાહ્ય સૃષ્ટિની પ્રતીતિ થાય છે તેમ જ આત્માની શક્તિ તથા અભિલાષથી સંપૂર્ણ વિવેક,

પ્રેમ તથા પવિત્રતાથી ભરપૂર પુરુષોત્તમ પ્રભુની પ્રતીતિ થાય છે. મનુષ્યસ્વભાવનું પ્રત્યેક યોગ્ય નિરૂપણ ઈશ્વરનું અસ્તિત્વ નિશ્ચયથી સ્થાપિત કરે છે.

## બાઇબલ.

બાઇબલ દુનિયામાંનો સર્વેથી મહાન ધર્મગ્રંથ છે. તે ઈશ્વર શોધવાને મનુષ્યે કરેલા અન્વેષણનો ઇતિહાસ છે. બાઈબિલમાંથી આપણને માલમ પડે છે કે અજ્ઞાન તથા વહેમમાંથી મનુષ્યોને કેવી રીતે સત્ય તરફનો માર્ગ દૃષ્ટિએ પડ્યો; તથા એક પછી એક પ્રેરિત ઉપદેશકો ઉત્પન્ન થઈ કેવી રીતે ઈશ્વરનો અધિકતર આવિષ્કાર કરતા ગયા અને અંતે જીસસ ક્રાઇસ્ટના જીવન તથા ઉપદેશથી સર્વના પિતા ઈશ્વરનું તથા તેના મ્હોટા માનુષ કુટુંબનું પૂરેપૂરૂં તથા અતિ ભવ્ય જ્ઞાન થયું.

## જીસસ ક્રાઈસ્ટ.

જીસસ ક્રાઈસ્ટ ઈશ્વરનો પુત્ર હતો; તેના જીવનમાં દિવ્ય સ્વભાવનો ઉત્કૃષ્ટ આવિર્ભાવ હતો. તેના જીવનમાં આપણે જોઈ શકીએ છીએ કે મનુષ્યની ઇચ્છા દિવ્ય ઇચ્છાને અનુકૂલ કેવી રીતે થઇ શકે છે તથા કેવી રીતે મન, હૃદય અને અંતર્દીપને ઈશ્વરના ઉદ્દેશને અનુરૂપ કરી શકાય છે. જે પૂર્ણતા સારૂ આપણે પ્રયત્ન કરવાનો છે તેનું પ્રકાશન ક્રાઇસ્ટ કરે છે. 'તમે સંપૂર્ણ બનો, કેમ કે તમારા પિતા જે સ્વર્ગમાં છે તે પણ સંપૂર્ણ છે.' ઈશ્વર સાથેનો જે યોગ આપણા સર્વના જીવનનો અન્ત્ય હેતુ હોવો જોઇએ તે યોગનો સંભવ ક્રાઈસ્ટ પ્રકટ કરે છે. 'તેઓ સર્વ એક થાય; જેવી રીતે તું મારામાં છે અને હું તારામાં છું તેવી રીતે તેઓ પણ આપણામાં એકત્ર થઈ જાય.'

## ભવિષ્યનું જીવન.

આધ્યાત્મ જ્ઞાનનાં સર્વ પ્રમાણ મૃત્યુ પછીના અમર જીવનની નિઃસંશય આશા સિદ્ધ કરે છે. આ દુનિયાના જીવનને દિવ્ય યોજનાની

સમાપ્તિ તથા દિવ્ય ઉદ્દેશના પ્રતિપાદન સારૂ અંતિમ પરમાનંદ તથા અનંત ઉન્નતિવાળા નિત્ય જીવનની જરૂર છે. મનન, ઈચ્છા તથા સ્નેહવૃત્તિની શક્તિઓને પોતાનાં આચરણ સારૂ અનંત જીવનની અપેક્ષા છે કેમકે તે સર્વ ઈશ્વરની સંપૂર્ણતા તરફ પ્રવૃત્ત થાય છે. આ દુનિયાના પાપાચરણ તથા દુઃખ તે થોડા કાળની નીતિ નિયમ સારૂ થયેલી સ્થિતિ છે તથા અંતે તે સર્વના બદલામાં ઈશ્વરનાં સઘળાં સંતાનનો ઉદ્ધાર થશે, એ સિવાય તે પાપાચરણ તથા દુઃખનું યોગ્ય નિરૂપણ નથી.

## મોક્ષ.

પાપથી છૂટવું એ મોક્ષ છે, તથા ખરો પરમાનંદ તે ઈશ્વરની ઈચ્છાને અનુકૂળ જીવનનું પરિણામ છે. ક્રાઈસ્ટે કહ્યું છે કે 'ઈશ્વરનું રાજ્ય તમારા અંતરમાં છે, અને સ્વર્ગીય શાન્તિ તથા આનન્દ. ઈશ્વરેચ્છાનું પ્રેમસહિત આજ્ઞાનુસરણ કરવાથી તથા તેના પૂર્ણ વિવેકમાં બાલકની પેઠે શ્રદ્ધા રાખવાથી અહીં જ તથા હાલ જ આપણને મળી શકે છે. દિવ્ય પિતાના સાત્વિક ગુણ પર શ્રદ્ધા રાખવાથી અને તેની સેવામાં પોતાને અર્પણ કરવાથી આપણી પીડાઓ તથા દુઃખ સહન કરવાનું, અને જે ઈશ્વરે આપણને તેની દુનિયામાં મોકલ્યાં છે તેનાં કાર્ય કરવાનું બળ તથા શાન્તિ મળે છે. આપણી શ્રદ્ધાથી જીવનમાં ધૈર્ય, આશા તથા આનન્દ પ્રાપ્ત થાય છે અને મૃત્યુની સર્વ ભીતિનો નાશ થાય છે.

## ભક્તિ.

આ મહાન સત્યોના શિક્ષણ સારૂ તથા આપણી શ્રદ્ધાના ઉત્કર્ષ સારૂ સાર્વજનિક ભક્તિવિધાનની સહાયતાની જરૂર છે. સાર્વજનિક ભક્તિમાં સ્તુતિ તથા પ્રાર્થનાથી ઈશ્વરનું સામીપ્ય પ્રત્યક્ષ અનુભવવાનો પ્રયત્ન કરીએ છીએ તથા જ્યારે તેના મહત્ત્વ તથા સાત્વિક ગુણનો વિચાર કરીએ છીએ ત્યારે જે આનન્દ, વિશ્વાસ, તથા સ્પૃહા આત્માને ઉત્તેજિત કરે છે તે પણ તેથી જ દર્શાવીએ

છીએ અને સાર્વજનિક ધર્મોપદેશ ક્રિશ્ચિયાનિટિનાં ઉત્કૃષ્ટ સત્યોનું સમર્થન કરે છે, અને અન્વેષણ કરનાર આત્મામાં આજે પણ ઈશ્વરની નવી પ્રેરણા સિદ્ધ કરે છે."

આ પ્રમાણે વ્યાખ્યાન કરી ભાષણકર્તાએ દર્શાવ્યું કે બ્રાહ્મ સમાજના અને યુનિટેરિયન ધર્મમંડલના સિદ્ધાન્ત એકાર્થ છે. દુનિયામાં ઉદાર ધર્મવિચારનો પ્રચાર થતો જાય છે અને મનુષ્યબુદ્ધિ સર્વત્ર પોતાનું ઈશ્વરદત્ત સ્વાતંત્ર્ય પ્રકટ કરે છે, તથા એકજ સારભૂત સત્યો સ્થાપિત કરે છે એમ આ ઇતિહાસ પરથી જણાય છે. તર્કને ઠેકાણે પ્રમાણ નથી પણ પ્રમાણને ઠેકાણે તર્ક છે, અને સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવાનો દિવ્ય અધિકાર ઈશ્વરે કૃપા કરી મનુષ્યને આપ્યો છે, એ સ્વીકાર ધીમે ધીમે થતો જાય છે એ અતિ શુભ ચિહ્ન છે, ઇત્યાદિ વિવેચન કરી ભાષણકર્તાએ સમાપ્તિ કરી અને તેમનો ઉપકાર માની સભા વિસર્જન થઇ.

## સ્વધર્મ–પરધર્મ*

આત્માના કલ્યાણને માટે જે ધર્મનું અનુસરણ કરવું જોઈએ, અધ્યાત્મવિષયમાં જે આચારવિચારપદ્ધતિનો સ્વીકાર કરવો જોઇએ, તેના સંબંધમાં કેટલીક વાર કહેવામાં આવે છે કે મનુષ્યે સ્વધર્મ પાળવો જોઈએ–પોતાનો જે ધર્મ હોય તેને વળગી રહેવું જોઈએ, અને પરધર્મ–પારકો ધર્મ–કદિ ગ્રહણ કરવો ન જોઈએ. આ સંબંધે ભગવદ્‍ગીતાનું વચન પણ ઘણી વાર ઉતારવામાં આવે છે કે **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः।** 'પોતાના ધર્મમાં મરણ સારૂં છે (પણ) પારકો ધર્મ ભય લાવનાર છે.' હવે, ભગવદ્‍ગીતામાં આ વચન સંસારમાં સોંપેલા કર્તવ્ય વિશે કહેલું છે. અર્જુન યુદ્ધ કરવાનું

* 'જ્ઞાનસુધા' ના સન ૧૮૯૬ ના મેથી સપ્ટેમ્બરના અંકોમાં પ્રકટ થયેલ.

ક્ષત્રિયનું કામ છોડી દેવા તૈયાર થયો હતો ત્યારે તેને કૃષ્ણે ઉપદેશ કર્યો કે તું ક્ષત્રિય છે, યુદ્ધ કરવું એ તારૂં કર્તવ્ય છે, માટે એ ધર્મનો તારે ત્યાગ કરવો ન જોઇએ. સંસારમાં મનુષ્યોને તેમના પોતાના, તેમના કુટુંબના, તેમના દેશના અને આખા જનસમાજના સાંસારિક લાભ અર્થે વિવિધ કર્તવ્યો સોંપેલાં હોય છે. જનસમાજનું સાંસારિક સુખ અનેક પ્રકારે સાધવાનું છે અને તે માટે અનેક ઉપાયો લેવાના છે. આ અનેક કામ એક માણસથી થાય એ અશકય છે, માટે જુદા જુદા મનુષ્યોને જુદાં જુદાં કામ સોંપાય છે કે તે સર્વ એ પ્રમાણે પ્રવૃત્ત થતાં આખા જનસમાજના સુખમાં વૃદ્ધિ થાય. આ કર્તવ્યસમુદાયમાં યુદ્ધ એ પણ એક કર્તવ્ય છે, અન્યાયી મનુષ્યોની દુષ્ટ પ્રવૃત્તિ અટકાવવાનો એ આખરનો ઉપાય છે અને એ વિના બીજા કોઇ ઉપાયથી રક્ષ્યનું ઘણી વાર રક્ષણ થઈ શકતું નથી. તેથી જેને યુદ્ધનું કામ સોંપેલું હોય તેણે તે મુકી દેવું ન જોઇએ. અર્જુનને એ કામ ક્ષત્રિયવંશમાં જન્મ થયાથી જ સોંપાયેલું હતું, પણ જન્મ વિના બીજા કોઇ કારણથી એવું કર્તવ્ય જેને સોંપાયેલું હોય તેનાથી પણ તે મુકી દેવાય નહિં. દેશના કે સ્વામીના રક્ષણ માટે એવી સેવા કરવાનું જેણે હાથે કરીને સ્વીકાર્યું હોય તેને તે સ્વધર્મ થાય છે. આ અર્થમાં સ્વધર્મ તે પોતાની પસંદગીનો વ્યવસાય છે, અને તે અત્યાજ્ય છે તે એટલા જ અર્થમાં કે જે વખતે તે મુકી દીધાથી હાનિ થવાનો સંભવ હોય, જે વખતે નિયુક્ત થયેલો મનુષ્ય સ્વધર્મ કરશે એવી સમજથી તેનાપર આધાર રાખેલો હોવાથી તેને સ્થાને બીજાને લાવવામાં વિલંબ થતાં રક્ષ્યનો નાશ કે સાધ્યની અપ્રાપ્તિ થવાનો સંભવ હોય, અથવા જે વખતે રક્ષ્ય કે સાધ્ય સાથેનો તેનો સંબંધ એવો નિકટ હોય કે રક્ષણ પ્રયાસમાં અથવા સાધ્ય ઉદ્દેશમાં બીજાના જેટલીજ કે બીજા કરતાં વધારે સહાયતાની તેની તરફથી અપેક્ષા થતી હોય તે વખતે તે ધર્મ મુકી દેવાય નહિં. આવા અર્થમાં એક ધર્મ તે જીવિતપર્યન્તનો ધર્મ હોવો જોઈએ એમ

આવશ્યક હોતું નથી. ક્ષત્રિયો અને બીજા ગૃહસ્થો અમુક કાળ યુદ્ધ, રાજ્ય વગેરેનાં કર્તવ્ય કરી પછી તેનો ત્યાગ કરી તે બીજાને સોંપી વનમાં જતા હતા એવી આ દેશની પૂર્વની વ્યવસ્થા હતી. જે વખતે આવો ધર્મ ગ્રહણ કર્યો હોય તે વખતે તેમાં હાનિ થાય એવી રીતે તે વચ્ચેથી મુકી ન દેવો એટલું જ આવશ્યક છે. તેમ જ વળી, આમાં સ્વધર્મ-પરધર્મ એવો કંઇ ખરેખરો ભેદ નથી. ઉપર કહ્યું તેમ એવા સર્વ ધર્મ જનસમાજનું સુખ વધારવાના ઉપાય છે, બધા સ્વધર્મ છે, એકે પરધર્મ નથી. જેને જે ધર્મ સારી રીતે કરવાની પોતામાં યોગ્યતા જણાય તેને તે ગ્રહણ કરવાની છુટ હોય છે. વાલ્મીકિ, વિશ્વામિત્ર, પરશુરામ એઓએ આવી છુટથી પોતાના ધર્મની—કર્તવ્યકરણ માર્ગની—પસંદગી કરી હતી. હાલના સમયમાં એવી રીતેજ પસંદગી થાય છે એ ધર્મ જન્મથી પ્રાપ્ત થયો હોય કે પોતે હાથે પસંદ કર્યો હોય તોપણ જનસમાજને નુકસાન ન થાય એવી રીતે તે પછીથી બદલી શકાય છે, એક ધર્મ બીજાને સોંપી પોતાથી બીજો લઈ શકાય છે. માત્ર જનસમાજને નુકસાન થાય એવી રીતે એકાએક તે ધર્મ છોડી દઈ શકાતો નથી. જનસમાજને સુખી કરવાના અનેક ઉપાયોમાંનો પોતાને સોંપાયેલો ઉપાય તે સ્વધર્મ એમ આ સાંસારિક સંબંધમાં જણાય છે. આ ધર્મ તે માત્ર સંસારવ્યવહારનો જનસમાજ તરફનો ધર્મ છે, અને તેમાં અધ્યાત્મસંબંધ એટલોજ છે કે જનસમાજને સુખી કરવામાં યત્નશીલ થવું એ પ્રેરણા એ સંબંધની ભાવનાથી થાય છે.

પરંતુ આ સાંસારિક ધર્મમાંથી નિકળી આત્માના અન્ત્ય શ્રેયના માર્ગના નિરૂપણમાં આવતાં સ્વધર્મ-પરધર્મ એ પદોના અર્થ જુદા થાય છેઃ ભગવદ્‌ગીતાના ઉપરના વચનનો અર્થ એવો પણ કરવામાં આવે છે કે આત્માએ શાશ્વત કલ્યાણની-પરમ પુરુષાર્થની-પ્રાપ્તિ કેવી રીતે કરવી એ વિચારમાં પણ એ જ સિદ્ધાન્ત છે કે મનુષ્યે પોતાનો જે ધર્મ હોય તેનું જ આ હેતુ માટે અવલંબન

કરવું, પારકા ધર્મથી દૂર જ રહેવું, પારકો ધર્મ ગ્રહણ કરવામાં ભય છે એમ માનવું. આ સંબંધમાં સ્વધર્મનો અર્થ એ જ થઇ શકે કે જન્મથી પ્રાપ્ત થયેલો, વંશપરંપરાથી ઉતરી આવેલો, અથવા પોતાની ઇચ્છાના વ્યાપાર વિના કોઇ રીતે વિચારશક્તિના આરંભમાં સ્વીકારવામાં આવેલો ધર્મ; કેમકે, પોતે તુલના કરી અનેકમાંથી પસંદ કરી ગ્રહણ કરેલો ધર્મ, એવો અર્થ થતો હોય તો તો એક વાર જે પરધર્મ હતો તેને સ્વધર્મ કરી શકાય, એક વાર જે સ્વધર્મ હતો તેનો ત્યાગ કરી શકાય એવું તાત્પર્ય નિકળે, અને સ્વધર્મ છોડી પરધર્મ કોઇ કાળે લેવો જ નહિ એમ આગ્રહ કરનારનો તેવો આશય હોય નહિં. હવે જે ધર્મ ગ્રહણ કરવામાં પોતે કશો ઇચ્છાવ્યાપાર કર્યો નથી, જેના સ્વીકાર પૂર્વે સારાસારતાની પરીક્ષા પોતે કશી કરી નથી, જેને પોતાનો કર્યા પ્હેલાં તેનાથી આત્માનું શ્રેય સિદ્ધ થશે કે કેમ એવો વિચાર કરવાનો અવકાશ મળ્યો નથી, તેને એકેએક મનુષ્યે શા માટે વળગી રહેવું જોઈએ, બીજો ધર્મ ખરો જણાય, બીજા ધર્મમાં આત્મકલ્યાણનો સત્ય માર્ગ છે એમ ખાતરી થાય તો પણ શા માટે તેનું અવલંબન કરવું ન જોઈએ; એ પરીક્ષા કરીશું તો આવા આગ્રહ માટે યોગ્ય કારણ એકે નહિ જણાય. જન્મપ્રાપ્ત કે ક્રમાગત ધર્મના અનુસરણમાં ઉછર્યા પછી વિચાર કરતાં જેને તે જ ખરો ધર્મ છે એમ પ્રતીતિ થાય તેના સ્વધર્માવલંબન માટે તો સમજાય એવો ખુલાસો છે અને તેને સંબંધે કહેવાનો અહીં ઉદ્દેશ નથી. પરંતુ જેને એવી પ્રતીતિ થઈ ન હોય, અથવા જેનું કહેવું એવું હોય કે એવી પ્રતીતિની જરૂર નથી, પોતાના ધર્મની સારાસારતા તપાસવાની જરૂર નથી, જે ધર્મ તેને પરંપરાથી પ્રાપ્ત થયો છે તેમાં સત્ય છે કે કેમ એ અન્વેષણ કરવું ઘટિત નથી, તેની વૃત્તિ ખરેખરી ધાર્મિક છે કે કેમ એ વિવેચન અહીં કરીશું.

પ્રથમ તો એ લક્ષમાં રાખવું જોઇએ કે સત્ય એવી વસ્તુ છે

અને આત્માનું તે તરફ સ્વાભાવિક વલણ છે. આ લોકનું જીવન પુરૂં થયા પછી આત્માનું અસ્તિત્વ કાયમ રહેવાનું છે અને તેમાં જે પરમાનંદની, પરમોન્નતિવાળી દશા આત્માને અંતે મળવાની તે સત્ય-સ્વરૂપમાં—અસત્યસ્વરૂપમાં નહિં—એ તો આત્મા પોતે જ સ્વાનુભવથી કહે છે. તેથી એ રીતે પરમ ગતિ પામવાને આત્માએ નિરંતર સત્યનું જ અવલંબન કરવું જોઇએ, અસત્યથી સદૈવ દૂર રહેવું જોઇએ, મનુષ્યે સર્વ કાર્યોમાં, સર્વ વિચારોમાં, સર્વ સંબંધોમાં સત્યને અનુકૂળ હોય તે જ માર્ગ લેવો જોઇએ, એ આવશ્યકતા તો સ્પષ્ટ છે. ધર્મમાં સત્ય વિચાર માટે, સત્ય નિર્ણય માટે, સત્ય પ્રમાણ માટે આટલો બધો આગ્રહ કરવામાં આવે છે તેનું કારણ પણ આ જ છે. મનુષ્ય સત્ય પર પ્રીતિ રાખે, સત્યને શોધે, અસત્ય જ્યાં હોય ત્યાંથી તેનો ત્યાગ કરે, અસત્યને સત્યથી જુદું પાડવાના પ્રયત્નમાં મંડ્યો રહે, તો જ તે ધર્મપરાયણ થાય એ ધર્મના વિષયમાં સહુથી વધારે અગત્યનું છે તે એટલા જ માટે કે સત્યનો અને આત્માને પ્રાપ્ત કરવાના પરમ પદનો શાશ્વત સંબંધ છે અને એ સંબંધમાં આત્માને દૃઢ કરવો એ ધર્મનો પ્રયાસ છે. ધર્મમાં જે જ્ઞાનનો અપાર મહિમા છે તે સત્યના જ્ઞાનનો છે. જ્ઞાન સરખું પવિત્ર કંઈ નથી, સત્યથી બીજો મ્હોટો ધર્મ નથી, ઈત્યાદિ વચનો સત્યપ્રાપ્તિનું આ મહત્ત્વ સમજાવે છે. ધર્મના વિષયમાં સત્યના અનુસરણ પર જ્યારે આટલો મ્હોટો આધાર છે, તે વિના જ્યારે ઉદ્દિષ્ટ હેતુ મોક્ષ—સિદ્ધ થઇ શકે એમ છે જ નહિં, ત્યારે સત્યની શોધ, સત્યની પરીક્ષા, સત્યનો સ્વીકાર એ બહુ મ્હોટી વાતો છે, અને અસત્યનો સ્વીકાર કોઈ પણ કારણસર ઉચિત કે ઇષ્ટ ગણાય નહિં. તો પછી ત્યાં સ્વધર્મ-પરધર્મ એ ધોરણની શી યથાર્થતા હોય? સત્ય ધર્મનું જ ધોરણ અવલંબન કરવા યોગ્ય છે ત્યાં તે સ્વધર્મ છે કે પરધર્મ છે એ વાત વિચારવાની શી રીતે રહી? સ્વ કે પર જે સત્ય હોય તે જ ગ્રાહ્ય છે, તેથી મોક્ષ પ્રાપ્ય છે, તો સ્વ તે કેમ છોડાય કે પર તે

કેમ લેવાય એવા નિર્બળ પક્ષપાત ખાતર સત્યનો ભોગ અપાય?—મોક્ષની અવગણના થાય? સ્વધર્મ સત્યની વિરુદ્ધ જ હોય અને પરધર્મ જ સત્યાનુસારી હોય એવો અયુક્ત સાર્વત્રિક નિયમ કોઈ બાંધશે જ નહિ; પરંતુ ચર્ચાનું તાત્પર્ય એ છે કે જ્યાં સત્યનો સ્વીકાર એ મુખ્ય ઉદ્દેશ છે ત્યાં સ્વધર્મમાં કદિ સત્ય ન જણાય અને પરધર્મમાં સત્ય જણાય તોપણ સત્યનો સંગ્રહ ન કરવો અને સ્વધર્મને પકડી રાખવો એવો આગ્રહ સત્યનો દ્વેષી છે, ધર્મનો વિરોધી છે, મોક્ષનો પ્રતિબંધક છે. ઇષ્ટ ફળ જો મોક્ષ છે તો સ્વધર્મમાં જ હમેશ શ્રેય છે અને પરધર્મ હમેશ ભયાવહ છે એવો નિયમ ઇષ્ટ ફળની અવગણના કરે છે, અધાર્મિક થાય છે. આત્માને જો સત્ય પ્રિય છે, પરમાત્માને જો સત્ય પ્રિય છે, વિશ્વનો નિયમ જો સત્ય છે, વિશ્વેશ્વરનો નિયમ જો સત્ય છે, તો સત્યને બદલે સ્વની પ્રીતિ, સત્યને બદલે સ્વનો નિયમ અસ્વાભાવિક, અકલ્યાણકારી જ છે.

વળી, એ વિચાર કરીશું કે મનુષ્યજાતિ સર્વત્ર એની એ જ છે, આત્મા સર્વનો સરખો જ છે, સર્વ મનુષ્યને એનો એ જ અંત્ય ઉદ્દેશ છે, તો સ્વધર્મ અને પરધર્મ એવો ભેદ હોઈ શકે જ નહિં. એક કુટુંબનો, એક પ્રજાનો કે એક દેશનો ધર્મ તેને સ્વધર્મ હોઈ તેનું કલ્યાણ કરે, તેને માટે ઇષ્ટ ગણાય, અને બીજા માટે પરધર્મ હોઇ અનિષ્ટ ગણાય એમ બને જ નહિં. દેશ પરત્વે, કાલ પરત્વે કે રુચિ પરત્વે સત્ય બદલાતું નથી. સત્ય સદૈવ એનું એ રહે છે. તેથી બે ધર્મો કે જેમાંનો દરેક એક મંડળનો સ્વધર્મ હોય અને બીજા મંડળનો પરધર્મ હોય તે જો પરસ્પરથી વિરુદ્ધ હોય અને તેમાંનો એકાદ સત્ય હોય તો તે જ બન્નેને અનુસરણીય થાય, તે જ બન્નેનું કલ્યાણ કરી શકે. બન્ને સત્ય હોય તો બન્ને અભિન્ન હોવા જોઈએ, બન્ને એના એ હોવા જોઇએ, એમાંથી એક સ્વધર્મ અને એક પરધર્મ એમ કોઇથી કહી શકાય એમ બને જ નહિ. બન્ને

ભિન્ન છતાં સત્ય હોય એમ તો હોય જ નહિં, કેમકે સત્ય અસત્યની બરોબર હોઈ શકે જ નહિં. એવા બન્ને ધર્મ અસત્ય હોય તો કોઇ ત્રીજો જ જે સત્ય હોય તે જ અનુસરણીય થાય, તે જ સ્વધર્મ કરવા યોગ્ય થાય.

દુનિયાના બધા ધર્મ સત્ય હોય, જે દેશમાં કે જે મંડળમાં જે ધર્મ હાલતો હોય તે તે દેશ કે તે મંડળ માટે સત્ય હોય એમ તો સંભવે જ નહિં, કેમકે પછી સત્યની કિમ્મતજ ન રહી, સત્યનું અસ્તિત્વ જ ન રહ્યું. ઈશ્વર જો કલ્યાણકારી હોય તો ઈશ્વરને કલ્યાણકારી માનનાર પણ સત્યાનુસારી અને ઈશ્વરને ક્રૂર, વૈરપૂર્ણ તથા રુધિરપ્રેમ માનનાર પણ સત્યાનુસારી; પરમાત્મા જો વિશ્વમાં વ્યાપક હોય તો તેને સર્વવ્યાપક માનનાર પણ સત્યાનુસારી અને તે છેજ નહિં એમ માનનાર પણ સત્યાનુસારી; સુનીતિ જો આત્મકલ્યાણ માટે આવશ્યક હોય તો સુનીતિએ વર્તનાર પણ સત્યાનુસારી અનીતિમય આચારને ધર્મ ગણી તેમાં પ્રવૃત્ત થનાર પણ સત્યાનુસારી; આ સર્વ મોક્ષ માટે ખરો પ્રયાસ કરનાર, આ સર્વ પોતપોતાના મંડળમાં ધાર્મિક, પણ આ સર્વ પોતાના મંડળનો માર્ગ મુકી બીજા મંડળનો માર્ગ ગ્રહણ કરે તો તે અધાર્મિક, મોક્ષનો ઉપાય ગુમાવી દેનારાઃ આવી જો સત્યની સ્થિતિ હોય તો જગત્માં સત્ય તે એક ભ્રાન્તિ જઃ થાય, મનુષ્યને હાસ્યાસ્પદ ગુંચવાડામાં નાખનારી છલનાજ થાય.

એ ખરૂં છે કે સત્યનું જ્ઞાન પરમાત્મા તરફથી આખી મનુષ્ય-જાતિને પ્રાપ્ત થાય છે અને તેથી સત્યની પ્રાપ્તિ તે કાંઇ એક દેશનો જ કે એક પ્રજાનો જ ખાસ અધિકાર નથી. સત્ય જાણી શકવામાં એવો અધિકાર તે અન્યાય જ હોય, અને ન્યાયપૂર્ણ વિશ્વરચનામાં તેનો સંભવ હોય જ નહિ. પરંતુ તે સાથે એ પણ ખરૂં છે કે મનુષ્ય ઘણી વાર ભૂલ કરી સત્યને ઢાંકી દે છે, સત્યને બદલે અસત્યનું અનુસરણ કરે છે, એવો ધર્મમાર્ગ ગ્રહણ કરે છે કે જેમાં અંતે સત્યથી તે દૂર જ થઈ જાય છે. પરબ્રહ્મનું સ્વરૂપ જુદા

જુદા કાલ પ્રમાણે કે જુદી જુદી વ્યક્તિઓના વિચાર પ્રમાણે બદલાતાં ન છતાં તે વિશે અનેક મતભેદ પડે છે; દુનિયામાં અનેક ધર્મો ઉત્પન્ન થાય છે; ધર્મને નામે અધર્મ થાય છે, અનીતિ થાય છે, વિગ્રહ થાય છે; સત્યનો ઉપદેશ છતાં અસત્યનો વ્યવહાર થાય છે; આ સર્વે એ જ દર્શાવે છે કે માણસ હાથે કરી ભ્રમમાં પડી ઘણી વાર સત્યને ઢાંકી દે છે, સત્યની અવગણના કરે છે, સત્યના પાયા પર અસત્યની ઇમારત ચણે છે. કોઇ મનુષ્યો સત્ય પરથી અનુમાન કહાડવામાં ભૂલ કરે છે, કોઈ મનુષ્યો એકાદ પક્ષપાત કે આગ્રહથી દોરાઈ જાય છે, કોઈ મનુષ્યો પરંપરાથી ચાલતી આવેલી ભૂલને પૂરેપૂરી ખશેડી શકતા નથી, કોઈ મનુષ્યો પોતાનું મહત્ત્વ ફેલાવવાના લોભથી પ્રેરાઈ ધર્મ સ્થાપવામાં અસત્યના અંશ દાખલ કરે છે. આ રીતે મતભેદ મનુષ્યની નિર્બળતાથી થયેલી અસત્યની વ્યાપ્તિ દર્શાવે છે. પરંતુ, જ્યાં જેવો મત પ્રચલિત હોય ત્યાં તે ગ્રાહ્ય એમ આ પરથી જણાતું નથી. આવાં વિમાર્ગગમન છતાં મનુષ્ય 'સત્યશોધ' માટે ઘોષ કરે છે, આગ્રહ કરે છે, પ્રયત્ન કરે છે, તે વળી મનુષ્યના આત્મામાં સ્થાપિત થયેલી સત્યપ્રીતિ પ્રકટ કરે છે. દુનિયામાં નિકળતા જુદા જુદા ધર્મ એ જ બતાવે છે કે મનુષ્ય જ્યાં જે ચાલતું હોય ત્યાં તે સત્ય માનવાને રાજી નથી. પણ સત્ય તો એક જ ખરેખરૂં હોવું જોઈએ એવો તેનો સ્વાભાવિક વિશ્વાસ છે, અસત્ય વિરૂદ્ધ તે હમ્મેશ અસંમતિવાદ ઉઠાવતો આવ્યો છે. સત્ય તરફ પ્રયાસ કરવો અને અસત્યનો ત્યાગ કરી સત્યને પહોંચવું એ તેના અન્તરનો અભિલાષ છે. આથી એ જ જણાય છે કે દુનિયાના ધર્મોમાં સત્યના અંશ કંઇ કંઇ દરજ્જે મૂળભૂત છતાં તે અસત્યથી ઢંકાઈ ગયેલા છે, અસત્ય સાથે મળી ગયેલા છે, તેમાંથી સારાસાર પરીક્ષા કરી સત્ય તારવી કહાડવું એ કર્તવ્ય છે અને શક્ય છે. એ તારણના પરિણામમાં જ સત્ય ધર્મ હોવો જોઈએ. આ બધો વિચાર કરતાં સમજાય છે કે સ્વધર્મ, પરધર્મ, દેશના ધર્મ, પ્રજાના ધર્મ, કુટુંબના

ધર્મ, સંપ્રદાયના ધર્મઃ એ સર્વેની ભિન્નતા કાયમ રાખવાનો આગ્રહ સત્યવિરોધી જ છે, સત્યની શોધ માટે તીવ્ર ઉદ્યોગમાં મંડી રહેલી મનુષ્યબુદ્ધિને વ્યર્થ કરનારો જ છે, ધર્મના સ્વરૂપને અસત્યના પાસથી શુદ્ધ થતાં અટકાવનારો જ છે. સત્યનો મહાન નિયમ પ્રેમના મહાન નિયમથી વિરૂદ્ધ નથી. માટે, સત્ય માટેના પ્રયાસમાં જુદા જુદા ધર્મો વચ્ચે ક્લેશ થવો ન જ જોઈએ. અને જે ધર્મમાં જ્યાં સત્ય હોય ત્યાંથી તે ગ્રહણ કરી ભૂતકાલનો અનુભવ ઉપયોગમાં લઇ સત્ય માર્ગે અગાડી પ્રવૃત્તિ કરવી એ યોગ્ય છે કે તેથી દરેક સ્થળે સત્ય માટે પ્રથમ થયેલો પ્રયાસ વ્યર્થ ન જાય. દરેક ધર્મ આમ સત્ય માટેનો પ્રયાસ હોઈ માનનીય છે. પરંતુ તે માન્યબુદ્ધિથી સત્ય માટેનો વધારે પ્રયાસ અટકવો ન જોઈએ, તેમ થાય તો એ બુદ્ધિ સત્યપ્રીતિને બદલે પક્ષપાતમાં આવીને અટકી રહે. આ રીતે સ્વધર્મ પણ પરધર્મના જેવો માનનીય છે એ તો સ્પષ્ટ છે; પણ તે ઉત્કર્ષ માટે, જડતા માટે નહિં. સત્યમાં આગળ વધવા માટે, અસત્યમાં બંધાઈ રહેવા માટે નહિં.

તેથી દરેક વિચારપદ્ધતિનો સત્યના અંશ સાથે થોડો ઘણો સંબંધ છતાં એમ નહિં કહી શકાય કે પોતાનો ધર્મ માત્ર જાળવી રાખ્યાથી પણ સત્યનું જ અનુસરણ થાય છે. સત્યના અનુસરણ માટે તો સારાસારની પરીક્ષાની તથા ગ્રાહ્યાગ્રાહ્યના સ્વીકાર અને પરિત્યાગની જરૂર છે. દરેક ધર્મમાં—સ્વધર્મમાં કે પરધર્મમાં—સત્યના જે અંશ હોય તે નક્કી કરી કાયમ રાખવાની સાથે અસત્યના અંશ હોય તે દૂર કરવા જોઈએ, બીજા ધર્મમાં સત્યના અંશ હોય તે શોધી કહાડી ગ્રહણ કરવા જોઇએ. એમ કરવાથી સત્યનું અન્વેષણ સફળ થાય છે. સત્યનિધાન, સત્યપ્રવર્તક, સત્યસ્વરૂપ, પરમાત્માને પણ એ જ પ્રિય હોઈ શકે. નિરાકારને સાકાર માનવાથી, એક પ્રભુને અનેક માનવાથી, અમાનુષને મનુષ્ય માનવાથી સત્યાનુસરણ ન જ થાય, સત્યની પ્રીતિ ન જ કેળવાય, સત્યમાં દૃઢ ન જ થવાયઃ જેનું સામસામા બેમાંથી એક સત્યસ્વરૂપ નક્કી છે અને જેને સત્ય પ્રિય

છે તેની પોતાને સત્યસ્વરૂપે તથા અસત્ય સ્વરૂપે માનનાર બન્ને પર સરખી પ્રસન્નતા થાય એમ તો ન જ બને. વળી જે અવ્યય, અચ્યુત, અદ્વિતીય છે તે પોતાનું તત્ત્વ મનુષ્યોને સમજાવવા સારૂ અથવા બીજા કોઇ પણ હેતુથી જુદા જુદા મનુષ્યોને જુદાં જુદાં અસત્ય (કેમકે સત્ય એક જ હોય) રૂપે દેખા દે અને એવા અસત્યના દર્શનમાં પોતાના સત્યના દર્શનનો માર્ગ સ્થાપે એમ પણ સંભવે નહિં. તેથી સર્વ ધર્મોથી, સર્વ સંપ્રદાયોથી સત્યનું અનુસરણ થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે એમ કહેવું એ અયથાર્થ છે. જે ધર્મમાં કે સંપ્રદાયમાં પરમાત્માનું ખરૂં સ્વરૂપ ન મનાતું હોય તેના અનુયાયીઓ સાર્થકતાથી પરમાત્માને નથી જ ભજતા, કોઈ અન્યને જ ભજે છે. તેથી, **सर्वदेव नमस्कारः केशवं प्रतिगच्छति** એમ કહેવામાં પૂર્ણ સત્યતા નથી, સત્યનો અંશ માત્ર એટલો જ છે કે ગમે તે દેવને પણ નમસ્કાર કરવાની વૃત્તિ પોતાથી મોટા પ્રભુને નમવાની મનુષ્યજાતિની સત્ય પ્રતીતિપર સ્થપાયેલી છે. પરંતુ સત્યના સર્વ અંશ કેળવી ખરી સંવાદી ધાર્મિકતા ઉત્પન્ન કરવી જોઈએ. અસત્યના જેટલા અંશ તેટલા ધાર્મિકતાના વિરોધી થાય છે. પરમાત્માને ખોટે રૂપે ભજનાર પરમાત્માને નથી ભજતા, પરમાત્માને પ્રસન્ન નથી કરતા, કલ્યાણસાધક ધર્મનું અનુસરણ નથી કરતા તે જ માટે **देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि।** તથા **सर्वे धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।** એ વચનોમાં પરમ સત્ય હોઈ તે સ્વીકાર્ય છે.

પૃથ્વી પરના સર્વ મનુષ્યો ધર્મના વિષયમાં એક જ મતના થઈ શકે તેમ લાગતું નથી એમ કદિ કહેવામાં આવે છે. પરંતુ એ પ્રશ્ન પ્રસ્તુતજ નથી. સર્વ મનુષ્ય એક મત થઇ શકે કે ન શકે, પણ સર્વને સત્ય શોધી કહાડવાની બુદ્ધિ છે, સર્વને સત્ય શોધી કહાડવાની ઈચ્છા છે, સર્વને સત્ય અસત્યથી જુદું લાગે છે, સર્વને સત્ય અસત્યથી મ્હોટું લાગે છે. સર્વને લાગે છે કે કેટલુંક સત્ય

છે અને તે ગ્રાહ્ય છે તથા તેથી કલ્યાણ છે. સર્વને લાગે છે કે કેટલુંક અસત્ય છે અને તે ગ્રાહ્ય નથી તથા તેથી કલ્યાણ નથી. એવી સ્થિતિમાં સત્યની શોધ જ ન કરવી, અસત્યનો ત્યાગ જ ન કરવો, પોતાના ધર્મમાં સત્ય છે કે અસત્ય છે—કલ્યાણકારી માર્ગ છે કે અકલ્યાણકારી માર્ગ છે-તે તપાસ જ ન કરવી એ ઇષ્ટ નથી એટલુંજ કહેવાનું તાત્પર્ય છે. સત્યનું મૂળ નિધાન એક જ છે, સત્ય-શોધક બુદ્ધિનો દાતા સર્વનો એકજ છે, સત્ય અંતે એકજ છે તેથી ઐકમત્યનો જેટલો અભાવ તેટલી ભ્રાન્તિ જ છે અને તે દૂર કરવો એ યોગ્ય જ છે. મનુષ્ય માત્રને પ્રતીતિની દઢતા અને ઐકમત્ય પ્રિય છે, તે પ્રીતિથી જ ધર્મબોધમાં, સાહિત્યચર્ચામાં, દલીલમાં મનુષ્ય પ્રવૃત્તિ કરે છે. ઐકમત્યને અપ્રાપ્ય ગણવું એ મનુષ્યજાતિની વૃત્તિ જ નથી.

કદિ એમ કહેવામાં આવશે કે સ્વધર્મને વળગી રહેવું એ શ્રદ્ધાનું સ્વરૂપ છે અને ધાર્મિક વૃત્તિ કેળવવામાં શ્રદ્ધા બહુ જરૂરની છે, માટે સ્વધર્મ રાખી રહેવાથી ધર્મ સચવાય છે. હવે, સ્વધર્મ કેવળ સત્ય અંશથી જ પૂર્ણ છે એવી જ્યાં પ્રતીતિ થઇ હોય ત્યાં આ વિવેચન નિષ્પ્રયોજન છે અને સત્ય તે કયું એ બીજું વિવેચન ત્યાં ઉદ્ભૂત થાય છે. પરંતુ, સત્યની શોધ માટે પણ સ્વધર્મની પરીક્ષા સમૂળગી કરવી જ નહિં એ મત લેતાં આમ કહેવું ઉપસ્થિત થાય છે કે શ્રદ્ધા તે મૂળે સત્ય ઉપર હોવી જોઈએ, સ્વ ઉપર નહિં. સત્યમાં ધર્મ છે, માટે સત્યની દરકાર ન કરનારી એવી સ્વ ઉપરની શ્રદ્ધા ધર્મનું પોષણ નથી કરતી,–ધર્મનો વિચ્છેદ કરે છે. જે શ્રદ્ધા સત્યથી ભિન્ન રહેલા સ્વનો સ્વત્વ ખાતર આશ્રય કરવાનો બોધ કરે છે તે આખરે સત્યથી દૂર લઈ જાય છે, સત્યનો–ધર્મનો-ઉપાય થવા દેવાને બદલે સત્યનું નિવારણ કરે છે. ઉદ્દેશ આગળ ઉપાય ગૌણ છે અને ઉદ્દેશ સાધ-વામાં નિષ્ફળ થતો ઉપાય કંઈ મહત્ત્વનો નથી. શ્રદ્ધાનું જે મહત્ત્વ છે તે સત્ય જડયા પછી તેમાં અચળ રહી શકવા માટે છે, ભ્રાન્તિ

સામે ટકી રહેવા માટે છે. સત્યનોજ તે પ્રવેશ થવા ન દે ત્યાં તે જાતે ભ્રાન્તિથી લેશમાત્ર ભિન્ન નથી.

વળી, કદિ એમ કહેવામાં આવશે કે સત્યધર્મ શોધી કહાડવો એ આટલું બધું કઠણ છે, દુનિયામાં તે માટે આજ લગી પ્રયાસ થતો આવ્યો છે અને નવા ધર્મો ઉત્પન્ન થતા આવ્યા છે, તો એવી સ્થિતિમાં સલામતીભરેલું એ છે કે પોતાના ધર્મને વળગી રહેવું, પોતાના કુટુંબમાં, મંડળમાં કે દેશમાં ચાલતો હોય તે ધર્મમાં જ કાયમ રહેવું, પોતાના પૂર્વજોએ વિશ્વાસ રાખી ગ્રહણ કરેલા માર્ગમાં ચાલવું, કે નવી ભૂલ તો ન જ કરાય, પોતાનો ધર્મ વખતે સત્ય હોય તો સત્યમાંથી અસત્યમાં તો ન જ જવાય. પરંતુ, આવી શિથિલ અને બીકણ વૃત્તિ સત્યપ્રાપ્તિને અનુકૂળ નથી જ. સત્યનું અન્વેષણ અઘરૂં છે એ ખરૂં છે પણ તે કરવું તે પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. મનુષ્યને બુદ્ધિનો અધિકાર છે અને બુદ્ધિનો યથાયોગ્ય ઉપયોગ કરવો એવી તેને શિર જવાબદારી છે. સ્વધર્મ, પરધર્મ કે ગમે તે ધર્મ પાળતાં વખતે ખોટા ધર્મમાં પડાય અને હાનિ થાય માટે ધર્મજ ન પાળવો, આત્માના શ્રેય માટે પ્રયત્ન જ ન કરવો, નાસ્તિકજ રહેવું એ જેમ ખોટું છે, તેમ સત્ય શોધવા જતાં, ધર્મોની પરીક્ષા કરવા જતાં, ખોટા ધર્મનો વખતે સ્વીકાર થઇ જાય માટે સત્યની શોધ જ ન કરવી, ધર્મોની પરીક્ષા જ ન કરવી, પોતે વિચાર કર્યા વિના પ્રાપ્ત થયેલો ધર્મ રાખીને બેસી રહેવું, એ પણ ખોટું છે. સત્યના અન્વેષણ માટે મનુષ્યને બુદ્ધિ મળી છે, સત્યના જ્ઞાનમાં તેનું મનુષ્યત્વ છે, તેથી બુદ્ધિનું દાન વ્યર્થ કરીને બેસવાની તેને છુટ નથી. દુનિયામાં સત્યની શોધ અનેક અનેક વેળા થતી આવી છે, અનેક અનેક ધર્મ ઉત્પન્ન થયા છે, તે જ બતાવી આપે છે કે સત્યધર્મ શોધી કહાડવો, પ્હેલાંનો કંઇ ધર્મ છતાં અગાડી શોધ કરવી, એ કર્તવ્ય મનુષ્યજાતિએ અંગીકાર કર્યું છે. ભૂતકાળનો ઇતિહાસ જ એ શોધનો બોધ કરે છે. પોતાની બુદ્ધિને પ્રમાણિકપણે જે સત્ય લાગે

તેનું અવલંબન કરવું એ જ ખરેખરૂં સલામતીભરેલું છે. બુદ્ધિનો ઉપયોગ ન કરવામાં, બુદ્ધિનો ઉપયોગ કરતાં વખતે જે અસત્ય જણાય એવું હોય તેને પણ વગર વિચારે સત્ય માની બેસવામાં કદિ સલામતી હોઈ શકે જ નહિં. અમુક ધર્મ અમુક દેશમાં કે કુટુંબમાં કે મંડળમાં ચાલે છે એમાં તેની સત્યતાનું કશું પ્રમાણ નથી, કેમકે અમુકના મત ખરા હોય છે, અમુકના મત ખોટા હોય છે; તેમાં પોતાના દેશના કે કુટુંબના કે મંડળના મત ખરા જ હશે એમ વગર પરીક્ષાએ તે પોતાના માટે જ માની બેસવું એમાં કશી સલામતી નથી. એ પ્રમાણે દરેક મનુષ્ય માને તો સત્યનું ધોરણ જ ન રહે. પૂર્વજોના વૃત્તાન્ત પરથી પણ એ જ જણાય છે કે તેમણે સત્યની શોધ કરી છે અને જ્યારે કોઇ મત તેમને સત્ય જણાયો છે, ત્યારે પોતાનો પ્રથમનો મત તજી તેમણે તે નવો મત સ્વીકાર્યો છે. આ દેશમાં અને બીજા દેશોમાં અનેક ધર્મો અને સંપ્રદાયોનો ઉદ્ભવ પૂર્વજોની એ જ વૃત્તિ દર્શાવે છે. બુદ્ધિનો જે પ્રકારે તેમણે ઉપયોગ કર્યો તેવો તેમના વંશજો ન કરે એવી તેમની ઇચ્છા હોવી ન જોઇએ અને હોય તોપણ તે માન્ય થવી ન જોઇએ. મોક્ષ માટે દરેક મનુષ્યે જાતે પ્રયત્ન કરવાનો છે, બીજાનો પ્રયત્ન કામ લાગતો નથી, એકના પ્રયત્નથી બીજાને મોક્ષ મળી શકતો નથી. તેથી, ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે દરેકે જાતે પ્રયત્ન કરવો જ જોઇએ. દરેકને પોતાના પ્રયત્નથી નવું જ્ઞાન મળે એમ બનતું નથી. પરંતુ, જુના કે નવા જ્ઞાનની પ્રતીતિ દરેકને પોતાના પ્રયત્નથી થયેલી હોવી જોઇએ કેમકે તે જ અન્તર્ગામી થાય છે. અને એવી પ્રતીતિ પ્રમાણિક થવા સારૂ તે પ્રાપ્ત કરવાના પ્રયાસના સમયમાં જ્યાં સત્ય જણાય ત્યાંથી તે ગ્રહણ કરવાની છુટ હોવી જોઇએ.

કોઈ કોઈ વાર ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મનું અભ્યુત્થાન થાય છે, ધર્મ ભૂલી જવાઈ અધર્મ પ્રવર્તી રહે છે, અને તેવે પ્રસંગે ધર્મનું સ્થાપન કરવાની જરૂર પડે છે, એમ જે કહેવામાં આવે છે

તેનો ફલિતાર્થ પણ એજ છે કે અમુક એક ધર્મમાર્ગ રૂઢ થયેલો હોવા છતાં તે અસત્યપૂર્ણ હોય- અધર્મ હોય–તો તેનો ત્યાગ કરવાની અને કરાવવાની જરૂર છે. એવે પ્રસંગે એ અધર્મ તે કેટલાકનો સ્વધર્મ તો હોય જ, હજાર વર્ષપરના તેમના પૂર્વજોનો નહિં તો સો વર્ષ પરના પૂર્વજોનો ધર્મ તો હોય જ; પરંતુ એવા સ્વધર્મમાં તેમણે મરવું એ સારૂં, પણ તેનો ત્યાગ ન કરવો એમ તો નહિ જ કહી શકાય. ચાલતો ધર્મ બદલી સ્વીકાર કરવાનો ધર્મ પૂર્વજોનો હોય તો પછી તે પરધર્મ ન કહેવાય એમ તો નહિં જ કહેવાય, કેમકે, પ્રથમ તો કેટલા વર્ષ અગાઉના પૂર્વજોનો ધર્મ તે સ્વધર્મ અને કેટલ વર્ષ અગાઉના પૂર્વજોનો ધર્મ તે સ્વધર્મ નહિં એ કદિ કોઈ નક્કી કરી ગયું નથી. ધર્મવિચારો બદલાતા જાય ત્યાં એ શક્ય હોય જ નહિં. વળી દુનિયામાં એના એ ધર્મમાર્ગ કદી ફરી સ્થાપી શકાયા નથી. ધર્મવિચારમાં એકંદરે વૃદ્ધિ અને ઉત્કર્ષ થાય છે તેથી એમ થવું ઇષ્ટ પણ નથી. જે સત્ય પૂર્વ કાળમાં સમજાયાં હોય અને ઐતિહાસિક કારણોથી અમુક મંડળની દૃષ્ટિમાંથી ઢંકાઇ ગયાં હોય તે પાછાં જાગૃત કરી નવાં વિશુદ્ધ થયેલાં સત્યો સાથે મેળવી અને સમજાઈ આવેલાં જુનાં અસત્યોથી જુદાં પાડી સત્યના માર્ગમાં વધારે ઉત્કર્ષ કરવો એજ ધર્મોદ્ધારકોનો પ્રયાસ હોય છે અને એ જ ઇષ્ટ છે. જગતમાં સત્યનો ઉપચય એ જ પ્રકારે થાય છે.

મુંબાઈમાં ગયા એપ્રિલ માસમાં "સનાતનધર્મ પરિષદ" નામે જે એક સભા મળી હતી તેનો ઉદ્દેશ દરેકને પોતપોતાના ધર્મમાં કાયમ રાખવાનો પ્રયત્ન કરવાનો છે કે કેમ તે બરાબર જાણવામાં નથી. પરંતુ એમ હોય તો એવો પ્રયત્ન સત્યની અને ધાર્મિકતાની વિશુદ્ધિને કેવળ પ્રતિકૂળ છે એ ઉપરની ચર્ચાથી સમજાશે. આ દેશમાં સનાતનધર્મ તે ગગનકુસુમ જેવી વસ્તુ છે, હિંદુ ધર્મ સનાતન રહ્યો જ નથી, પ્રથમનો વેદધર્મ જતો રહી હાલ અનેક જાતના જુદા જ મતના ધર્મ ચાલે છે, એ વિશે અમે ગયા વર્ષમાં ચર્ચા કંઈક વિસ્તારથી

કરી હતી. તેથી અહિં એટલું જ કહીશું કે દરેક હિંદુએ સ્વધર્મ પાળવો એવો આગ્રહ કરવાનો આ પરિષદનો હેતુ હોય તો એ વિષયને ‘સનાતન ધર્મ’ નામ આપવામાં કંઇ અર્થ નથી. વિવિધ સંપ્રદાયોના ધર્મનું ભિન્નત્વ એજ સનાતનત્વની વિરુદ્ધ છે, જ્યાં અનેકના સ્વધર્મ જુદા જુદા હોય ત્યાં એક સનાતન ધર્મ છે એમ કહી શકાય જ નહિં.

એ પરિષદમાં ‘સુદર્શન’ના તંત્રીએ લખી મોકલેલો એક લેખ વાંચવામાં આવ્યો હતો અને તે એપ્રિલના સુદર્શનમાં પ્રસિદ્ધ થયો છે. એ લેખમાં કહેવામાં આવ્યું છે કે “પોતપોતાનો સંપ્રદાય કે ધર્મ હોય તેને પૂર્ણ શ્રદ્ધાથી પાળવો અને ઇતરના ધર્મનો વિદ્વેષ ન કરવો એ જ ખરી ધાર્મિકતા છે. ઇતરના ધર્મનો અને ઇતરનો વિદ્વેષ ન કરવો જોઈએ એ સર્વમાન્ય છે. પરંતુ ધાર્મિકતામાં જો સત્યાનુસારિ હોય, સત્ય એ જો પરમ ધર્મ હોય તો સત્યની તપાસ વિના પોતપોતાના સંપ્રદાય કે ધર્મ પર શ્રદ્ધા રાખી બેસી રહેવામાં ધાર્મિકતા ન જ હોય. પણ સત્યાન્વેષણ કરતાં પોતાનો કે બીજો જે ધર્મ સત્યપૂર્ણ પ્રતીત થાય તે શ્રદ્ધા રાખી પાળવો એમાં ધાર્મિકતા છે એ ઉપરની અમારી ચર્ચાનો સાર છે. એ લેખક કહે છે કે “સત્ય વસ્તુ એકજ હોય, બે વિરોધી વાર્ત્તા સાથે સત્ય ન હોય” તે ખરૂં છે પણ તે પરથી તેમણે કહાડેલું અનુમાન એ સિદ્ધાન્તથી કેવળ વિપરીત જ છે. વેદ, ઉપનિષદો, પુરાણો, સંપ્રદાયગ્રન્થો એ સર્વમાં વિરોધી વાર્તાઓ છે, તો તે બધાં સત્ય ન હોઇ શકે એમ આ સિદ્ધાન્તપરથી અનુમાન નિકળવું જોઈએ, તેને બદલે તેઓ કહે છે કે તે બધાં સત્ય હોવાં જોઈએ. વિરોધ છે એ નક્કી હોય તો એકાદમાં સત્યનો અભાવ પણ નક્કી હોવો જોઇએ. પરંતુ પોતાના સિદ્ધાન્તનું એ આવશ્યક પરિણામ સ્વીકારવાને બદલે એ લેખક વિરોધની દલીલને ન ગણકારીને પ્રથમથી જ માની લે છે કે એ બધા ગ્રન્થોથી પ્રતિપાદિત તત્ત્વો સત્ય તો છે જ, અને સર્વનું તત્ત્વ એક જ છે કેમકે સત્ય વસ્તુ એક જ હોય. તે છતાં, આમ બધું એક

અભિન્ન સત્ય છે તો વિરોધ અને વિવિધતાનો આભાસ ખોટો છે એમ પણ તેઓ કહેતા નથી. "નાનાત્વ છે એ સુવિદિત અને સુપ્રસિદ્ધ છે. અનેક સંપ્રદાય, મત પંથ વિદ્યમાન છે, અને તે સર્વ એકના એક વેદને પ્રમાણ માનવા છતાં ભિન્ન છે એ પણ પ્રસિદ્ધ છે," એમ તેઓ કબુલ કરે છે. આપણું એ બધું સત્ય હોવું જ જોઈએ, એ સિદ્ધાન્ત પ્હેલો અને બીજી બધી દલીલ પછી તથા તેને અનુકૂળ થાય તેમ,—એવી ઇચ્છાથી આ વિષમ સ્થિતિ ઉત્પન્ન થઈ છે. આવા બંધ બેસાડવાના પ્રયત્નમાં તેઓ કહે છે કે "જેટલું જેટલું નાનાત્વ કે ભિન્નત્વ જણાય છે તે ભિન્ન ભિન્ન અધિકારને અર્થે હોઈ અતીવ ઇષ્ટ અને લાભકારી છે." એમ હોય તો સત્યના સ્વરૂપ વિશેના ઉપર કહેલા સિદ્ધાન્તમાં ફેરફાર કરી કહેવું પડશે કે 'સત્ય વસ્તુ એકજ હોય, બે વિરોધી વાર્તા સાથે સત્ય ન હોય, પણ જ્યારે મનુષ્યોના ભિન્ન ભિન્ન અધિકાર હોય ત્યારે સત્ય વસ્તુ એક જ ન હોય, બે (અને અનેક) વિરોધી વાર્તાઓ સાથે સત્ય પણ હોય.' અને જ્યારે અધિકાર ભિન્ન ભિન્ન તો હમેશ છે જ ત્યારે સત્ય એક જ છે એ મતલબનો પ્રથમ સિદ્ધાન્ત વ્યર્થ જ છે! વસ્તુતઃ તો સત્ય એક જ છે અને અધિકાર પ્રમાણે સત્ય અસત્ય બને અને અસત્ય સત્ય બને એમ છે જ નહિં. સત્યનું સ્વરૂપ એવું વિડંબનાપાત્ર છે જ નહિં. સત્યનો અધિકાર સર્વનો સરખો જ છે અને તેથીજ સત્યનું એક અભિન્ન પરમ સ્વરૂપ છે. મનુષ્યના વ્યવહાર, મનુષ્યની ઉપયોગિતા, મનુષ્યની નિર્બળતા–એ સર્વથી સત્ય એટલું મ્હોટું છે કે તેમાં વિરોધનો કદિ પ્રવેશ થતો જ નથી. તેમ સત્ય જાણવા માટે અને પ્રાપ્ત કરવા માટે પ્હેલું અસત્યને સત્ય માનવું પડે અને અસત્યને સત્ય તરીકે પ્રાપ્ત કરવું પડે એવો વિરોધમય સત્યનો માર્ગ છે જ નહિ. સત્યધર્મમાં પ્રવૃત્ત થવા માટે કોઈનો અધિકાર ઈશ્વરને પરમ શુદ્ધ અને પવિત્ર માનવાનો હોય અને કોઇનો અધિકાર ઈશ્વરને અનેક સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરતા માનવાનો હોય, કોઇનો

અધિકાર ઈશ્વરને મંગલમય કલ્યાણકારી માનવાનો હોય અને કોઇનો આધકાર ઈશ્વરને ક્રૂર, ભયાનક, ચંડસ્વરૂપ માનવાનો હોય, કોઈનો અધિકાર ઈશ્વરને નિરાકાર વિશ્વવ્યાપક માનવાનો હોય અને કોઇનો અધિકાર ઈશ્વરને એક નાની આકૃતિમાં સમાઈ રહેલા માનવાનો હોય; એમ કહેવું એ અધિકારને બહાને સત્યસ્વરૂપની નિંદા તથા ઉપહાસ છે. વિરોધ અને અસત્ય પ્રવર્તાવ્યાથી એકતા અને સત્યની સ્થાપના થાય જ નહિં.

ઉપનિષદોમાં અને ગીતામાં જ્યાં વેદમાર્ગ વ્યર્થ છે એમ કહ્યું છે ત્યાં તો એમ કહ્યું નથી કે 'વેદ અને ઉપનિષદોથી પ્રતિપાદિત તત્ત્વ એકજ' છે પણ તેમાં 'ભિન્ન ભિન્ન અધિકારને અર્થે' ભિન્નત્વ છે. ત્યાં તો એમ જ કહ્યું છે કે એ માર્ગને બદલે બીજો શ્રેયસ્કર બતાવેલો માર્ગ લેવો.* તે છતાં, અધિકારને અર્થે ભિન્નત્વ હોય, અને વેદ સર્વથી શ્રેષ્ઠ હોય તો સર્વથી પરમ અધિકારવાળાઓએ વેદનો યજ્ઞયાગાદિ માર્ગ ગ્રહણ કરવો જોઈએ; અને તોપણ શા માટે એવો ઉપદેશ ન થતાં ઉપનિષદ્‌નો, વેદાન્તનો માર્ગ શ્રેષ્ઠ છે, પરમ કલ્યાણકારી છે એવો એવો ઉપદેશ કરવામાં આવે છે?—એટલા જ માટે કે બે માર્ગોનાં પ્રતિપાદિત તત્ત્વોમાં ભિન્નતા છે અને જે તત્ત્વ સત્ય લાગે તેમાં જ સર્વનો અધિકાર છે એવી પ્રતીતિ મનુષ્યમાં દૃઢ છે.

આ દેશમાંના વિવિધ સંપ્રદાયો અને ધર્મગ્રન્થો એકના એક વેદને પ્રમાણ માને છે તે ખરૂં છે, પણ પ્રમાણ માનવાનું કહેવું અને પ્રમાણ તરીકે સ્વીકારવું એ બેમાં બહુ ફેર છે. એ તો સ્પષ્ટ છે કે આ દેશમાં હાલ વેદનો ધર્મ ચાલતો નથી, વેદવિહિત યજ્ઞયાગાદિનું અનુષ્ટાન કરવામાં આવતું નથી, ઉલટું પશુહિંસા કરવી એ અધર્મ્ય ગણાય છે અને વેદમાંના ઇંદ્રિ, યમ, વરુણાદિ દેવોની પૂજા થતી નથી.

* प्लवा ह्येते अदृढा यज्ञरूपाः ।
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥

તેથી વેદના ધર્મથી કેવળ જુદા થઈ ગયેલા તથા વેદવિહિત માર્ગને વ્યર્થ ગણનારા વાસ્તવિક રીતે વેદવિરુદ્ધ થયેલા સંપ્રદાયો પોતાને વેદનું પ્રમાણ માનનારા કહેવડાવે તેટલાપરથી તે કાંઈ વેદાનુયાયી ઠરે નહિ. અને એવા પરસ્પરવિરુદ્ધ તથા વેદવિરુદ્ધ પંથો વેદના પ્રમાણનાં નામ માત્રપરથી એક અને અભિન્ન તો ન જ કહેવાય.

સંપ્રદાયોનું ઐક્ય પ્રતિપાદન કરવાના આ વ્યર્થ પ્રયત્નમાં પણ એ પ્રતીતિ ગર્ભિત છે કે અનેક ધર્મો ખરા તથા અનુસરણીય નથી પરંતુ એક જ ધર્મ ખરો તથા સર્વને અનુસરણીય છે. એક જ ધર્મ સત્યપૂર્ણ હોવો જોઈએ એ પ્રતીતિથી એ પ્રયત્ન કરવામાં આવે છે. અને એ પ્રતીતિ પણ સ્વધર્મ-પરધર્મના ભેદની વિરુદ્ધ જાય છે. આ પ્રતીતિની સાથે વળી એ પણ જોવામાં આવે છે કે દરેકે પોતપોતાનો ધર્મ પાળવો એમ જેઓ કહે છે તેઓ પણ કેટલીક વાર પોતાની દલીલ ભૂલી જઈ પરધર્મીઓ પણ પોતાનો ધર્મ છોડી હિંદુધર્મ માને છે એમ કહેવામાં પોતાના પક્ષને સમર્થન મળેલું સમજે છે. મીસીસ એની બેસંટ વગેરે થીઓસોફિસ્ટો ખ્રિસ્તી ધર્મ મુકી હિંદુ ધર્મ સ્વીકારે છે એથી આનંદ પામનાર જનો ભૂલી જાય છે કે એ વાતથી 'સ્વધર્મમાં મરવું સારૂં પણ પરધર્મ ભયાવહ છે' એવી તેમની કોટિનો આઘાત થાય છે, અને ઉલટું એમ ફલિત થાય છે કે તેમનું માનવું એમ જ છે કે સ્વધર્મ-પરધર્મનો આગ્રહ ન રાખવો જોઇએ પરંતુ જે ધર્મમાં સત્ય જણાય તેનો અંગીકાર કરવાનો આગ્રહ રાખવો જોઈએ. આ બે વિરુદ્ધ વૃત્તિયોના સહવર્તનથી એવી વિચિત્રતા થઈ છે કે સુદર્શનના જે અંકમાં પોતપોતાનો ધર્મ કે સંપ્રદાય પૂર્ણ શ્રદ્ધાથી પાળવાનું મ્હોટા અક્ષરે લખવામાં આવ્યું છે તે જ અંકમાં મીસીસ એની બેસંટે ખ્રીસ્તીધર્મ છોડી દીધો છે અને "તેને આર્યાવર્તની ધર્મભાવના અને આર્યવ્યવહારની પ્રાચીન રચના ઉપર આસ્તા અને પ્રેમ છે; એમાંજ પરમ સત્ય છે એમ તે માને છે" એ હકીકત અનુમોદનપૂર્વક આપવામાં આવી છે. અને

અલબત્ત, એમ તો નહિંજ કહી સકાય કે સ્વધર્મ પાળવાનો આગ્રહ તો હિંદુઓ માટે છે, અને બીજા બધા માટે તો એ જ ઇષ્ટ છે કે તેમણે સ્વધર્મ છોડી હિંદુઓનો ધર્મ સ્વીકારવો, કેમકે સ્વધર્મ–પરધર્મની દલીલ જો ખરી હોય તો તે કેવળ હિંદુઓને જ નહિં પણ બધી પ્રજાઓને લાગુ પડે. ભગવદ્ગીતાના ઉપરના વચનમાં પણ આ મતની આવી સંકુચિત વ્યાપ્તિ કરી નથી, અને સર્વે સ્વધર્મ પાળવાની, 'અબ્રાહ્મણને બ્રાહ્મણ કરવા' ન લઢવાની હિંદુઓની જે સાધારણ વૃત્તિ વિશે ઘણી વાર કહેવામાં આવે છે તેનું સ્વરૂપ પણ એ જ છે કે હિંદુઓએ જ નહિં પણ બધાઓએ પોતપોતાનો ધર્મ પાળવો. હિંદુઓના ધર્મમાં બીજી પ્રજાઓના પ્રવેશ માટે અવકાશ જ નથી.

સારાંશ એ જ છે કે સ્વધર્મ–પરધર્મ એ ભેદ કરવો ઘટતો નથી. સત્ય–અસત્યનો ભેદ કરવો, અસત્યથી સત્ય જુદું પાડવાનો પ્રયત્ન કરતા રહેવું, અને જ્યાં શુદ્ધ અન્તર્વૃત્તિથી સત્યની ખાતરી થાય ત્યાં શ્રદ્ધા દૃઢ કરવી. એ ધર્મવિષયમાં કર્તવ્ય છે.

---

## જીવાત્મા અને પરમાત્મા.*

( અમદાવાદ પ્રાર્થનાસમાજમાં અપાયેલો ઉપદેશ ).

ઉદ્બોધન—**ॐ सत्यं ज्ञानमनंतं ब्रह्म आनंदरूपममृतं यद्विभाति शान्तं शिवमद्वैतं शुद्धमपापविद्धम्।**

સત્યનિધાન પ્રભુ ! અમારા આત્માને પ્રબુદ્ધ કરો અને તમારા સત્યસ્વરૂપનું દર્શન કરાવો. તમારા એ સ્વરૂપથી અમે દૂર જતા રહ્યા છીએ. તમે એ સ્વરૂપ અમારી સમક્ષ મુકો છો, અમે મોહથી તેથી

* 'જ્ઞાનસુધા'ના સન ૧૮૯૬ના ઑક્ટોબરથી ડીસેમ્બર અને ૧૮૯૭ના જાન્યુઆરીના અંકમાં પ્રસિદ્ધ થયલો.

વિમુખ થઈએ છીએ. પણ તમે જ્ઞાનસ્વરૂપ છો, જ્ઞાનથી પરિપૂર્ણ છો, જ્ઞાનનું પરમ સ્થાન છો, અમારામાં જ્ઞાનશક્તિ સ્થાપનાર છો. તો એ શક્તિને જાગૃત કરી અજ્ઞાનનો નાશ કરો. હે અનન્ત બ્રહ્મ! અમે પામર જીવ છીએ, તમારી કૃપાથી જીવનબળ પામી વ્યવહારમાં પડતાં હમારા જીવનદાતાને ભુલી જઈએ છીએ. પરંતુ કૃપામય, તમે અમને પાછા બોલાવો છો—પાછું આકર્ષણ કરો છો. અને, તમારી સમક્ષ આવતાં કેવા અનન્ત સ્વરૂપનું અમને ભાન થાય છે! કેવી અપાર તમારી શક્તિ! કેવો અમિત તમારો મહિમા! અને તમારી આગળ અમે કેવા ક્ષુલ્લક, કેવા અલ્પ ભાસીએ છીએ! સ્વામિન્! તમારી સેવામાં અમને દૃઢ કરો.

પ્રભુ, તમે આનન્દરૂપ છો, અમૃતમય છો. કલેશ કલુષ પરિતાપ તે માત્ર અમારામાં છે. તમે એ સર્વને ધોઈ નાખી શકો છો, સર્વને નિઃશેષ કહાડી નાખી શકો છો. તો અમે તમારાથી દૂર શા માટે રહીએ? શા માટે તમારા ચરણ સમીપ આવી ન પડીએ? દયાનિધિ! તમારા આનન્દરસથી અમારા આત્માને લિપ્ત કરો, તમારા અમૃતથી અમને અભિષિક્ત કરો. અમને આનન્દ અનુભવતાં શીખવો, અમને અમૃતપાન કરાવો.

તમે શાન્તસ્વરૂપે વિરાજી રહ્યા છો. તમારી શાન્તિનો કશાથી ભંગ થતો નથી. સમસ્ત જગત્‌ની ચિન્તા તમને છે, સમસ્ત જગત્‌નું રાજ્ય ચલાવો છો, સમસ્ત જગત્‌નું પાલન કરો છો, પણ વ્યાકુલતા તમારામાં કદિ પ્રવેશ કરતી નથી. તમે કદિ ક્ષુબ્ધ થતા નથી. જગત્ પાપીઓથી ભરેલું છે પણ તમે કદિ ક્રુદ્ધ થતા નથી. તમે તો શિવ મંગળ કલ્યાણકારી જ રહો છો. જગત્ માત્રનું કલ્યાણ કરો છો. પ્રભુ, એ કલ્યાણના, એ શ્રેયના અમે પણ યાચક છીએ. અમને તેનો માર્ગ શીખવો. અમને શાન્તિનું દાન કરો. અમને ક્ષમાગુણ પ્રાપ્ત કરાવો કે તમારી ક્ષમાને અમે પાત્ર થઈએ.

પ્રભો! તમારી તુલ્ય કોણ છે? તમે અદ્વિતીય છો. **नत्व-**

**त्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यः** તમારા સરખો કોઈ નથી તો અધિક બીજો ક્યાંથી હોય ? અતુલપરાક્રમી ઈશ ! તમારા સામર્થ્યની છાયા તળે આવી રહેલા અમે નિરાશ થઇ પાછા જઈશું ? –કદિ નહિં.

**शुद्धम् अपापविद्धम्** – તમે શુદ્ધ છો, અપાપવિદ્ધ છો. વિકારો તમને બાધા કરતા નથી. શુદ્ધિના તમે પરમ આદર્શ છો, શુદ્ધિની ભાવનાનું પરમ નિધાન છો. તમારે શરણે આવી રહેલા ભક્ત જનો પર કૃપા કરો, કર ધરી એ શુદ્ધિના માર્ગમાં તેમને ક્રમણ કરાવો, **शान्तिः शान्तिः शान्तिः ।**

વિવેચન—ઈશ્વરનો અને મનુષ્યનો સંબંધ દર્શાવવા સ્વામિ–સેવક, પિતા—પુત્ર, ભગવાન્–ભક્ત ઈત્યાદિ શબ્દો વપરાય છે. એ શબ્દોમાં જીવાત્મા–પરમાત્મા એ પણ છે. મનુષ્યને જીવાત્મા તથા ઈશ્વરને પરમાત્મા–બંનેને આત્મા કહેવામાં આવે છે. આત્માનાં લક્ષણ બન્નેનાં છે, બન્ને ચૈતન્યમય છે. આજ અર્થમાં ઈશ્વરને Higher Mind કે Higher Intelligence કહે છે, અર્થાત્ મનુષ્યને ચિત્ છે, પ્રજ્ઞા (સંવિત્) છે તો ઈશ્વર પરમ ચિત્ પરમ પ્રજ્ઞા (સંવિત્) છે. પૂર્વે એક પ્રસંગે કહ્યું હતું તે સંબંધમાં મી. જોન ફ્રિસ્કે "The belief in the Deity as quasi–human" વિશે કહે છે તે પણ ઈશ્વરનું સ્વરૂપ કંઈક મનુષ્યાત્માના જેવું છે એ મત જ દર્શાવે છે. પ્રો. હક્સલી કહે છે તેમ હ્યુમ સરખા નાસ્તિકતાની શંકામાં પડેલા તત્ત્વચિંતકે પણ સ્વીકાર્યું હતું કે The Deity possesses attributes more or less allied to human intelligence, 'ઈશ્વરનું સ્વરૂપ કેટલેક દરજ્જે માનવ સંવિત્‌ને મળતું છે,' આ વાક્યમાં પણ એ જ મત જણાવ્યો છે. અને, Man–the image of his Maker 'મનુષ્ય પોતાના કર્તાની આકૃતિમાં છે' એ બાઇબલના વાક્યમાં પણ જડ આકારની સમાનતા કહી નથી કેમકે બન્નેમાંથી એકેને આકાર

નથી, પરન્તુ ચૈતન્યસ્વરૂપમાં રહેલી સમાનતા કહી છે. પરમાત્માએ પોતાના ચૈતન્યના મહાન્ અંશવાળો જીવાત્મા ઉત્પન્ન કર્યો એ જ તાત્પર્ય છે અને વિચાર કરીશું તો માલમ પડશે કે આ કારણને લીધે આખી સૃષ્ટિમાં મનુષ્યની ઘણી ઉંચી અને વિશેષ પદવી છે.

વિશ્વમાં અનેક અનેક પ્રકારની સૃષ્ટિઓ છે, પણ આપણા જાણવા પ્રમાણે પરમાત્માને આત્મત્વમાં મળતી સૃષ્ટિ તો આ જીવાત્મા જ છે. ઈશ્વરની આ મ્હોટી બક્ષિસને લીધે આપણે સત્યના, જ્ઞાનના, નીતિના અધિકારી થયા છીએ. સૂર્ય, અગ્નિ, વિદ્યુત્, વાયુ, વગેરે મ્હોટી મ્હોટી પ્રચંડ શક્તિઓ ગમે તેટલી હશે પણ તેમાંથી કોઈ સત્ય અસત્યનો ભેદ કરી શકતાં નથી, જ્ઞાન અજ્ઞાનનો તેમને અવકાશ નથી, નીતિમીમાંસા કે નીતિપ્રાપ્તિ તેમને શકય નથી. એ સર્વ શક્તિ તો મનુષ્યને જ મળેલી છે. મનુષ્ય પર ઈશ્વરની આ મ્હોટી કૃપા છે, અને મનુષ્યની ફરજ છે કે આ માટે તેણે ઉપકારવૃત્તિથી નમ્ર રહેવું જોઇએ. પરંતુ તેમ થવાને બદલે આ આત્મત્વમાં જે મળતાપણું છે તેનો ઘણી વખત દુરુપયોગ થાય છે, આત્મત્વને બળે મનુષ્ય પોતે ઈશ્વર હોવાનો દાવો કરે છે, પોતાને બ્રહ્મ કહેવડાવે છે, **शिवोऽहम्** હું શિવ છું, **जीवो ब्रह्मैव नापरः** જીવ બ્રહ્મ જ છે–જુદો નથી, એ પ્રકારે અભિમાન કરે છે. જીવાત્મા અને પરમાત્માના અભેદનો આ વિચાર તે ભ્રાન્તિ જ છે. મનુષ્યની અશક્તિ કેટલી છે, મનુષ્યની નિર્બળતા કેટલી છે, તેની આસપાસ અજ્ઞાન–માયા–ભ્રાન્તિ કેટલાં વીંટલાઈ વળ્યાં છે, મનુષ્યને પોતાની પરાધીનતાનું કેવું ઘડીએ ઘડીએ ભાન થાય છે–એ જ ધ્યાનમાં લેવું બસ છે. એ જ ખાતરી કરાવે છે કે મનુષ્ય પરબ્રહ્મ નથી પણ પરબ્રહ્મથી ઘણો ઉતરતો છે. વળી, ઈશ્વર સર્વશક્તિમાન્ છે, અજ્ઞાન–માયા–ભ્રાન્તિ તેને સ્પર્શ કરી શકતાં નથી, એ સર્વથી તે નિર્લિપ્ત છે, તે અવ્યય છે—પોતાના પરબ્રહ્મ સ્વરૂપથી કદિ બદલાતો નથી–ક્ષણ પણ તે જીવાત્માનું રૂપ પામે એમ નથી, તે કદિ

પરાધીન થતો નથી–એક ઘડી પણ માયા તેની આસપાસ ફરી વળી શકતી નથી–કોઈ પણ પ્રકારે અજ્ઞાન તેને ઘેરતું નથી; બ્રહ્મનું એ પરમ સ્વરૂપ આપણે પોતે જ જાણીએ છીએ અને તે પણ જીવાત્મા તથા પરમાત્માના ભેદનો જ પુરાવો છે.

એ ખરૂં છે કે જીવાત્મા અને પરમાત્મા જે અંશમાં મળતા છે તે અંશ જ ધ્યાનમાં લીધાથી આવી ભૂલ થવાનો સંભવ છે. એ અંશમાં સરખા અનુભવનો પણ અવકાશ છે, અને મનુષ્યને જ્ઞાન નીતિ વગેરેની પ્રાપ્તિ થવા સારૂ જ પરમાત્માના ચતન્યનો એ અંશ તેને આપવામાં આવ્યો છે. એ અંશમાં જીવાત્મા તથા પરમાત્માની કેટલીક વ્યાખ્યા પણ સરખી થાય છે. આ કારણથી કહેવામાં આવે છે કે ઉપનિષદોમાં જીવાત્માને પરમાત્માથી ભિન્ન ગણ્યો જ નથી. ઉપનિષદો અનેક રચનારાથી થયેલાં છે તેથી તેમાં ભિન્ન મતો તો છે જ અને અભેદના મત પણ છે. પણ એ સર્વ તત્ત્વચિંતકો એ મતના નથી. સત્યનિર્ણયમાં આ ચિંતકોના વિચારની અન્ત્ય શબ્દપ્રમાણ તરીકે નહિં પણ જ્ઞાનના ઇતિહાસમાં ક્રમાગત વૃત્તાન્ત તરીકે જ દરકાર હોવી જોઈએ; કે તેથી ઈશ્વરે આપેલી બુદ્ધિ તથા અન્તર્વૃત્તિ વડે સદસદ્વિવેક કરવામાં તે સહાયભૂત થાય. તેથી, ઉપનિષદોમાં કોઇ ઠેકાણે જીવાત્માને પરમાત્માથી ભિન્ન કહ્યો છેજ નહિં એમ જે કહેવામાં આવે છે તે ખરૂં છે કે નહિં તે જોઇએ.

આત્માને આકાર નથી, રૂપ નથી, સૂક્ષ્મથી તે સૂક્ષ્મ છે, તે અચિન્ત્યરૂપ છે, તેને ચક્ષુ વગેરે ઇંદ્રિયો નથી, તે જ્ઞાનને ગ્રહણ કરનારો છે, તે પોતે પોતાને જાણે છેઃ એ સર્વ વર્ણન તો જીવાત્મા અને પરમાત્મા ઉભયને સામાન્ય છે. પરંતુ

ऋतं पिबन्तौ सुकृतस्य लोके
गुहां प्रविष्टौ परमे परार्द्धे ।
छायातपौ ब्रह्मविदो वदन्ति
पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥

(तथा ३ । १)

"આ લોકમાં કરેલા સત્કર્મનું ઋત (ફળ) પીનારા (ફલભોક્તા અને ફલપ્રદાતા) એવા બે (અર્થાત્ જીવાત્મા અને પરમાત્મા) પરમ હૃદયાકાશ રૂપ અન્તઃકરણમાં પ્રવિષ્ટ છે. (એ બેને) બ્રહ્મજ્ઞાની લોક તથા પંચ અગ્નિ રાખનારા તથા ત્રણ અગ્નિ રાખનારા (ગૃહસ્થો) છાયા અને આતપ (છાંયડો અને તડકો) એમ કહે છે (એ ન્યાયે ઓળખે છે)". આ ઉપનિષદ્ વાકયમાં સ્પષ્ટ દ્વૈતવાદ છે. જીવાત્મા અને પરમાત્મા બે કહ્યા છે, અને બન્નેને ભિન્ન કહ્યા છે. અલબત્ત, મનુષ્યમાં એ બન્ને પ્રવિષ્ટ છે. જીવાત્મા શરીરનાં કર્મ ચલાવનાર જવાબદાર શક્તિ તરીકે તથા એ જવાબદારીથી થતાં ફળ લેનાર તરીકે પ્રવિષ્ટ છે; પરમાત્મા અન્તર્યામી રૂપે, જીવાત્માનાં કર્મની જવાબદારી લેનાર સાક્ષીરૂપે, નિયંતારૂપે, જવાબદારીનું ફળ જીવાત્માને આપનાર ન્યાયકર્તા રૂપે પ્રવિષ્ટ છે. **पिबन्तौ** એ દ્વિવચન આ બન્ને જુદા અનુભવના અર્થમાં છે. જીવાત્મા અને પરમાત્મા બંને નિરાકાર છે, એકને જડવત્ આકૃતિ નથી. તેથી એકનાં રજ઼કણ બીજામાં પેઠાં હોય એવો અર્થ ઉદ્દિષ્ટ નથી તેમ ફલિત પણ થતો નથી. સર્વવ્યાપી પરમાત્માથી કંઈ પણ દૂર નથી, કંઈ પણ તેના જ્ઞાનની કે નિયંત્રણની બહાર નથી; સૂર્ય જેમ દૂર રહી પોતાનું તેજ સર્વ પર ફેલાવે છે અને સર્વમાં દાખલ કરે છે, મનુષ્યો જેમ એક બીજાથી ભિન્ન હોઈ એક બીજાને જાણી શકે છે, પ્રેમ કરી શકે છે,–તેમ પરમાત્મા સર્વ જીવાત્માઓથી ભિન્ન હોવા છતાં પોતાના જ્ઞાનવડે, શક્તિવડે, અને પ્રેમવડે, તેમનામાં પ્રવિષ્ટ થાય છે, તેમના અન્તરતમ અન્તરની સમીપ રહે છે. આમ પ્રવિષ્ટ છતાં પરમાત્મા જીવાત્માથી પૃથક્ જ છે, અને તે વધારે સ્પષ્ટ કરવા ઉપરના વાક્યમાં એ બન્નેને છાયા અને આતપનું રૂપક આપ્યું છે. પરમાત્મા તે આતપ છે, પ્રકાશ છે, અને જીવાત્મા તે એ પ્રકાશથી થયેલી, ગૌણ પરિણામરૂપ છાયા છે. પ્રકાશથી છાયા ભિન્ન છે, પ્રકાશ જે કરી શકે છે તે છાયા કરી શકતી નથી, તોપણ છાયા પ્રકાશનુંજ પરિણામ છે, પદાર્થોની એક તરફ પ્રકાશ છે અને બીજી તરફ છાયા છે.

છાયા પ્રકાશથી ઘણી ઘણી ઉતરતી છે. જીવાત્મા પણ પરમાત્માથી ઘણો ઘણો ઉતરતો છે.

જીવાત્મા અને પરમાત્માનો ભેદ દર્શાવનારાં બીજાં પણ ઉપનિષદ્ વાક્યો છે.

**इन्द्रियेभ्यः पराह्यर्था अर्थेभ्यश्च परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥**
**महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।**
**पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥**

**(कठ ३ । ११)**

"ઇન્દ્રિયોથી ઇન્દ્રિયોના વિષય શ્રેષ્ઠ છે, વિષયોથી મન શ્રેષ્ઠ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિથી મહાન્ આત્મા(=જીવાત્મા) શ્રેષ્ઠ છે, જીવાત્માથી અવ્યક્ત (=પ્રકૃતિ) શ્રેષ્ઠ છે, અને અવ્યક્તથી પુરુષ (=પરમાત્મા, બ્રહ્મ) શ્રેષ્ઠ છે. પુરુષથી શ્રેષ્ઠ કંઈ નથી. તે અન્ત છે, તે પરમ ગતિ છે."

અહિં પણ જીવાત્મા અને પરમાત્માને ભિન્ન કહ્યા છે, અને પરમાત્માને જીવાત્માથી તેમજ બીજા સર્વથી પરમ શ્રેષ્ઠ કહ્યો છે. મન અને બુદ્ધિ એ માત્ર આત્માના વ્યાપાર છે, અહિં કહ્યું છે તેમ જુદાં ચૈતન્ય કે જુદી શક્તિઓ નથી; પણ એ ચર્ચા આ સંબંધે પ્રસ્તુત નથી.

વળી, પરમાત્માને ઉપરના વચનમાં પુરુષ કહ્યો છે. તેને પરમ પુરુષ, પુરુષોત્તમ એ નામ ઘણી વાર આપવામાં આવે છે. ઈશ્વરને પુરુષપદ આપેલું ઉપનિષદોમાં અનેક સ્થળે જોવામાં આવે છે.

**तमाहुरग्रयं पुरुषं महान्तम् ।**

**(श्वेताश्वतर अ० ३ मं० १९)**

**दिव्यो ह्यमूर्तःपुरुषःसः ।**

**(द्वितीयमुण्डक १—२ )**

**आत्मैवेदमग्र आसीत् पुरुषविधः ।**
**(बृहदारण्यक १ । ४ । १)**
**वेदाहमेतं पुरुषं महान्तम् ।**
**(तथा ३ । ८)**

'તેને અગ્રય ( સહુથી પ્હેલો) મહાન્ પુરુષ કહે છે.' 'તે દિવ્ય અમૂર્ત પુરુષ છે.' 'પ્રથમ (જગત્‌ની ઉત્પત્તિ પ્હેલાં) આ ( હતું તે ) પુરુષરૂપ આત્મા જ હતો.' 'હું આ મહાન્ પુરુષને જાણું છું.' પુરુષને અમૂર્ત કહ્યો છે, ઇન્દ્રિયોથી અને પદાર્થથી પર કહ્યો છે તેથી એ તો સ્પષ્ટ છે કે પુરુષ શબ્દથી મનુષ્ય જેવી કે બીજી કોઇ પણ જડ કે દૃશ્ય આકૃતિનો અર્થ ઉદ્દિષ્ટ નથી. પુરુષતા એ આત્માની કાંઈ વિશેષતા છે અને આત્મા ન હોય તેવા પદાર્થમાં તે નથી હોતી એ અર્થ આ વચનોમાં છે એ નિઃસંદેહ છે. પુરુષ હોય તે શક્તિમાન્ હોય, શક્તિમત્ત્વ હોય ત્યાં જ પુરુષતત્ત્વ વિશેષણ ઘટે, એવો અર્થ પુરુષ શબ્દમાં ચાલતી ભાષામાં પણ સાધારણ રીતે રહેલો છે. શક્તિમત્ત્વમાં બે ગુણનો સમાવેશ થાય છે; ક્રિયા અને ક્રિયા કરવાનું સામર્થ્ય. આત્માને પદાર્થોનું જ્ઞાન છે, અસ્તિત્વના સર્વ પ્રકારનું જ્ઞાન છે, અને તે સાથે નીતિનું જ્ઞાન છે, એ ઉપર કહ્યું છે. આ સાથે પુરુષત્વનો ગુણ મુકીશું તો સહજ જણાશે કે આત્મા તે કેવળ જ્ઞાન જ છે કે કેવળ જ્ઞાતા જ છે એમ નહિં, પણ પુરુષ છે એટલે જ્ઞાતા હોઈ જ્ઞાનાનુસાર ક્રિયા કરવાની તેનામાં શક્તિ છે, અર્થાત્ તેને ઇચ્છા અને ક્રિયાના વ્યાપાર છે. જ્ઞાન એ તો ભાવવાચક શબ્દ છે, એકલું જ્ઞાન એ જુદી વ્યક્તિ નથી. જેને જ્ઞાન હોય, જે જ્ઞાતા હોય એ જુદી વ્યકિત છે, અને જ્ઞાન એ વ્યક્તિની અવસ્થામાત્ર છે. આત્મા અમૂર્ત છતાં પૃથક્ વ્યક્ત જ્ઞાતા છે અને તે સાથે પુરુષ છે, જ્ઞાન પ્રમાણે ઇચ્છા કરી ક્રિયા કરી શકે છે. અને નીતિનું તત્ત્વ આમાં જ સમાયેલું છે. નીતિમાન્ થવા માટે નીતિનું જ્ઞાન હોવું જોઇયે, નીતિ શું છે તે

જાણવું જોઇએ, અને પછી તે પ્રમાણે વર્તન કરવાની ઇચ્છા અને શકિત હોવાં જોઇએ. આ ઇચ્છાવ્યાપાર કેવળ જ્ઞાન કે કેવળ નીતિ સરખા ભાવ માત્રથી થઈ શકે નહિં; બીજા, જુદા, પૃથક્, વ્યક્ત રહેલા કર્તા ( પુરુષથી ) જ થઇ શકે. આ રીતે આત્મા નિરાકાર અને કેવળ ચૈતન્યમય છતાં વ્યકિત છે, માત્ર તેનું અસ્તિત્વ છે–તે હયાતીમાં છે–એટલું જ નહિં પણ તેને શક્તિ છે, ઇચ્છા છે, ક્રિયા છે. આ પુરુષતા છે, અને નીતિનો આધાર આ પુરુષતા ઉપર છે. ઇંગ્રેજીમાં કહે છે તેમ The moral law is a law of the will, 'નીતિનો નિયમ તે ઇચ્છાવ્યાપારનો નિયમ છે.' ઇચ્છાવ્યાપાર વિના નીતિ અનીતિનો ભેદ કરી નીતિ પ્રમાણે વર્તન કરવાનું બની શકતું નથી. જે ઇચ્છા કરી શકે અર્થાત્ જે પુરુષ હોય તે જ નીતિની પ્રવૃત્તિ કરી શકે. ઇંગ્રેજીમાં આ પુરુષને person કહે છે. આ ઇચ્છાવ્યાપારની શકિતવાળી વ્યકતતા (individuality) નીતિમાં આવશ્યક છે માટે personality of God ( ઇશ્વરનું પુરુષરૂપ ) માનવામાં આવે છે. આપણી પ્રાર્થમાળાના

'તમે સ્વઇચ્છાબલસુક્રિયાની,
ધરો પ્રભૂ શકિત પ્રપૂર્ણતાની.'
'સૃષ્ટ વસ્તૂ થકી ભિન્ન પ્રભુ છો તમે
શુદ્ધ ચૈતન્ય રૂપે વિરાજો,
જ્ઞાન ઇચ્છા ક્રિયા સબલ શકતી થકી
વિશ્વમાં પૂર્ણ પ્રભુતાથિ ગાજો'.

આ વચનોમાં પણ આ જ મત કહ્યો છે. સ્વઇચ્છાબલસુક્રિયાની નીતિશકિત મનુષ્યમાં છે પણ અપૂર્ણ છે, પરમાત્મામાં તે પ્રપૂર્ણ છે. ઉપરના બીજા પદમાં આ વિવેચનમાં ચર્ચેલા સર્વ સિદ્ધાન્ત આવી જાય છે. પરમાત્મા આત્માથી તેમ જ પોતે સરજેલી બીજી સર્વ વસ્તુથી ભિન્ન છે, તે શુદ્ધ ચૈતન્યરૂપ છે, તેનામાં જ્ઞાન છે, ઇચ્છા છે, ક્રિયા છે, સબલ શકિત છે, આવી તેની પૂર્ણ પ્રભુતા છે.

આ પુરુષત્વમાં પણ જીવાત્મા અને પરમાત્માનું મળતાપણું છે, ઈશ્વર નીતિનું, સદાચારનું મૂળ છે, પરમ નિધાન છે, પરમ ભાવના છે, પરમ આદર્શ છે. ઇચ્છાવ્યાપાર અને સુક્રિયાની શકિત તેનામાં પરિપૂર્ણ છે. મનુષ્યને પણ નીતિનું જ્ઞાન છે, નીતિમાં પ્રવૃત્તિ કરવી એ તેનું કર્તવ્ય છે, અને તે એ જાણે છે–એ પ્રવૃત્તિ કરવાની તેનામાં ઇચ્છા છે અને શકિત છે પણ તે અપૂર્ણ છે. પુરુષતા આ પ્રમાણે જીવાત્મા અને પરમાત્માનો ભેદ પણ સૂચવે છે. પૃથક્‌તા વિના જુદી વ્યકિત વિના પુરુષતા સંભવતી જ નથી, અને તેથી નીતિની ભાવના જે સર્વમાન્ય છે તે જ પુરુષતા સ્થાપિત કરી જીવાત્મા પરમાત્માનો તેમ જ મનુષ્ય મનુષ્યનો ભેદ દર્શાવી આપે છે. દુનિયામાં બધા મનુષ્યો એક બીજાથી ખરેખરા ભિન્ન છે, જુદા છે, બધાના આત્મા પૃથક્ પૃથક્ છે, તેથી જ નીતિ અનીતિનો સંભવ છે; કેમકે આત્માઓના એક બીજા પરના વ્યાપારમાં નીતિ અનીતિ સમાયેલી છે. એક મનુષ્યે બીજા મનુષ્યો સાથે કેવી રીતે વર્તવું એમાં માણસની નીતિ અનીતિની પ્રવૃત્તિનો ભેદ છે. દુનિયામાં એક જ મનુષ્ય હોય, આત્માઓ પૃથક્ પૃથક્ ન હોય તો નીતિ અનીતિનો મનુષ્યવ્યવહાર અર્થહીન થઇ જાય. પ્રત્યેક મનુષ્ય બીજા મનુષ્યોથી જુદો હોઇ પોતાનો જુદો ઇચ્છાવ્યાપાર કરી શકે છે તે માટે નીતિ વિશે અને કર્તવ્ય વિશે તેની જવાબદારી છે. આ સર્વ ભાવનાઓનું પરમ સ્વરૂપ પરમાત્મામાં છે અને તે તરફ મનુષ્યે ઉપસર્પણ કરવું એ તેની ઇચ્છા છે.

ઈશ્વરનું આ ખરૂં સ્વરૂપ જાણવું ઘણું જરૂરનું છે. તે વિના ધર્મમાં સત્ય માર્ગે ગમન થઇ શકતું નથી. તે વિના મનુષ્યને ઈશ્વર સાથેનો પોતાનો સંબંધ તથા ઈશ્વર તરફની પોતાની જવાબદારી સમજાતાં નથી. તે વિના નીતિનું તત્ત્વ ગ્રહણ થઈ શકતું નથી. નીતિ તે સંસારની સગવડ કે શોભા માટે પાળવાની છે એમ નથી. જે નીતિનું નિધાન છે તેના નિયમને અને તેણે આત્મામાં મુકેલી વૃત્તિને અનુસરવા માટે નીતિ પાળવાની છે.

આ ખરા સ્વરૂપનું જ્ઞાન ઈશ્વર આપણને પ્રાપ્ત કરાવે અને સુમાર્ગે આપણી પ્રવૃત્તિ કરાવે એ ઇચ્છા ચિત્તમાં નિરંતર રહેવી જોઇએ.

**ॐ असतो मा सद् गमय। तमसो मा ज्योतिर्गमय। मृत्योर्मामृतंगमय। आविराबीर्म्मे एधि रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम्।**

પ્રભો! 'અસન્માર્ગમાંથી અમને સન્માર્ગમાં લઇ જાઓ. અંધકારમાંથી અમને પ્રકાશમાં લઈ જાઓ. મૃત્યુથી અમને અમૃતધામમાં લઇ જાઓ. અમારા સમક્ષ તમે પ્રકાશમાન્ થાઓ. પરમેશ! તમારૂં જે પ્રસન્ન વદન તે વડે નિત્ય અમારૂં સંરક્ષણ કરો. **ब्रह्मकृपा हि केवलम्।**

---

## વૈષમ્યનૈર્ઘૃણ્ય.+

---

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં અપાયેલો ઉપદેશ).

મેસ્સીયોં નામે એક ફ્રેન્ચ ધર્મોપદેશક કહે છે, 'હે પ્રભુ! તું અમારાં કૃત્યોનો અત્યંત સહનશીલ અને અત્યંત દયાવન્ત ન્યાયકર્ત્તા છે, અને અમે તો તારાં કૃત્યોના અતીવ ઉગ્ર પરીક્ષક અને નિંદક બનીએ છીએ. અમે વારંવાર તારી પાસે ન્યાયનો ખુલાસો માગીએ છીએ, અને તું ન્યાય પ્રમાણે અમને શિક્ષા કરવાનું વિલંબિત રાખે છે. તારા જે અતીવ પૂજનીય હેતુ તેના અર્થ સમજાવવાની અમે તને નિત્ય માગણી કરીએ છીએ, અને તું તો અમારી ઇચ્છાઓ અને અમારી કૃતિયોનો જે વિકટ જવાબ અમારે આપવાનો છે તે લેવાનું મુલતવી રાખે છે. હે મારા પ્રભુ! માણસ તારી સાથે જે રીતે

---

+'જ્ઞાનસુધા', સન ૧૮૯૭, માર્ચ–એપ્રિલના અંકમાં છપાયલો.

વર્તે છે તે રીતે તું તેની સાથે વર્તતો હોય તો માણસનું શું થાય? તારામાં દોષ કહાડવાની માણસ જેવી ઈચ્છા કરે છે તેવી ઇચ્છા માણસને અપરાધી ઠરાવવાની તું કરે તો શી ગતિ થાય?—અને તારા ચમત્કારની જેવી સખત નજરથી માણસ પરીક્ષા કરે છે તેવી સખત નજરથી તું માણસના દોષની પરીક્ષા કરે તો ક્યાં જવું?'

ઈશ્વર ન્યાયકારી છે અને દયાસિન્ધુ છે એ વાતનો આ વચન ધ્યાનમાં લઇ વિચાર કરીશું, અને જેઓ ઈશ્વર પર વૈષમ્યનૈર્ઘૃણ્યનો દોષ મુકે છે, ઈશ્વર સર્વને સરખો ન્યાય આપતો નથી અને ક્રૂરતા કરે છે એવો આરોપ મુકે છે–તેમના મતની પરીક્ષા કરીશું.

આપણે સારી પેઠે જાણીએ છીએ કે મનુષ્યની શકિત ઘણી થોડી છે, મનુષ્યનું જ્ઞાન ઘણું પરિમિત છે. મનુષ્યની બુદ્ધિ, તર્ક, કલ્પના એ સર્વની ગતિ ઘણી કહેવાય છે તોપણ તે સર્વ બહુ ઓછે સુધી જઇ શકે છે એમ ખાતરી થયા વિના રહેતી નથી. મનુષ્યને એક રજકણ વિશે, એક પરમાણુ વિશે પણ સંપૂર્ણ જ્ઞાન નથી, અને પદાર્થોના ધર્મ વિશે જેમ જેમ વધારે માહિતી મળતી જાય છે તેમ તેમ જાણવાનું કેટલું બધું બેહદ છે અને જાણવાની શકિત કેટલી બધી થોડી છે તે વધારે સમજાતું જાય છે. મનુષ્યને પોતાના વિશે, શરીર વિશે, આત્મા વિશે, આત્માના ભૂત ભાવિ વિશે સંપૂર્ણ જ્ઞાન નથી, આત્માના વર્તમાન વ્યાપારની અંદરની ઘટના વિશે સંપૂર્ણ જ્ઞાન નથી. ઇન્દ્રિયજ્ઞાનમાં ચક્ષુ શ્રોત્રાદિ ઇન્દ્રિયો વડે જણાય તેટલું જ તે જાણી શકે છે, પણ એથી વધારે જાણવા જેવું નથી એવો નિશ્ચય કરી શકતો નથી. મનુષ્યને જે સર્વ જ્ઞાન થાય છે તેની પ્રતીતિનાં સાધન પણ તેના સ્વાભાવિક વિશ્વાસમાં જ રહેલાં છે, બીજાં કંઈ નથી. મનુષ્યનું જ્ઞાન આટલું અલ્પ છે, અને તેની ક્રિયાશક્તિ તેથી પણ અલ્પ છે. જેટલું તે જાણી શકે છે તેનો લક્ષાંશ પણ તે ઉત્પન્ન કરી શકતો નથી. એક તૃણ પણ સરજાવવાને તે અસમર્થ છે. તે છતાં મનુષ્યની કેવી ધૃષ્ટતા

છે કે તે ઈશ્વરના કાર્યોમાં અને નિયમોમાં ખોડખાંપણ કહાડવા જાય છે! શા માટે ઈશ્વરે આમ કર્યું ને આમ ન કર્યું, ઈશ્વરે અન્યાય કેમ કર્યો અને આ રીતે ન્યાય કેમ ન કર્યો, એવા કુતર્ક મનુષ્ય કરે છે. છુટીછવાઈ બાબતોમાં જ આવા મિથ્યા દોષ કહાડી તે અટકતો નથી, પણ આખી સૃષ્ટિની રચના અને આખા વિશ્વનું બંધારણ તેને ખામીભરેલું જણાય છે, અને, પૃથ્વી શા માટે આવી કરી, સૂર્ય શા માટે આવો કર્યો, પ્રાણીઓ શા માટે આવાં કર્યા, મનુષ્યજીવન શા માટે આવું કર્યું, એવી ઈશ્વરની ભૂલો કહાડી ઈશ્વરે શું કરવું જોઇતું હતું તે વિશે સૂચનાઓ કરવામાં તેઓ ઉદારવૃત્તિવાળા બની જાય છે. પોતાની બુદ્ધિશક્તિ ઉપરાંત ઈશ્વરની સૃષ્ટિ વિશે તર્ક દોડાવવાની આ પ્રવૃત્તિ ઘણાને મોહમાં નાખે છે, અને, પંડિત, વિદ્વાન, તત્ત્વચિંતક વગેરે અનેક પદવીથી મહત્ત્વ પામેલા પુરૂષો પણ ભૂલમાં પડયા છે. કોઈને ઈશ્વરે શા માટે સૃષ્ટિ સ્રજી તે અગમ્ય લાગ્યું છે, કોઇને ઈશ્વરે મનુષ્યોને ઈશ્વર જેવા કેમ ન કર્યા તેનું કારણ સમજાયું નથી, કોઇને ઈશ્વરે સર્વ મનુષ્યને સરખા ન કર્યા એ વિષમ જણાયું છે, કોઇને ઈશ્વરે મૃત્યુ શા માટે નિર્માણ કર્યું એ મુશ્કેલી નડી છે, કોઇને ઈશ્વરના રચેલા સંસારમાં પાપ અને દુઃખનું અસ્તિત્વ છે એ નિર્ધૃણતા—ક્રૂરતા—ખુલાસા વગરની છે એવો ભાસ થયો છે, કોઇને ઈશ્વરે મનુષ્યબુદ્ધિમાં ભેદ શા માટે થવા દીધો એ શંકાનું નિવારણ થયું નથી. આવા આવા સંશયથી મનુષ્ય ભ્રાન્તિમાં પડયા છે, અને પરિણામે કોઈ નાસ્તિક થયા છે, કોઇ શંકાવાદી બન્યા છે, કોઈ પોતાને જ બ્રહ્મ કહેવડાવા લાગ્યા છે, કોઇએ પાપ, સેતાન, માયા એ સર્વને ઈશ્વરથી સ્વતંત્ર શકિતઓ માની છે, કોઈએ ઈશ્વર સૃષ્ટિ સ્રજી વેગળો ખસી જાય છે એ મત ગ્રહણ કર્યો છે. પોતે ઉભી કરેલી મુશ્કેલીઓને લીધે ઈશ્વરના ન્યાયનો ખુલાસો ન સમજાયાથી કોઇએ પુનર્જન્માદિ કલ્પિત મત શોધી

કહાડયા છે, કોઈએ સર્વત્ર કર્મનું જ છે—ઈશ્વરની શકિત નથી—એમ શોધી કહાડયું છે, કોઈએ પાપ પુણ્યની બે જુદી સ્વતંત્ર શકિતઓ માની છે. આ સર્વ કુતર્કમાં ઈશ્વરની નિન્દા થાય છે, ઈશ્વરનો અપરાધ થાય છે એનું ભાન રહેતું નથી. મનુષ્યની પોતાની વિચારશકિત કેટલી ઓછી છે, એ શકિતનો આપનાર કોણ છે, તેનું સામર્થ્ય કેટલું બધું વધારે છે, તેનો પ્રભાવ કેવો અનન્ત છે; એ સર્વની તેની આપેલી બુદ્ધિનો ઉપયોગ તેની પાસે જવાબ માગવામાં કરવામાં મનુષ્યને વિસ્મૃતિ થાય છે. તેમ જ મનુષ્ય એ પણ ભુલી જાય છે કે ઈશ્વર ન્યાયસિન્ધુ છે, મનુષ્યમાં ન્યાયની ભાવના મુકનાર તે જ છે, ન્યાયનું તત્ત્વ તેનામાં પરિપૂર્ણ છે, ન્યાયમય રચના કેવી રીતે કરવી તે તે સારી રીતે જાણે છે અને તે એકલો જ જાણે છે, ઈશ્વરનો ન્યાય મનુષ્ય સાબીત કરી ન આપે તો ઈશ્વરને માથે કલંક રહી જાય એમ છે જ નહિં. છતાં, જે દોષ કહાડવામાં આવે છે તે દોષ છે કે કેમ તે તપાસી જોઈએ કે ચિત્તનું સમાધાન દઢતર થાય.

ઇંગ્રેજી કવિવર મિલ્ટન કહે છે, 'ઈશ્વર જે રીતિયોથી સંસારનું નિયમન કરે તે ન્યાયયુક્ત છે અને તેની ન્યાયયુક્તતા માણસને સમજાવી શકાય તેમ છે;* સિવાય કે જે એવા હોય કે ઈશ્વર છે જ નહિ એમ માનતા હોય. એવા કોઇ હોય તો તે અપ્રસિદ્ધ છે; કારણ કે એવા મતની કોઈ ઠેકાણે શાળા નથી, પણ મૂર્ખનું હૃદય એ જ ( તેની શાળા છે ) અને તેમાં શિક્ષક તેના પોતાના સિવાય બીજું કોઈ નથી પરંતુ એવા વધારે છે કે ઈશ્વરની રીતિયો ન્યાય-યુક્ત છે એ વિશે શંકા કરે છે, તેમને એ રીતિયો તેના નિયમોથી વિરુદ્ધ જતી લાગે છે; પછી તેઓ ભ્રમણ કરતા વિચારની લગામ

* 'Just are the ways of God',
And justifiable to man;' ઈત્યાદિ.

છુટી મુકી દે છે, અને ઈશ્વરની કીર્તિને એમાં કેવી હાનિ કરવાનો પ્રયત્ન છે એ લક્ષમાં લેતા નથી. આખરે, પોતાની જ મુશ્કેલીઓમાં ગુંચવાયાથી છોડવવા જતાં વધારે ગુંચવાતા જાય છે, અને નિર્ણયથી વધારે ને વધારે દૂર જતા જાય છે; પણ કદિ પોતાને સંતોષ થાય એવો ખુલાસો તેમને જડતો નથી. જાણે કે જે અનન્ત છે તેને તેઓ સીમામાં લાવી મુકવાના હોય !' મનુષ્યે બુદ્ધિનો ઉપયોગ ન કરવો એમ કહેવાનો હેતુ નથી. ઈશ્વરે બુદ્ધિ ઉપયોગ કરવા સારૂ જ આપી છે, અને તે ઉપયોગથી વ્હેમ તથા ભ્રાન્તિમાં પડતાં અટકવું એ બુદ્ધિમાન્‌નું કર્તવ્ય છે. સ્વબુદ્ધિના ઉપયોગ વિના જુઠી શ્રદ્ધા પણ ન રાખવી જોઇએ, અને ઈશ્વર વિશેના અસત્ય વિચાર બુદ્ધિ વાપરી દૂર કરવા જોઈએ. ઈશ્વરે સત્યપ્રતીતિ માટે આપેલી બુદ્ધિનો એ કાર્યમાં ઉપયોગ ન થાય તો એ દાન વ્યર્થ જાય. પરંતુ ઈશ્વરે એ બુદ્ધિની સીમા બાંધી છે, અને કર્ત્તવ્ય કે ધર્મનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ એ સીમાની પાર જવાની જરૂર પડતી નથી. એ સીમાની પાર જવાનો મિથ્યા પ્રયત્ન કરતાં મનુષ્ય ભ્રમિત થાય છે અને મિથ્યા કુતર્કમાં ગુંથાય છે.

ત્યારે, જ્યાં સુધી મનુષ્યબુદ્ધિનો અવકાશ છે ત્યાં સુધી જઇ વિચારી જોઇએ કે ઈશ્વરની રચનામાં વૈષમ્યનૈર્ઘૃણ્ય છે એમ આરોપ કરવામાં આવે છે તેમાં સત્યતા કેટલી છે. દુનિયામાં સર્વ મનુષ્યો સરખા નથી, મનુષ્યોની સ્થિતિ અને સંપત્તિ ભિન્ન ભિન્ન છે એટલું વૈષમ્ય તો છે જ, પણ એ વિષમતામાં અન્યાય કે સંકટ નથી. સહેજ વિચાર કરીશું તો માલમ પડશે કે બધા માણસો સરખા નથી એથી જ દુનિયાનો વ્યવહાર ચાલી શકે છે અને દુનિયાના વ્યવહારમાં જે સુખ છે તે મળી શકે છે. બધા મનુષ્યો ખેડુત હોય તો જેમ જીંદગાનીનાં બીજા સુખસાધન મળી શકે નહિં અને દુનિયાના આચારવિચારમાં ઉત્કર્ષ થઇ શકે નહિં, તેમ બધા મનુષ્યો રાજા કે રાજ્યકર્ત્તા પણ હોઇ શકે નહિં. મનુષ્યોની સ્થિતિ ભિન્ન

ભિન્ન છે તેથી જ તેઓ એક બીજાને ઉપયોગી થઈ શકે છે અને એક બીજાની દરકાર રાખી શકે છે. મનુષ્યોની સ્થિતિ ભિન્ન ભિન્ન છે તેથી જ મનુષ્યો ઉદ્યોગી થઇ અમુક અમુક લક્ષ્યે પ્હોંચવાના પ્રયત્નમાં પ્રવૃત્ત રહે છે. મનુષ્યોની સ્થિતિમાં ભિન્નતા ન હોય તો દુનિયામાં કંઇ કર્તવ્ય કરવાનું ન રહે, પરોપકાર કરવાનું ન રહે, પ્રયત્ન કરવાનું ન રહે, ઉદ્યમ કરવાનો હેતુ ન રહે, આળસુ થવામાં પ્રતિબન્ધ ન નડે. પશુઓની દરેક જાતમાં સર્વ વ્યક્તિઓ સરખી હોય છે, કોઇ એક બીજાથી ઉંચી પદવીએ પ્હોંચતું નથી, પણ બુદ્ધિમાન્ મનુષ્યને એવી સ્થિતિ નિરાશાભરેલી થઇ પડે. બુદ્ધિનો ઉપયોગ, પ્રયત્નનું ફલ, સદાચરણનું પરિણામઃ એ સર્વ ભિન્નતામાં જ શકય છે. માટે આ વિષમતામાં અન્યાય નથી, પણ યોગ્યતા પ્રમાણે ફલ મેળવવાના ન્યાયનો એ માર્ગ છે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ધન, સત્તા, વગેરેની વિષમતા પરથી સુખ દુઃખની વિષમતાનું ધોરણ બાંધી શકાતું નથી. સુખ આત્માના સંતોષમાં છે, અને એ સંતોષ વિના સુખ કદિ મળી શકતું નથી. ગરીબ કે અપંગ એટલા દુઃખી અને ધનવાન્ કે નિરોગી એટલા સુખી એવો સાર્વત્રિક નિયમ નથી. ગરીબનું કુટુંબસુખ ધનવાન્‌ને દુર્લભ થાય છે. એવું પણ જોવામાં આવે છે કે મનુષ્યો આંખે અંધ થયા પછી વિશેષ બુદ્ધિબળ પ્રાપ્ત કરે છે અને મ્હોટી ખ્યાતિ મેળવે છે. અમુક સ્થિતિને સુખી ગણવી કે દુઃખી ગણવી એ વિશે વખતે મતભેદ પડશે, પણ આટલું તો નક્કી છે કે જે સ્થિતિ સુખી છે તેની કિમ્મત ભિન્નતાને લીધે જ છે, ભિન્નતા ન હોય તો સુખ શામાં હોત તે જ કલ્પાતું નથી. તેથી વિષમતામાં અન્યાય છે કે દોષ છે એમ માનવાનો કંઇ આધાર જ નથી.

નૈર્ઘૃણ્યનો આરોપ પણ એવો જ નિર્મૂલ છે. એ ખરૂં છે કે દુનિયામાં ઠેકાણે ઠેકાણે દુઃખ જોવામાં આવે છે, અને ઈશ્વરને પ્રેમમય પિતા માનનારને સ્વાભાવિક રીતે એ પ્રશ્ન થાય છે કે

નિયંતામાં પ્રેમ હોય ત્યાં તે સાથે દુઃખની રચના કેમ સંભવે. આ પ્રશ્નનો વિચાર કરવામાં દુઃખના બે પ્રકાર પાડીશું. એક પ્રકારનાં દુઃખ માણસની ભૂલથી ઉત્પન્ન થાય છે, અને બીજા પ્રકારનાં દુઃખ માણસની ભૂલ વિના ઉત્પન્ન થાય છે. ઘણાં દુઃખ એવાં છે કે તેને આ બેમાંથી કયા પ્રકારમાં મૂકવાં એ નિર્ણય કરવો કઠણ છે. પરંતુ જે દષ્ટિબિન્દુથી ચર્ચા કરવાની છે તેમાં આ બહુ મહત્ત્વનું નથી. વ્યાધિ, દરિદ્રતા, વગેરે દુઃખો જ્યારે મનુષ્યની ભૂલથી થાય છે ત્યારે ઈશ્વરનું નૈર્ઘૃણ્ય છે એમ કહી શકાશે નહિં, કેમકે એ આપત્તિ દૂર કરવાની અગમચેતી સારૂ ઈશ્વરે માણસને બુદ્ધિ અને સાધન આપેલાં છે, અને તેનો અનાદર કર્યાથી માણસને એ દુઃખ થયું હોય છે. પરંતુ એમ કહેવામાં આવશે કે દુઃખનો એવો સંભવ ઈશ્વરે સૃષ્ટિમાં મુકયો જ શું કામ? દુઃખ ઉત્પન્ન જ થાય નહિં એવી રચના તેણે કરી હોત તો તેના પ્રેમમય સ્વભાવને રુચે તે પ્રમાણે સર્વ એકદમ સુખી થાત. વિચારી જોતાં માલમ પડશે કે આ શંકા કેવળ નિર્બળ છે. સૃષ્ટિના પદાર્થોના જે કુદરતી નિયમો છે તે અચલ છે તેને લીધે આપણી શારીરિક પીડા ઘણે ભાગે થાય છે. હવે મનુષ્યસ્વભાવનું લક્ષણ બંધાય તે માટે તેને કેળવવા સારૂ નિયમોની આ અચલતા આવશ્યક છે. કુદરતના નિયમો કોઈ કોઈ વાર બદલાઈ જતા હોય તો મનુષ્યના બધા પ્રયાસ સ્તંભિત થઇ જાય; આત્મનિયંત્રણ, ડહાપણ, અગમચેતી, એ બધાંનો નાશ થઈ જાય. અમુક પરિણામ માટે શા ઉપાય લેવા તે કોઇને સૂઝે નહિં, કેમકે તે ઉપાયથી પરિણામ થશે એવો નિશ્ચય રહે નહિં. કુદરતના નિયમો આ પ્રમાણે અચળ છે તે માણસના જ સુખને માટે છે, તેને અનુસરી તે સુખ પ્રાપ્ત કરી શકે છે. અચલતા આવશ્યક છે તો માણસ એ નિયમો જોડે ત્યારે તેણે દુઃખ ખમવું જ જોઇએ. માણસો આ નિયમો તોડે નહિં અને પાળે તો શરીરનાં ઘણાં દુઃખ અટકાવી શકાય. બેદરકારીથી, સ્વચ્છંદ વૃત્તિથી, અને દુષ્ટતાથી કુદરતના

નિયમનું ઉલ્લંઘન કરવાથી મનુષ્યને જે દુઃખ થાય છે તે દયાભરેલી સાવચેતી છે, સુખના ઉપાય મનુષ્ય પાસે લેવડાવવાનો એ માર્ગ છે.

સર્વ મનુષ્યો ખરે રસ્તે જ જાય એવી ઈશ્વરે ઘટના કરી હોત તો દુનિયામાં દુઃખ હોત જ નહિં એમ પણ નહિં કહેવાય. કારણ કે આવી ઘટનામાં આત્માની કંઇ કેળવણી ન રહેત, દરેકને ઇચ્છા-વ્યાપાર કરી પોતાનો સ્વભાવ બાંધવાનો અવકાશ ન રહેત. આત્માને વગર–પ્રયત્ને પુણ્યવાન્ બનાવી દીધો હોત તો પુણ્યમાં કંઇ મહત્ત્વ ન રહેત. આત્મા જાતે ઇચ્છા કરી ખરા ખોટામાંથી ખરો માર્ગ પસંદ કરી તેમાં પ્રવૃત્ત થઇ ઉત્તમતા પ્રાપ્ત કરે એમાં જ મહત્ત્વ છે; અને દુઃખના સંભવને લીધે સુખ તરફ પ્રવૃત્તિ કરવાની તેને વધારે પ્રેરણા થાય છે. કલ્યાણ માટે દુઃખના અભાવ કરતાં આત્મપ્રયત્ન વધારે આવશ્યક છે. આ રીતે છે તેવી ઘટના જ માણસના ઉદ્ધાર માટે શ્રેષ્ઠ છે.

એવા પણ પ્રસંગ હોય છે કે જ્યાં એકની ભૂલથી અનેકને દુઃખ થાય છે. આગગાડીના એન્જીન-ડ્રાઈવરની ભૂલથી કે વહાણના કપ્તાનની ભૂલથી ઉતારૂઓ મૃત્યુ પામે છે; પિતાના દુરાચારથી સંતાન દરિદ્રી અને રોગી થાય છે. પરંતુ ઉપર કહ્યું કે માણસના સુખ માટે કુદરતના નિયમોની અચલતા આવશ્યક છે. એ અચલતાને લીધે જ માણસને જવાબદાર ગણી શકાય છે, એ અચલતાને લીધે જ જેમના હાથમાં બીજાની સંભાળ હોય તેમને સાવધાન કરી શકાય છે. એન્જીન–ડ્રાઈવરો અને કપ્તાનો ઘણે ભાગે ઉતારૂઓની સંભાળ રાખે છે, પિતાને સંતાનની સ્થિતિની ફીકર રહે છે, તે નિયમોની અચલતાને લીધે. નિયમો કદિ કદિ ફેરવાતા હોય તો સાવચેત અને સાવધાન રહેવાની કોઈને ફરજ પાડી શકાય નહિં. આ રીતે જે દુઃખો માણસની ભૂલને લીધે થાય છે તેમાં નૈર્ઘૃણ્યનો અંશ લેશ માત્ર નથી.*

*નૈર્ઘૃણ્ય બાબતની ઉપરની દલીલ The Grounds and Principles of Religion, by John Wright, B. A, એ ગ્રન્થમાંથી લીધી છે.

હવે, જે દુઃખ માણુસની ભૂલ વિના આવી પડે છે તે વિશે વિચાર કરીએઃ ધરતીકંપ, જ્વાળામુખી પર્વતનું ફાટવું, વાવાઝોડાં, રેલ, મરકી, વગેરે વિપત્તિઓ આ પ્રકારની છે. આ વિષયનો વિચાર કરતાં ધ્યાનમાં રાખવું જોઈએ કે સૃષ્ટિ છે તેવા પ્રકારની શા માટે રચાઈ છે એ પુછવું વ્યર્થ છે; આવા નહિં તો સૃષ્ટિ બીજા કયા પ્રકારની થવી જોઈતી હતી તે આપણાથી દર્શાવી શકાય તેમ નથી. સૃષ્ટિ કેવા પ્રકારની થઈ છે તે આપણે ધીમે ધીમે સમજી શકીએ છીએ એટલું જ આપણું સામર્થ્ય છે. ત્યારે પ્રશ્ન એ રહે છે કે સૃષ્ટિના કુદરતી નિયમોમાં કદિ કદિ મહાસંકટનો ઉદ્ભવ છે તે છતાં માણુસને શા માટે સંકટ પડે એવી સ્થિતિમાં મુકવામાં આવ્યો છે. અપૂર્ણ જ્ઞાનથી મનુષ્યો આવી વિપત્તિને દૈવીકોપ માનતા અને માને છે. માણુસોનાં પાપની શિક્ષા માટે એ દુઃખ ખમવાં પડે છે એ વિચાર આ ખુલાસામાં રહેલો છે. પરંતુ, જડપદાર્થોના ધર્મોનું નિયંત્રણ નીતિના ધર્મોના નિયંત્રણથી જુદું પણ પ્રવર્તે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. કુદરતના ઇતિહાસમાં સ્થળે જડપદાર્થોના ધર્મોથીજ ઘટના થઈ છે અને તેમાં નીતિ અનીતિનો કે પાપ પુણ્યનો અંશ સમાયેલો નથી એ લક્ષમાં લેતાં આવા બનાવોનો ખુલાસો સમજાશે. ધરતીકંપ થાય છે, જ્વાળામુખી ફાટે છે, એ બનાવોથી પૃથ્વીના પડની ઉત્પત્તિ ભૂત કાલમાં કેવે પ્રકારે થઇ અને હાલની સ્થિતિનો તે જોડે શો સંબંધ છે તે સમજાય છે. આથી જણાય છે કે ઉત્પત્તિ-ક્રિયા હજી અપૂર્ણ છે, ઉત્પત્તિનો ક્રમ હજી ચાલે છે, અને તે ક્રમ એટલે સુધી આવ્યો છે કે કેટલીક જમીન રહેવાય એવી થઈ છે પણ તે બધી જમીન તુટી પડવાના ભયથી વિમુક્ત નથી. પૃથ્વીનો ગોળો ટહાડો પડી બંધાતો ગયો તે ક્રમમાં કયા વખતથી પ્રાણીઓની વસ્તી શરૂ થવી જોઇતી હતી એ પ્રશ્નનો નિર્ણય મનુષ્ય શી રીતે કરી શકશે? પૃથ્વીમાં એક પર એક આવતાં પડ બંધાઇ રહે અને તે પરનાં પડ બંધાઈ રહે, હવા પથરાઇ રહે, ખંડ જુદા થઈ રહે, નદીઓ

વહેતી થાય, ખીણો ખોદાઈને પોલી થાય, અને બી નાખવાના બાગ જેવું બધું તૈયાર થઇ રહે, તોપણ પૃથ્વીમાં સમતોલ સ્થિરતા થઇ રહે ત્યાંસુધી પ્રાણીઓની વસ્તી ઉત્પન્ન થતી બંધ રહેવી જોઇએ? અથવા, લાખો વર્ષ આમ પ્રાણી વગરની ઉજ્જડ સ્થિતિમાં ચાલ્યાં જાય તે ડહાપણથી ભરેલા નિયંતાને નકામો કાલવ્યય ન લાગે? અને કોઇક વખત સંહાર થવાનો સંભવ રહે તોપણ પ્રાણીની ઉત્પત્તિ એકદમ શરૂ કરવાની તે આજ્ઞા ન આપે? જે દેશમાં ધરતીકંપ વગેરે ઉત્પાત બીજા બધા કરતાં વધારે થાય છે ત્યાં પણ તે એટલા થોડા થાય છે કે પદાર્થવિજ્ઞાનની શોધ કરતા પ્રવાસીઓને અડધી જીંદગાની પુરી થાય ત્યાં સુધી તે જડતા નથી, અને સજીવ સૃષ્ટિની જે અગણ્ય સંખ્યા અખંડ ચાલુ રહે છે તેની આગળ આવી રીતે ક્વચિત્ થતો નાશ કંઇ પણ ગણતરીમાં નથી. માટે, પૃથ્વીનું પડ છેલ્લી વારનું સ્થિર થાય ત્યાં સુધી પ્રાણીઓની ઉત્પત્તિ કરતાં અટકવાનું શ્રેયકારી સૃષ્ટિકર્તાને કંઇ કારણ નથી.

વાવાઝોડાંના તોફાનથી જંગલ ઉખડી જાય છે, વહાણ ઉંધાં વળી જાય છે, રેલથી ખેતરો ને મેદાનો પાણીમાં ડુબી જાય છે, વરસાદ બંધ થઇ જવાથી દુકાળ પડે છે; આ બધી બીનાઓને પણ ઉપરનું જ તત્ત્વ લાગુ પડે છે. નીતિનિયંત્રણ લક્ષમાં લેતાં કયા અપરાધ માટે આ શિક્ષા છે તે ખોળવા જઈશું તો ખુલાસો નહિ જ જડે. પણ નીતિનિયંત્રણ કરનારની સૃષ્ટિમાં પદાર્થોનું નિયંત્રણ આવું કેમ હોઈ શકે એ પ્રશ્ન થાય તો આવા કેટલાક બનાવોની અગાડી નજર કરી આખી રચના તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે, એકલા એવા બનાવો પરથી આખી રચના વિશે મત બાંધી શકાય નહિ. આ બનાવો વાતાવરણ અને અંતરીક્ષના નિયમોને અનુસારે થાય છે. એ નિયમોને લીધે જ પ્રાણીઓ જીવી શકે છે, ઉત્પન્ન થાય છે, ગતિ કરે છે, વૃદ્ધિ પામે છે, અને સૂર્યનો તાપ અનુભવે છે. તેથી જે

નિયમો એક ઘડી કે એક દિવસ નાશકારક થાય છે તે જ નિયમો નિત્ય પ્રાણદાયક બની રહે છે. કુદરતનો હેતુ અને તાત્પર્ય જોવાં હોય તો કોઇ વખત ક્ષણ વાર ઉથલપાથલ થાય તે પરથી નહિં પણ જે શાંતિ અને આનંદ કાયમરૂપે પ્રવર્તી રહે છે તે પરથી પરીક્ષા કરવી જોઇએ. ખરેખરો પ્રશ્ન એ જ છે કે, કુદરતના જે નિયમો વિશે ફરિયાદ કરવામાં આવે છે તેથી શું એવું નુકસાન થાય છે કે કદિ થવા જ જોઇતા નહોતા; કે કોઈ કોઈ વખત તેમનાથી વિપત્તિ થાય તોપણ જે પ્રાણીઓના જીવનને માટે તેઓ આવશ્યક છે તેમના ઇતિહાસમાં આટલું બાદ કરતાં પણ સુખનો ઘણો મ્હોટો શેષ બાકી રહે છે? આ ધોરણ લાગુ પાડતાં કોઈ એમ કહી શકશે કે જ્ઞાનવાન્ કલ્યાણકારી જગત્કર્તાએ પૃથ્વીના નિયમો રચવા જોઈતા નહોતા?

રોગ, મરકી, વગેરે ઉપદ્રવો પણ આ જ વર્ગમાં આવે છે. પ્રથમ દૃષ્ટિએ એમ લાગશે કે ઉપર કહેલા ઉત્પાતો કોઇ વિસ્તીર્ણ પ્રદેશમાં ફરી વળે છે અને પ્રાણીઓ તેમાં અકસ્માત્ સપડાઇ જાય છે, પણ રોગ મરકી વગેરે તો પ્રાણીઓ પર જ આવી પડે છે અને તેમને જ અર્થે થયેલાં લાગે છે. પરંતુ, વિચાર કરતાં જણાશે કે આ ઉપદ્રવો પણ એ ઉત્પાતોના વર્ગના જ છે. માત્ર એ ઉપદ્રવોનાં કારણ હવામાં અને પાણીમાં ગુપ્ત રહેલાં હોવાથી જણાતાં નથી; અને તેથી તેમની અસર જ પ્હેલી માલમ પડે છે. તેમ ન હોય તો વગર ખબર પડ્યે શરીર પર એકાએક થઈ આવતા હુમલા સરખા એ ન જણાય. આ ઉપદ્રવોનાં કારણ જડે અને તેની પ્રથમથી ખબર પડે પછી જડ પદાર્થના નિયમોથી થતા બીજા ઉત્પાત જેવું જ તેમનું સ્વરૂપ છે અને ખુલાસો પણ એ જ છે. વિશેષતા આ છે કે મરકી સરખા ઉપદ્રવ બહુ ફેલાય ત્યારે બહારના પદાર્થો અને શરીરના સંબંધથી તેમની ઉત્પત્તિ થાય છે તે છતાં શરીરરચના પર વિશેષ આધાર રહે છે, અને અમુક શરીરવાળાને રોગ થાય છે તથા

અમુક શરીરવાળાને રોગ નથી થતો. આ રીતે જે રોગ ફેલાયાથી ઢોરને ક્ષય થાય છે તે રોગથી પક્ષીઓ પર કંઈ અસર થતી નથી. પ્રાણીઓના આખા વર્ગની શરીરરચના એકસરખી હોવાથી અમુક આખા વર્ગને આમ હાનિ થાય છે. કદિ એમ કહેવામાં આવશે કે વર્ગની આવી સમસુખદુઃખશીલતા ન હોય તો અમુક રોગથી અમુક વ્યક્તિઓ જ મરણ પામે, પણ આખા વર્ગનો નાશ ન થાય. પરંતુ એ લક્ષમાં રાખવું જોઇએ કે આખા વર્ગની આ સમસુખદુઃખશીલતાને લીધે જ પ્રાણીઓનું જીવન જીવવા યોગ્ય થાય છે. સહજ બુદ્ધિથી પશુઓમાં સ્નેહવૃત્તિ થાય છે, તેઓ ભેગાં મળીને ટોળામાં રહે છે, પશુઓનાં બચ્ચાં એક બીજા સાથે રમત કરે છે, વૃદ્ધ પશુઓ સાવચેત થાય છે, ભયનિવારણ કરવા પશુઓ એકઠાં થાય છે, એકઠાં હોઈ ચરવામાં, તડકામાં ફરવામાં, નદી કિનારે જવામાં પશુઓને વધારે આનંદ થાય છેઃ તે બધું આ સમસુખદુઃખશીલતાને લીધે જ. એ સ્વભાવ પશુઓમાં ન હોય, પશુઓમાં વર્ગ ન હોય પણ દરેક વ્યક્તિ જુદી હોય, દરેક પશુ એક બીજાથી જુદું હોય તો પશુઓને આ બધું સુખ મળવું અશકય થાય. તેથી વર્ગથી થતી જે સમસુખદુઃખશીલતાથી તેમના આખા વર્ગને કોઈક વાર રોગનો ઉપદ્રવ થાય છે તેથી જ પશુ માત્રની જીંદગાની સુખ અને સંતોષવાળી બને છે. તે લાભ આગળ કોઇક વાર થતી હાનિ કંઈ વિસાતમાં નથી.

આ રીતે જણાય છે કે મનુષ્યની અને પ્રાણી માત્રની સુખાકારીના અને જીવનના જે નિયમો છે તે નિયમોમાંથી જ કોઇકવાર ઉપદ્રવ ઉત્પન્ન થાય છે, અને તેથી એ નિયમોથી થતું સુખ અપાર અને અગણ્ય છે અને દુઃખ પ્રમાણમાં ઘણું ઘણું થોડું છે. તેમ જ જગતમાં બીજી જે જે ગોઠવણોમાં સૃષ્ટિસુધારક મનુષ્યો* ખામી

* Cosmical Reformers. સૃષ્ટિમાં અમુક અયોગ્યતા છે અને તેને ઠેકાણે આમ હોવું જોઇએ એવી ખામી કહાડનારાને ડાકટર માર્ટિનો આ

કહાડે છે તે વિશે વિચાર કરતાં જણાય છે કે એથી જુદી જાતની બીજી કોઇ ગોઠવણ કલ્પી શકાતી પણ નથી, અને એ ગોઠવણોમાં અનંત સુખ, સગવડ, સૌન્દર્ય અને આનંદની પ્રવૃત્તિનું મૂળ રહેલું છે એમ ખાતરી થાય છે.

આ પ્રમાણે વિચાર કરી જોતાં જણાય છે કે ઇશ્વરની રચનામાં વૈષમ્ય નથી અને નૈર્ઘૃણ્ય પણ નથી—અન્યાયવાળી અસમાનતા નથી અને પ્રેમને ન ઘટે એવી ક્રૂરતા પણ નથી. જે અસમાનતા છે તે મનુષ્યને ઉદ્યમ અને પ્રયત્નમાં ઉદ્યુક્ત કરી કલ્યાણના માર્ગમાં પ્રવૃત્ત કરે છે, અને જે વિપત્તિઓ કદિ કદિ પડે છે તેનાં કારણો અપરિમિત સુખ ઉત્પાદન કરનારાં છે. એ વિપત્તિઓ વળી મનુષ્યને ચેતવણી આપે છે, ઇહજીવનની અશાશ્વતતાનું ભાન જાગ્રત્ રખાવે છે, અને દોષ તથા પ્રમાદથી દૂર રહેતાં શીખવે છે. ઇશ્વર કરુણાસાગર છે, પ્રેમનિધાન છે એવી મનુષ્યમાત્રને અન્તઃકરણથી

---

ઉપનામ આપે છે. Study of Religion, by James Martineau D. D. નૈર્ઘૃણ્ય વિરુદ્ધની ઉપરની દલીલ એ ગ્રન્થમાંથી જ લીધી છે અને ઉપરના ત્રણ પેરેગ્રાફ તેમાંથી ઘણે અંશે ભાષાન્તર છે. ધર્મના બીજા વિષયોની પેઠે આ વિષય પણ વિદ્વાને બહુ ઉંડા પૃથક્કરણથી ચર્ચ્યો છે. પશુઓ એક બીજાનો ભક્ષ કરીને નિર્વાહ કરે છે તે સંબંધે તે કહે છે કે બધાં પશુઓ વનસ્પતિ ખાનારાં હોય અને કોઈ માંસાહારી ન હોય તો બધાં મૃત પશુઓનાં શબની વ્યવસ્થા શી રીતે થાય એ કલ્પના કરતાં ભૂલ સહજ જણાઈ આવશે. જમીન પર અને જળમાં એટલાં દુર્ગંધપૂર્ણ શબ પડી રહે કે પ્રાણીઓને જીવવું અશક્ય થઈ પડે. અને વળી માંસાહારી પશુઓ બધાં પશુઓનો વધ નથી કરતાં. માત્ર અમુક વર્ગનાં પશુઓનો જ તે ભક્ષ કરે છે તેમ વળી, પશુઓ વચ્ચે કંઈ રાતદિવસ મારામારી ચાલી જંગલમાં નિરંતર યુદ્ધ થતું નથી. ક્ષુધા તૃપ્ત ન કરી શકાય ત્યારે જ પશુઓ વધ કરે છે, અને ભક્ષ્ય પશુઓને એક ઘડી પ્હેલાં પણ પોતાના વધની ખબર નથી હોતી. તેથી પશુઓનું જીવન ચિંતામાં કે નિરાશામાં કે મૃત્યુભયમાં દુઃખભર્યું જાય છે એમ ધારવું એ ખોટું છે.

ખાતરી છે. ઈશ્વર અન્યાયી છે કે ઈશ્વર નિર્દય છે એમ કદિ મનુષ્યનો આત્મા શુદ્ધ વૃત્તિથી માની શકતો જ નથી: અને, જ્યાં ભ્રમિત થઇ મનુષ્ય એ વિશે શંકા કરે છે ત્યાં ઉપર પ્રમાણે એ જ ઈશ્વરે આપેલી વિચારશક્તિનો ઉપયોગ કરતાં શંકાનું નિવરણ થાય છે. પરંતુ મનુષ્યની વિચારશક્તિને સીમા છે, ઈશ્વરની બધી રીતિયો તેનાથી સમજાતી નથી, ઈશ્વરના બધા નિયમ તેનાથી કળાતા નથી. સર્વજ્ઞ અને સર્વશક્તિમાનની કૃતિ પર આરોપ કરતાં મનુષ્યે પોતાની શક્તિની આ મર્યાદા ધ્યાનમાં રાખવી જોઇએ. મનુષ્ય સૃષ્ટિરચના વિશે કેટલેક સુધી વિચાર કરી શકે છે અને તેટલો વિચાર પરિણામે તેની શ્રદ્ધાને દૃઢ રાખે છે. ઈશ્વરની રચના પરિણામે મનુષ્યના સુખ અને શ્રેય માટે જ છે એ મનુષ્યજાતિના સ્વાભાવિક વિશ્વાસનું આમ વિચાર કરી જોતાં પરિપૂર્ણ સમર્થન થાય છે; અને એટલેથી જ મનુષ્યે પર્યાપ્તિ માનવી જોઇએ. જે ઈશ્વરેચ્છાનો વિષય છે, જ્યાં પ્હોંચવાનાં મનુષ્ય પાસે સાધન નથી, જે ગહનગતિ મનુષ્યથી કળી શકાતી નથી તેને માટે તો

'તારા અભેદ્ય પટમાં નહિ કલ્પનાઓ'

એટલું જ કહી મનુષ્યે અટકવું જોઇએ. જે છે તે સુન્દર છે અને સુખમય છે એ પ્રતીતિ વિચાર અને યુક્તિથી દૃઢ થાય છે એ સંતોષથી કૃતજ્ઞ થવું જોઇએ. આપણી પ્રાર્થનામાળાના ભક્તકવિ કહે છે.

' સુન્દર નિયમો નિરખી નિશદિન મનવૃત્તિ મારી ઉલ્લાસે,' તેમ એ મનોવૃત્તિના ઉલ્લાસ સારૂ, ઈશ્વરનું સૌન્દર્ય જોવા સારૂ, જગત્‌ની સુખદ યોજના જાણી ભક્તિપર થવા સારૂ, અને વળી ઈશ્વરે આપેલી બુદ્ધિ સફળ કરી જ્ઞાન મેળવવા સારૂ સૂક્ષ્મ નિરીક્ષણ કરવું જોઇએ, સૃષ્ટિનો અભ્યાસ કરવો જોઇએ. પણ, 'summon God to judgment' ઈશ્વર પાસે ન્યાયનો ખુલાસો માગવો, ઈશ્વરને કહેવું કે 'Render an account of Thy

purposes' તારા હેતુનો અર્થ સમજાવ: એવી અવસ્થા મનુષ્યે ધારણ કરવી ન જોઇએ. ઇશ્વર મનુષ્યનાં કૃત્યની એવી સૂક્ષ્મ અને વિરુદ્ધ દૃષ્ટિયે પરીક્ષા કરે તો મનુષ્યનું શું થાય એ વિચાર ન આવવાથી જ આવી ભ્રાન્તિ થાય છે.

ઇશ્વરના રાજ્યમાં કંઈ અન્યાય છે જ નહિં, તેથી અન્યાય છે એમ સમજી ઇશ્વર નિરુપાય છે એવું બતાવવા સારૂ જે ખુલાસા ઉપજાવવામાં આવ્યા છે તે ભ્રમિત છે. ઇશ્વરથી સ્વતંત્ર એવી કોઇ શક્તિ વિશ્વમાં છેજ નહિં, અને ઇશ્વરની ઇચ્છા મનુષ્યને સુખી કરવાની હોય તે છતાં બીજું કોઇ આવી મનુષ્યને દુઃખી કરે કે ભ્રમમાં નાખે એમ બનેજ નહિં. માટે, પુર્નજન્મ અપાવનાર કર્મ, ભ્રમ કરાવનાર માયા, ઇત્યાદિની કલ્પના મિથ્યા છે. વિષમ સ્થિતિયોનો ખુલાસો પૂર્વજન્મ માન્યાથી થતો નથી કેમકે વિષમતામાં અન્યાય નથી, મનુષ્યવ્યવહાર ચાલવા સારૂ અસમાનતાની જ જરૂર છે અને તેથી પરિણામે દુઃખ નહિં પણ સુખ થાય છે. અને વળી દુનિયામાં એક જ જાતની સ્થિતિ સુખમય છે અને બીજી બધી દુઃખમય છે એમ નથી. સર્વમાં સુખ છે, સર્વમાં દુઃખ છે, તેથી વિષમતા જાતે દુઃખકારક નથી. વળી, પુનર્જન્મ સજા કે ઈનામ રૂપે હોઈ શકે નહિં, કેમકે કયાં કર્મનું આ ફળ છે એની સ્મૃતિ ન હોય ત્યાં સજા કે ઇનામનો હેતુ વ્યર્થ જાય. એવી સ્મૃતિ હોય ત્યારે જ સજા કે ઇનામથી મનુષ્ય ઉન્નતિના માર્ગમાં પ્રવૃત્ત થાય. વળી નિર્ધન, અપંગ અને દરિદ્ર લોકો એ સ્થિતિમાં પૂર્વજન્મનાં કૃત્યની સજા ભોગવતા હોય તો એવા ગુનેહગાર લોકો દયાને પાત્ર ન હોય, અને મનુષ્યમાં રહેલી દયાની વૃત્તિ અસ્થાને તથા વ્યર્થ હોય એવા મનુષ્યોને જોઇ થતી દયાની વૃત્તિ જ સિદ્ધ કરે છે કે એ મનુષ્યો શાપિત નથી, કેમકે દયાવૃત્તિ હૃદયમાં મુકનાર ઇશ્વર છે અને જે દયાને અયોગ્ય હોય એવા મનુષ્યો માટે તે દયા ઉત્પન્ન કરાવે નહિં.

આરંભમાં ઉતારેલા વાકયમાં કહ્યું છે તેમ મનુષ્યની યોગ્યતા બહુ જ થોડી છે અને તેણે ધૃષ્ટતા કરવી જ ન જોઈએ. મનુષ્યના અપરાધ, દોષ, ભ્રાન્તિ, પાપ, અનેક છે. સંસારવ્યવહારમાં પડી મનુષ્ય વિકારમાં મગ્ન થઇ જાય છે, એક વિકારમાંથી ખસે છે તે બીજા વિકારમાં ફસાય છે. સંસારનો ત્યાગ કરનારા ત્યાગી કહેવાતા જનો પણ મુક્ત થઈ શકતા નથી. સગાંસંબંધીનો ત્યાગ કરનારા લોભનો ત્યાગ કરી શકતા નથી. લોભનો ત્યાગ કરનારા કામમાં બદ્ધ થાય છે. કામનો ત્યાગ કરનારા ક્રોધને વશ થાય છે. એક એષણામાંથી છુટવાનું અભિમાન કરનારા બીજી એષણામાંથી છુટી શકતા નથી. અપરાધી સર્વ કોઈ છે.

**केचिद् द्युम्नाय धावन्ति प्रद्युम्नाय च केचन ।**
**नो युङ्क्ते कोऽपि धर्माय सर्वाभिप्रेतहेतवे ॥**

'કોઇ ધન માટે દોડે છે, કોઇ કામ માટે દોડે છે; સર્વનું શ્રેય કરનાર ધર્મ માટે કોઇ ઉદ્યોગ કરતું નથી.' એવા અપરાધપૂર્ણ દોષમગ્ન મનુષ્યે તો ઈશ્વરની કૃપા પર જ આધાર રાખવાનો છે. મનુષ્યના દોષ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવામાં આવે તો કયો મનુષ્ય મ્હોટો જણાશે, કયો મનુષ્ય શુદ્ધ જણાશે? એવા મનુષ્યનું પણ ઈશ્વર રક્ષણ કરે છે, ભરણપોષણ કરે છે, પાપથી પરિત્રાણ કરે છે, તેને જ્ઞાનનું દાન આપે છે. કયાં એ ઈશ્વર અને કયાં ક્ષુલ્લક મનુષ્ય!

**यस्येयत्तामतीत्य प्रभवति महिमा कोऽपिलोकव्यतीतः ।**

'આટલો' એવી સીમા મુકીને જેનો કોઇ અલૌકિક મહિમા પ્રભવ પામે છે,

'જેને ન જાણિ શકશે મન ઇંદ્રિ ધર્મ,
જેને ન પામિ શકશે ગુણ દેહ કર્મ,
એવા પરાત્પર પ્રભૂ અતિ શક્તિમાન,'

એવા મ્હોટા ઈશ્વર સમક્ષ ધૃષ્ટતા કરી અપરાધ કરનાર, કુતર્ક કરી નિંદક થનાર, દુષ્કર્મ કરી પાપ કરનાર ક્ષુદ્ર મનુષ્યે તો ઈશ્વરના દયાસિંધુત્વ પર ભરુંસો રાખવાનો છે. ઈશ્વર દયાળુ ન હોય તો મનુષ્યને ગતિ જ નથી પરંતુ, દયામય હોઈ ઈશ્વર ન્યાયકારી પણ છે, દયામયત્વ ન્યાયકારિત્વથી વિરુદ્ધ નથી. માટે, મનુષ્યે પ્રયત્ન કર્યા વિના બેસી રહેવાનું નથી. ન્યાયની રીતે પોતે દયાને પાત્ર થવાનું છે. પશ્ચાતાપ એ ન્યાયાનુસાર પાપનો દંડ છે, અને તે ન્યાય માગી મનુષ્યે પાપક્ષમા માટે પ્રયત્ન કરવાનો છે. મનુષ્યે સદાચરણી અને ભક્તિમાન્ થવાનું છે. મનુષ્યે પોતે ભૂત પ્રાણીઓ પર દયાળુ થવાનું છે. અને ત્યારે જ તે દયાસિંધુની દયાને પાત્ર થશે. ઈશ્વરના ન્યાય અને દયામાં ખામી કહાડવાનો ભ્રમિત, દોષિત પ્રયત્ન ન કરતાં એ ન્યાય અને દયાનું પરમ મહત્ત્વ સમજી પોતે તેને યોગ્ય થાય એવો પ્રયાસ કરવો જોઇએ. ઈશ્વર એ પ્રયાસ સફળ કરો. તથાસ્તુ.

---

## ઈશ્વરનો આવિર્ભાવ*

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ.)

આજે સ્તુતિમાં આપણે વાંચ્યું કે

તમે અવિદ્યા થકી પાર ગાજો, સદા જીવોની સમિપે વિરાજો;
અદસ્ય છે રૂપ પ્રભુ તમારૂં, જુવો તથાપી સહુ કૃત્ય મારૂં.
(પ્રાર્થનામાળા ભાગ ૧; અંક ૨.)

ઈશ્વરના આ વર્ણનમાં જે ચાર જુદાં જુદાં વાકયો છે, તેમનો સબંધ શો છે, તે ઉપર દૃષ્ટિ કરીએ. પ્રાર્થનામાળામાંના વિશેષણો

* 'જ્ઞાનસુધા', સન ૧૮૯૮, જાન્યુઆરી, ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ થયેલ.

અને વાક્યો પરસ્પર સબંધ રહિત છે એમ જે કેટલીક વાર કહેવામાં આવે છે, તેના ઉત્તરમાં પણ આ ખુલાસો ઉપયોગી થશે.

ઈશ્વર જ્ઞાનસ્વરૂપ હોઈ અવિદ્યાથી પાર છે, ઈશ્વર સદૈવ જિવોની સમીપ છે, ઈશ્વરનું રૂપ અદૃશ્ય છે, અને ઈશ્વર મનુષ્યનાં સર્વ કર્મનો સાક્ષી છે; એ જે ચાર સિદ્ધાંતો આ શ્લોકમાં કહ્યા છે, તેમના મૂલ તરફ જઇએ અને એ સિદ્ધાંતોમાં રહેલો પ્રશ્ન મનુષ્યજાતિમાં કેવી રીતે ઉત્પન્ન થયો છે, તથા તેનો ઉત્તર કેવી રીતે મળ્યો છે તે લક્ષમાં લઈએ.

જગત્‌નું નિયમન કરનાર કોઇ મ્હોટું સત્વ છે એ મનુષ્ય-જાતિને છેક પુરાતન કાળથી સમજાયું છે. મનુષ્યમાં કે પદાર્થમય સૃષ્ટિમાં સર્વ શક્તિની સમાપ્તિ થઈ જાય છે એમ કોઈ પ્રજાએ કોઈ કાળે માન્યું નથી. જંગલી અને સુધરેલા, પ્રાચીન અને અર્વાચીન, સર્વ મનુષ્યોનું પરમ લક્ષ્ય તે આ પ્રમાણે વિશ્વનિયંતા છે, ઈશ્વર છે. ઈશ્વરને ખોળવાની, ઈશ્વરને શોધી કહાડવાની, મનુષ્ય માત્રને અત્યુત્કટ જિજ્ઞાસા અને ઉત્કંઠા સદૈવ રહી છે, અને રહેશે. એ માટે મનુષ્યોએ અનેક પ્રયાસ કર્યા છે, અનેક ઉપાય યોજ્યા છે. મનુષ્ય-જાતિના જ્ઞાનનો ઇતિહાસ અને વિશેષે કરી પૃથ્વી પરના વિવિધ ધર્મોનો ઇતિહાસ આ વાતની સાક્ષી પુરે છે. વસુધાના તલ ઉપર અનેક અનેક ધમગ્રંથો, પંથો, સાધુઓ, સંતો, સંપ્રદાયો થયા છે અને થાય છે. આ સર્વ અસંતોષ્ય–છતાં તૃપ્તિ માટે નિરંતર મથન કરતી–જિજ્ઞાસા, ઈશ્વર જિજ્ઞાસા, દર્શાવે છે. ઋષિઓનું વનમાં જવું, એકાંતમાં વસવું, ચિંતન કરવું; યોગીઓનાં ધ્યાન, સમાધિ; આ સર્વ ઈશ્વરને જાણવા માટે કરેલા પ્રયત્ન છે. દર્શનો અને મીમાંસા તે ઈશ્વરનાં દર્શન અને ઈશ્વરની મીમાંસા છે.

ઈશ્વરનું સ્વરૂપ જોવા ઘડી ઘડી ઈશ્વરના સ્વરૂપ વિષે વિચાર કરી તે જાણવાના પ્રયત્ન કેટલી વિવિધ રીતોએ થયા છે તે એ ગ્રંથો બતાવી આપે છે. યાહુદી લોકોના બાયબલમાં પણ આ જ

પ્રયાસ નજરે પડે છે. ઓલ્ડ ટેસ્ટમેન્ટમાં જોબ નામે એક કુટુંબમંડળના વૃદ્ધ નાયકની વાણી કહી છે કે 'O that I knew where I might find Him', 'ઈશ્વર ક્યાં જડશે એ મને જણાય તો કેવું ?' મનુષ્યના હૃદયમાંથી આવા ઉદ્દગાર ઘડી ઘડી નીકળે છે, મનુષ્યના આત્માની આ વાંછના ઘડી ઘડી સતેજ થાય છે. આ જિજ્ઞાસા એટલી પ્રબળ છે કે અતૃપ્તિને લીધે કેટલાકને નિરાશા થાય છે. કેટલાક નાસ્તિકવાદનો આશ્રય લઈને, કેટલાક શંકાવાદ ( નિશ્ચયપૂર્વક કંઇ જાણવું શક્ય નથી એવા વાદ ) નો આશ્રય લઈને જિજ્ઞાસા મૂકી દે છે. પરંતુ, નાસ્તિકનું અને શંકાવાદીનું મન પણ ખરેખરૂં જિજ્ઞાસારહિત થતું નથી. તે નિરંતર પ્રયાસમાં રહે છે, મંથનમાં રહે છે, અસંતુષ્ટ રહે છે, એ છાનું નથી. ફ્રેન્ક વોલટસ નામે એક યુનિટેરીઅન લેખક Where to find God–' ઈશ્વરને ક્યાં શોધવો, ' એ નામના ચોપાનીઆમાં આ સંબંધે કહે છે, ' નાસ્તિકવાદ મનુષ્યપ્રકૃતિમાં ઉથલપાથલ કરીને તેને મૂળથી ઉલટાવી નાખે તે સિવાય નાસ્તિકવાદ કદિ જયવંત થશે નહિં. આપણા આત્માના બંધારણમાં જ ધર્મ એવો સંસકત છે કે આપણા આત્મપટના સર્વ બુદ્ધિમય અને નીતિમય તંતુઓ ખેંચીને ઉખેડી કાઢ્યા સિવાય ધર્મની વાસનાને આત્મામાંથી દૂર કરી શકાશે નહિં. ' એ લેખક મનુષ્યને ઈશ્વર મળ્યાનાં ચાર સ્થાન બતાવે છે. " (1) God in Nature, (2) God in the Bible, (3) God in Christ, (4) God in the soul of man." (૧) કુદરતમાં ઈશ્વર મળ્યો છે, (૨) બાયબલમાં ઈશ્વર મળ્યો છે, (૩) ઇસુખ્રિસ્તમાં ઈશ્વર મળ્યો છે, (૪) મનુષ્યના આત્મામાં ઈશ્વર મળ્યો છે. બાયબલથી બીજાં ધર્મપુસ્તકો પણ નિર્દિષ્ટ થાય છે, અને ઇસુખ્રિસ્તથી બીજા મહાન ધર્મોપદેશકો પણ નિર્દિષ્ટ થાય છે.

ઈશ્વરપ્રાપ્તિનાં ઈશ્વર જિજ્ઞાસા તૃપ્ત કરવાનાં આ રીતે ચાર સાધન છે.

(૧) પ્રથમ તો, સૃષ્ટિની રચના, સૃષ્ટિની શક્તિઓ, સૃષ્ટિની ભવ્યતા, સૃષ્ટિની ભયંકરતા, એ સર્વ મનુષ્યના ચિત્તને ઇશ્વર તરફ દોરી ગયાં છે. આ દેખાવોથી મનુષ્યજાતિ આશ્ચર્યથી ચકિત થઇ. મનુષ્યે પોતાની અલ્પશક્તિ જોઈ અને સૃષ્ટિમાંની શક્તિ બહુ મોટી—બહુ ભવ્ય છે એમ ભાન થયું. પહેલાં, સૃષ્ટિમાંની એ શક્તિઓ પૃથક્ પૃથક્ છે, એક એક પદાર્થ શક્તિપૂર્ણ છે, એમ લાગ્યું, અને અનેક દેવો, દેવતાઓ, સત્વો માન્યાં. પછી આખરે સમજાયું કે એ બધા પદાર્થો પોતાના જેવા જ સૃષ્ટ છે, સૂર્ય, અગ્નિ, જલ, વાયુ, એ સર્વ પણ સૃષ્ટ છે, મનુષ્ય જેવા જાતે અશક્ત છે, અને સર્વમાં શક્તિ મુકનાર જુદો છે એમ સમજાયું. આ રીતે ઇશ્વર પ્રથમ કુદરતમાં દેખાયો. સૃષ્ટિમાંથી ઇશ્વરનું જ્ઞાન પ્રથમ ઉત્પન્ન થયું. પરંતુ મનુષ્યને આટલાથી તૃપ્તિ થઇ નહિ. આથી માત્ર ઇશ્વરની ભવ્યતા સમજાઈ, સૃષ્ટિના કર્તા તરીકે ઇશ્વર સમજાયો. પરંતુ મનુષ્યને ઇશ્વર વિષે વધારે જિજ્ઞાસા રહી, એ ઇશ્વર કેવો છે તે જાણવા, એ ઇશ્વરના સ્વરૂપનું દર્શન કરવા મનુષ્યને ઉત્કંઠા થઇ, અને તે માટે પ્રયાસ થવા લાગ્યા.

૨. એ પ્રયાસને પરિણામે બાયબલ, ઉપનિષદ્, સરખા ગ્રંથો થયા. મનુષ્યો બાહ્ય સૃષ્ટિમાંથી પોતાની અંદર ઉતર્યા, અંતઃકરણની પરીક્ષા કરવા લાગ્યા, સ્થિર ચિત્તે ઉંડા વિચાર કરવા લાગ્યા, અને બાહ્યસૃષ્ટિ પરથી થતા અનુમાનને એ આન્તર મનન સાથે મેળવવા લાગ્યા. તેમ કરતાં પણ ઇશ્વર દેખાયો, ઇશ્વરની વધારે ઓળખાણ થઈ, ઇશ્વરના સ્વરૂપનું વધારે જ્ઞાન થયું. ઇશ્વર જડ નહિ પણ ચૈતન્યવાન્ છે, જાગ્રત છે, માત્ર શક્તિમાન નથી પણ તે સાથે જ્ઞાનવાન છે, માત્ર ભવ્ય નથી પણ તે સાથે પ્રેમમય છે, એવું ભાન થયું. ઇશ્વરના દિવ્ય સ્વરૂપ વિશે અને મનુષ્યના તે સાથેના સંબંધ વિશે આ ગ્રંથોમાં સૂક્ષ્મ અને શ્રમસાધ્ય વિમર્શન થયું.

પરંતુ મનુષ્યે અટકવાનું નથી. એ લેખક કહે છે તેમ શાસ્ત્રો

લખનારાએ ઇશ્વરને જોયો, જાણ્યો, એ આનંદની વાત છે, પણ તેટલાથી જ સંતોષ પામવો ના જોઈએ. આપણે પણ જાતે ઈશ્વરને જોવો જોઇએ, ઈશ્વરને જાણવો જોઇએ. તેઓ ઇશ્વર પાસે ગયા તેમ આપણે પણ જાતે ઇશ્વર પાસે જવું જોઇએ. ત્યારે જ આપણે કૃતાર્થ થઇએ, ત્યારે જ આપણી અંતરવૃત્તિ તેમના જેવી તૃપ્ત થાય, ત્યારે જ જ્ઞાનનું જે ફળ તેમને મળ્યું છે, અને જ્ઞાનનું જે ફળ તેમણે વર્ણવ્યું છે તે આપણને મળે. તેમ કર્યા વિના માત્ર એકલાં શાસ્ત્રો વાંચ્યાથી અને શાસ્ત્રોને પ્રમાણ માન્યાથી ઈશ્વરનું ખરૂં દર્શન થતું નથી અને જ્ઞાનનું ફળ મળતું નથી.

૩. ઈશ્વરનો આવિર્ભાવ વળી સાધુસંતોની સંતકૃતિ, સદ્દવૃત્તિ અને સદ્દભક્તિમાં થયો છે. ક્રાઇસ્ટ, તુકારામ, તુલસીદાસ, રામમોહનરાય, સરખા મહાપુરુષોએ પ્રયાસ કરી હૃદયમાં, આત્મામાં, ઈશ્વરનો અનુભવ કર્યો અને તેથી તેઓ અતિ પૂજ્ય થયા. એમનો અનુભવ તે પોતાનો જાતનો અનુભવ હતો. જુના કાળની બીજાના અનુભવની વાર્તા માત્ર તેમની પાસે નહોતી. તેમણે પોતે હૃદયમાં ઈશ્વરનું દર્શન કર્યું હતું, અને તેથી તેમનું આચરણ શુદ્ધ, સરળ અને આનંદમય થયું હતું, તેમનામાં ઈશ્વરનું પ્રતિબિંબ પડેલું દેખાતું હતું; તે જોઇ મનુષ્યોને ઈશ્વરનો પુરાવો દેખાયો, મનુષ્યો આહ્લાદિત થઈ તેમની પાસે જવા લાગ્યા. પણ એટલેથી અટકવું ના જોઇએ. એમના સંગ માત્રથી એમને મેળવેલું ફળ આપણને મળતું નથી. એમના દષ્ટાંતથી, એમને મળેલું ફળ જોઈ એ દષ્ટાંત પ્રમાણે વર્તન કરવાનો, એ ફળ મેળવવાનો, પોતાના હૃદયમાં ઈશ્વરનું પ્રતિબિંબ પાડવાનો પ્રયત્ન દરેક મનુષ્યે કરવો જોઇએ. એ સંતોનું કહેવું પણ એ જ હતું. ઈશ્વરની શોધ જાતે કરી ઈશ્વરની પ્રાપ્તિ કરવી, ઈશ્વરમાં તલ્લીન થવું એમાં જ સુખ છે, આનંદ છે, એ જ કર્તવ્ય છે. તેમ ન કરતાં માત્ર તેમનાં વચન સાંભળી બેસી રહેવું, એ દષ્ટાંતને તથા તેમના ઉપદેશને વ્યર્થ કરવા બરોબર છે. વળી જે સંતો અતિ દીન નમ્ર

ભાવે ઈશ્વરના સેવક થઈ રહ્યા હતા તેમને ઈશ્વર માનવા એ તો તેમની જીવનકથા કલંકિત કરવાનો, તેમના પર ગર્વનો, અજ્ઞાનનો, અભક્તિનો, આરોપ કરવાનો પ્રયત્ન છે.

૪. ઈશ્વરનું દર્શન કરવાનું છેલ્લું સ્થાન તે આત્મામાં છે. મનુષ્ય પોતે ઈશ્વર નથી, ઈશ્વર મનુષ્યથી ઘણો મહાન છે, પણ મનુષ્યના જીવાત્મામાં પરમાત્માના અંશ જોઇ શકાય છે, પરમાત્માના દિવ્ય પ્રકાશનાં કિરણ આત્મામાં દાખલ કરી શકાય છે, અને એ પ્રકારે ઈશ્વરનું જ્ઞાન થઈ શકે છે, ઈશ્વરનું દર્શન થઈ શકે છે. અને તે માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ. પ્રત્યેકે પોતાના આત્મામાં ઈશ્વરનો અનુભવ કરવો જોઈએ. નીતિતત્વ, ઈશ્વરનું સુનીતિનિધાન સ્વરૂપ, જે સૃષ્ટિમાં બીજે કંઈ દેખાતો નથી તેની છાપ મનુષ્યના આત્મામાં દેખાય છે. અંતરદૃષ્ટિ કરતાં ઈશ્વરનું એ ઉન્નત સ્વરૂપ નજરે પડે છે. ઈશ્વરના દિવ્ય સ્વરૂપના અંશ મનુષ્યના આત્મામાં ઈશ્વરે મૂકેલા જ છે. મનુષ્યે તે જોવા જોઈએ, કેળવવા જોઈએ. આત્મા પરનો મેલ કહાડી, કલુષતા કહાડી, મનુષ્ય અંદર દૃષ્ટિ કરે તો ઈશ્વર અંદર બિરાજમાન જ જણાય છે. મનુષ્યને અનુભવ થાય છે કે પાસે રહેલું આટલું મોટું ધન આજસુધી જોયું નહિ, ખોળ્યું નહિ, અનુભવ્યું નહિ, એ મોટી ભૂલ થઇ.

'સોધે ભમી વિપથગામિ વિદેશ જેને,
અંતર ગુહા મહિં નિલીન નિહાળું તેને;

એ અનુભવ થતાં આનંદની સીમા રહેતી નથી. એ ધન, એ પ્રાપ્તિ, એ દર્શન, સર્વને મળી શકે છે. તે કંઈ ફક્ત ધર્મગુરુઓને, તત્વચિંતકોને, ફીલસુફોને કે શાસ્ત્રકારોને મળે છે એમ નથી. ઈશ્વર સર્વ કોઈને પોતાનું સ્વરૂપ દેખાડવા તત્પર છે. સર્વ કોઈને પાસે આવવા તે તત્પર છે. સર્વ કોઇની જ પાસે તે રહેલો છે, આંખો ઉઘાડી તેને જોવો એટલું જ બાકી છે. તે સર્વત્ર વ્યાપ્ત છે, બ્રહ્માંડનો અધિપતિ છે. પણ, તેને રાજ્યની મગરૂરી નથી, સત્તાનું અભિમાન

નથી, હલકા પર તિરસ્કાર નથી. સર્વને ઘેર જઈ ઈશ્વર ઉભો રહે છે. સંપત્તિની તેને ખોટ નથી, પણ પ્રેમાળ થઈ તે ઘર ઘર ફરે છે. તેને કુળનું અભિમાન નથી, કુટુંબનું અભિમાન નથી. સર્વ સાથે તે નિકટમાં નિકટ, ગાઢામાં ગાઢો સંબંધ કરે છે. તેને પવિત્રતાનું અભિમાન નથી, સ્વચ્છતાનું-શુદ્ધતાનું અભિમાન નથી. મલિનમાં મલિનનો તે સ્પર્શ કરે છે, દૂષિતમાં દૂષિતને તે આલિંગન કરે છે, પાપીમાં પાપીનો તે મિત્ર થાય છે.

આમ ઈશ્વર પોતે સર્વની પાસે આવવા ઇચ્છે છે. ઈશ્વર મનુષ્યને પોતાના દર્શનથી, પ્રેમમય સ્પર્શથી ધન્ય કરવા ઉત્સુક હોઈ તે પોતે જ મનુષ્યના હૃદયમાં આ સર્વ આકાંક્ષા, જીજ્ઞાસા, ઉત્કંઠા, તૃષા ઉત્પન્ન કરે છે, અને તેને તૃપ્ત કરવાનો માર્ગ દેખાડે છે. સમુદ્રની ભરતી, તેના તરંગોનું ઉછળવું, તેના જલપ્રવાહનું કિનારે પછડાવું, તેના ફેણના કણનું ઉડવું, એ સર્વે જ્યાંસુધી માત્ર સમુદ્ર તરફ નજર રાખીએ ત્યાં સુધી અકારણ લાગે છે. પણ, ઉંચે આકર્ષણ કરનાર સૂર્ય-ચંદ્ર તરફ જોતાં એ બધા ખળભળાટ, આવેગ, સંક્ષોભનું કારણ સમજાઇ જાય છે. મનુષ્યના હૃદયની ઉથલપાથલ જીજ્ઞાસા, ઉત્કંઠાનો પણ એ જ ખુલાસો છે. ઈશ્વર મનુષ્યના હૃદયને જગાડે છે, પોતાની પાસે બોલાવે છે, પોતાની શોધના મંથનમાં પ્રવૃત્ત કરે છે. પોતાનો આવિર્ભાવ દેખાડવા ઈશ્વરે મનુષ્યજાતિ પાસે જે પ્રયાસ કરાવ્યા છે તે સર્વ પ્રજાઓના ઈતિહાસમાં નોંધાએલા છે, અને તેનું જ ઉપરના ચારમાં આપણે વિવેચન કર્યું.

ઈશ્વર આ પ્રમાણે મનુષ્યને પોતાના તરફ આકર્ષણ કરી ઉદ્બોધિત કરે છે. કેવો ગંભીર, કેવો વિશાળ તેનો પ્રેમ છે; કેવો સહનશીલ તેનો પ્રેમ છે! મનુષ્યની પાપીતા, અપરાધ, બેદરકારી, નાસ્તિકતા, શંકા, વિસ્મૃતિઃ એ સર્વથી તે નિરાશ થતો નથી, ખિન્ન થતો નથી, ઉદ્વિગ્ન થતો નથી, ક્રૂદ્ધ થતો નથી. ખરા પ્રેમી માફક તે નિરંતર આશાથી જ પૂર્ણ છે. યુગના યુગથી, કાળના

પરિવર્તનના પરિવર્તનથી તે આશા રાખ્યો જ જાય છે, મનુષ્યના હૃદયને ખેંચ્યો જ જાય છે, મનુષ્યના દોષ, ભ્રાન્તિ, વિમાર્ગગમન, નાસ્તિક વાદાદિપંથ છતાં તે મનુષ્યના ઉદ્ધારના પ્રયત્ન મૂકી દેતો નથી. અને તેની ઇચ્છા સફળ થતી જ જાય છે. મનુષ્યજાતિ ઇશ્વર સમીપ જતી જ જાય છે.

કેવી તેની મહત્તા છે! કેવી તેની કૃપા છે! ક્યાં તે ઇશ્વર અને ક્યાં આ મનુષ્ય! તે પૂર્ણ જ્ઞાન સ્વરૂપ છે, કોઇ કાલે અજ્ઞાન, ભ્રાન્તિ, માયા, અવિદ્યા તેને નડતાં નથી. મનુષ્ય એ સર્વથી વિંટળાએલો છે. ઇશ્વર એ સર્વ પડ ભેદી, એ સકળ વિઘ્ન છેદી મનુષ્યના હૃદયમાં આવી ઉતરે છે, અને એ અનુભવ જ્યારે મનુષ્યને થાય છે ત્યારે તે બોલી ઉઠે છે કે,

'તમે અવિદ્યા થકી પાર ગાજો, સદા જિવોની સમિપે વિરાજો.'

જેણે ઇશ્વરને ખોળવામાં જીવન ગાળ્યું છે, જેને અનુભવ થયો છે કે ઇશ્વર મહાન્ છે, **सत्यं ज्ञान मनंतं ब्रह्म** છે, અવિદ્યાની પાર ગાજે છે. છતાં અપાર કરુણાથી ભરેલો છે, મલિન અલ્પબુદ્ધિ મનુષ્યના હૃદયમાં પણ વસેલો છે. તેની આ ઉક્તિ શું સ્વાભાવિક નથી? તેનાં આ બે વાક્યો શું પરસ્પર સંબદ્ધ નથી? તેનાં આ બે વાક્યો શું એકજ વિચારશ્રેણીનાં નથી?

અને ઇશ્વરનું એ સ્વરૂપ સમજાતાં શું એવા અનુભવવાળા મનુષ્યને એમ ન લાગે કે આવો અવિદ્યાની પાર ગાજનારો છતાં જીવોની સમીપે સદા વિરાજનારો ઇશ્વર જેની ઝાંખી આટલા આટલા શ્રમ પછી થાય છે, અને તે છતાં ઝાંખી જ થાય છે, તે દૃશ્ય વસ્તુથી જુદો જ છે. તેને બાહ્ય દૃષ્ટિથી ખોળવાનો પ્રયત્ન વ્યર્થ છે? અને તે મનુષ્ય શું એમ ઉદ્ગાર નહિ કરે કે,

'અદૃશ્ય છે રૂપ પ્રભૂ તમારૂં'?

અને વળી અદૃશ્ય છતાં તે જોનાર છે, સાક્ષાત જોનાર છે, નિરંતર મનુષ્યની કરણીરહેણી જોનાર છે, અંતરયામી છે, એ

વાત દશ્ય- અદશ્યનો ભેદ કરતાં ચિત્ત અગાડી આવ્યા વિના રહે? એમ કહ્યા વિના રહેવાય કે પ્રભો અમને તો તમે અદશ્ય છો પણ તમે તો

'જુવો તથાપી સહુ કૃત્ય મારૂં.'

**पश्यत्य चक्षुः स शृणोत्य कर्णः । (श्वेताश्वतर)**

'તે અચક્ષુ છે તોપણ જુએ છે, અકર્ણ છે તોપણ સાંભળે છે;' આ ઉપનિષદ્ વાક્ય આ જ અનુભવ બતાવે છે, જે અદસ્ય છે તે વળી સર્વ સાક્ષી છે–એ બે વિચારોની સહપ્રવૃત્તિ અને પરસ્પર સબંધ બતાવે છે. ઈશ્વર જડના નિયમોથી બંધાતો નથી. જડ દૂર હોય તે પાસે ન હોઇ શકે, પાસે હોય તે દૂર ન હોઈ શકે, પ્રવિષ્ટ હોય તે બહાર ન હોય, બહાર હોય તે પ્રવિષ્ટ ન હોય પણ, ચૈતન્યમય ઇશ્વિરને એ બાધ નડતો નથી. **तद्दूरे तदांतिके** તે દૂર છે, તે સમીપ છે.

આ રીતે આરંભમાં કહેલા શ્લોકનાં વાક્યોનો સંબંધ સમજાય છે. ઈશ્વર જ્ઞાન સ્વરૂપ છે, અવિદ્યાથી પાર છે; છતાં, અવિદ્યામાં ઘેરાએલા મનુષ્યની પાસે તે કૃપા કરી નિત્ય રહે છે; એમ પાસે રહેતાં પણ તેનું રૂપ અદશ્ય છે; અને તોપણ તે મનુષ્યની બધી કૃતિ જુવે છે.

જેમણે સમસ્ત જીવન ઈશ્વરપરાયણતામાં અને ઈશ્વરચિંતનમાં કહાડયું હતું એવા મહાન્ ભક્તના અનુભવનું આ વચન છે. તેમનાં ભક્તિવાક્યોનો સંબંધ જાણવા પ્રથમ ભક્તિભાવ ગ્રહણ કરવો જોઈએ. ભક્તિમય બનતાં ભક્તિજનોએ જોએલું ઈશ્વરસ્વરૂપ આપણે જોઇ શકીશું.

હે પ્રભો! તમારૂં તે સત્ય સ્વરૂપ અમને સમજાવો. જે સ્વરૂપનો પ્રતાપ સર્વત્ર વ્યાપી રહ્યો છે, જે સ્વરૂપના દર્શન માટે તમે મનુષ્યને બોલાવો છો, જે સ્વરૂપનું દર્શન કરાવી તમે ભક્તને ધન્ય બનાવો છો, તે અમને દેખાડો, તેનો આવિર્ભાવ તમારી સમક્ષ કરો. **आविरावीर्म्म एधि** । તથાસ્તુ.

---

# કર્તવ્ય બુદ્ધિ*

( અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ. )

**ઉપાસના**—હે જગન્નાયક ! સર્વનો કર્તા તું પ્રેમનિધિ છે, જ્ઞાનપૂર્ણ છે, એ દૃષ્ટિ અને ભાવ ગ્રહણ કરતાં જગત્‌માં કેવા સૌંદર્યનું, કેવા ભવ્ય નિયમવ્યાપારનું અમને દર્શન થાય છે ! તું સર્વમાં છે અને સર્વ ઉપર છે એ લાગણીની કેવી પ્રીતિથી અમે હૃદયમંદિરમાં પ્રતિષ્ઠા કરીએ છીએ ! તારી સમીપ આવી તારી સ્તુતિનો ઉપહાર અમે કેવા હર્ષથી અર્પણ કરીએ છીએ !

જગન્નિયંતા ! સૂર્ય જે પ્રાતઃકાલે જગત્‌ને પ્રકાશ, ચૈતન્ય તથા જીવન આપતો ઉગે છે, અને સાયંકાલે મેઘમાલાને વિચિત્ર વર્ણરેખાથી સુશોભિત કરતો તથા પ્રાણિસમૂહને વિશ્રાન્તિ આપતો અસ્ત પામે છે તે તેજોરાશી તારા નિયમનું અનુસરણ કરે છે. ચંદ્ર જે શીતલતાથી જગત્‌ને આહ્‌લાદિત કરતો, સર્વત્ર શાન્તિસુધા વરસાવતો અને અદ્દ્ભુત કલાઓ દર્શાવતો પૃથ્વીની આસપાસ દિનરાત્ર ભ્રમણ કરે છે તે અમૃતનિધાન તારા નિયમનું અનુસરણ કરે છે. સમુદ્ર જે દૂરસ્થ જનમંડલોને સમીપ આણતો, જલાદિ અનેક સુખસાધનોમાં સહાયભૂત થતો, તરંગોથી ઉછળતો અને સતત મર્યાદામાં રહેતો નિત્ય ગર્જન કરે છે તે રત્નાકર તારા નિયમનું અનુસરણ કરે છે. પર્વત જે અનેક સૃષ્ટિચમત્કારો ધારણ કરતો, અનેક ધાતુઓ તથા વનસ્પતિઓનું ઉત્પત્તિસ્થાન બનતો, અનેક ગુહાને લીન કરતો, અનેક સરિતાને પ્રવર્તાવતો, અનેક મેઘઘટાને સ્પર્શ કરતો, સ્વસ્થાન નિરંતર નિશ્ચલ સ્થાપિત થઈ રહે છે તે ગાંભીર્ય મૂર્તિ મહીધર તારા નિયમનું અનુસરણ કરે છે. જ્યાં દૃષ્ટિ કરીએ છીએ ત્યાં તારા સુંદર, અદ્દ્ભુત, ગૌરવાન્વિત, નિયમોનું અનુસરણ દેખીએ છીએ.

* 'જ્ઞાનસુધા', સન ૧૮૯૮, માર્ચ–ડિસેમ્બર અંકમાં પ્રકટ થયેલ.

જગત્પિતા! અમારા આચરણને માટે પણ તેં નિયમો કર્યા છે, અમને તેં કર્તવ્યબુદ્ધિ આપી છે. પણ કેટલી બધી વાર તે નિયમોની અમે વિસ્મૃતિ કરી છે, કેટલી બધી વાર અમે કર્તવ્ય-ભ્રષ્ટ થયા છીએ! તારી સમીપ આવતાં વિમાર્ગગમનની સ્મૃતિથી અમારા ચિત્તને ગ્લાનિ થાય છે. એ ગ્લાનિ જ અમને શુદ્ધ કરશે. એ ગ્લાનિ જ અમને પાપીતાથી છોડાવશે. પ્રભો! વિશુદ્ધિ પ્રાપ્ત કરવા અમે તારા સામીપ્યની યાચના કરીએ છીએ. અમારા અંત-શ્ચક્ષુ ઉઘાડ, અમારી જ્ઞાનેંદ્રિય જાગૃત કર, અને તારી દિવ્ય સુન્દર, ગંભીર મૂર્તિનું અમને દર્શન કરાવ કે તારા અનુપમ સાંનિધ્યનું સુખ અમે પામીએ.

**ઉપદેશઃ**—દુનિયામાં અનેક ધર્મ, અનેક સંપ્રદાય છે. તેમના મત અને વિધિ જુદા જુદા છે. પણ અમુક માર્ગ ગ્રહણ કરવાથી, અમુક રીતે આચરણ કરવાથી શ્રેય થાય છે એવો ઉપદેશ સર્વ ધર્મોમાં હોય છે. શ્રેય કે કલ્યાણ સિદ્ધ કરવું આવશ્યક છે એ સર્વને નિર્વિવાદ માન્ય છે, એ શ્રેયની પ્રાપ્તિના ઉપાય જુદા જુદા ધર્મોમાં જાત જાતના બતાવેલા હોય છે. એ ઉપાયોને કર્તવ્ય કહે છે. ધર્મસંસ્થાપકોના દોષ વગેરે કારણોથી થએલા મતાંતર દૂર કરતાં જે કર્તવ્યો શુદ્ધ સ્વરૂપે નજરે પડે છે તે સર્વત્ર સામાન્ય છે. એવાં સર્વ આચરણ આત્માની અંતરવૃત્તિથી પણ નિર્દિષ્ટ થાય છે, અને ફળ કે લાભની આશા વિના જ તેનું અનુસરણ કરવું જોઈએ એવી કર્તવ્યબુદ્ધિ મનુષ્યના અંતરાત્મામાં સ્ફુરી દૃઢ થાય છે. ઇતિ-હાસ અને અનુભવ પણ એ જ દર્શાવે છે કે મનુષ્યમાં આ કર્તવ્ય-બુદ્ધિ સ્થાપિત હોવાથીજ જનમંડળ ઉન્નતિના માર્ગમાં ક્રમણ કરે છે અને સુખની પ્રાપ્તિ કરે છે. સર્વથા મનુષ્યે કર્તવ્યપરાયણ થવું એ આવસ્યક છે. વિચારવંત મનુષ્યને કર્તવ્યની આજ્ઞા ભારરૂપ નહિ પણ હર્ષકર લાગે છે, કેમકે તેની મૂળ પ્રવૃત્તિ જગન્નિયંતા તરફથી છે અને તેનું ફળ કલ્યાણકારી છે.

'તારા અનુગ્રહ વડે વડી દેહ ધારૂં,
કર્તવ્ય ધર્મ વળિ જ્ઞાન રૂડું અમારૂં;
(પ્રાર્થનામાળા, ભાગ ૧. અંક ૫.)

આ રીતે મનુષ્યને કર્તવ્યધર્મનું દાન તે ઇશ્વરનો અનુગ્રહ છે. કર્તવ્યધર્મના નિયમ શિથિલતા વિના અનુસરવા પડે છે પરંતુ તેમનું હાર્દ સમજાતાં તે કૃપામય લાગે છે અને તે માટે ઉપકાર-વૃત્તિ થાય છે. કર્તવ્યતા–કર્તવ્યબુદ્ધિ–ને સંબોધન કરી કવિ વર્ડ્સ્વર્થ કહે છે,

'Stern Daughter of the voice of God!
O Duty! × × ×
× × × ×
Stern Lawgiver! yet thou dost wear
The Godhead's most benignant grace
Nor know we anything so fair
As is the smile upon thy face'.

'ઇશ્વરવાણીની પુત્રી! સખ્ત નિશ્ચયવાળી હે કર્તવ્યતા! × × × સખ્ત નિયમ સ્થાપનારી! ઇશ્વરના કલ્યાણકારી સ્વરૂપનો સર્વથી વિશેષ મંગલમય અંશ તું સદૈવ ધારણ કરે છે. તારા મુખના સ્મિતનું સૌંદર્ય એવું છે કે તેવું કદિ દીઠું નથી. કર્તવ્યબુદ્ધિની આ સ્તુતિ સર્વ રીતે યોગ્ય છે. મનુષ્યજાતિના ઉત્કર્ષના સકલ પ્રભાવના મૂળમાં કર્તવ્યબુદ્ધિ વિદ્યમાન રહેલી છે. અનેક મનુષ્યોના હૃદયમાં એ કર્તવ્યબુદ્ધિએ ઉત્તમ પંક્તિના જ્ઞાન, ભાવ અને બળ પ્રેર્યાં છે. માનવોના પરાક્રમનાં વૃત્તાંતપર દૃષ્ટિ કરીએ તો એ કર્તવ્યબુદ્ધિએ સર્વત્ર દીપ્તિ પ્રસારેલી માલમ પડે છે. કોઇએ ઉંડા, સુક્ષ્મ, સુઘટિત તર્કવ્યાપાર ચલાવ્યા છે; કોઈએ સુંદર, ગંભીર, ઉદાર કાવ્ય રચ્યાં છે; કોઈએ વિકટ, વેરાન દેશોમાં મુશ્કેલીઓ વેઠી પ્રવાસ કર્યા છે; કોઇએ મૃત્યુના ભયની અવગણના કરી સદુપદેશ કરવામાં જીવનના

સુખનો ત્યાગ કર્યો છે; કોઇ એ દેશનું રક્ષણ કરવામાં પ્રાણ ખોયા છે; કોઇએ લોકકલ્યાણમાં મહામૂલ્ય દ્રવ્યનો વ્યય કર્યો છે; એ સર્વ કર્તવ્યબુદ્ધિનો મહિમા ચિત્તને સાનંદાશ્ચર્યથી પૂર્ણ કરવા સમર્થ નથી ?

આ ઇતિહાસ પરથી એ પણ જણાય છે કે કર્તવ્યબુદ્ધિ મનુષ્ય-જાતિમાં સર્વત્ર વ્યાપ્ત છે, કર્તવ્યકરણના વ્યાપારમાં ઉદારતા અંતર્ભૂત રહેલી છે, અને લાભ–અલાભ, ઉપયોગ,–અનુપયોગ, ભય— અભયનો વિચાર એ ઇચ્છાવ્યાપારમાં દાખલ થતો નથી. દુઃખ, સંકટ, ક્લેશ, વિપત્તિનાં વિરોધનો સંભવ છતાં મનુષ્યની અંતર્વૃત્તિ તેને કર્તવ્યકરણમાં પ્રેરે છે. મનુષ્યજાતિમાં આ કર્તવ્યબુદ્ધિ ન હોત તો શું પરિણામ થાત એની કલ્પના પણ ભયાવહ છે. ઇંગ્લાં-ડની પાર્લામેન્ટ અને બીજી એવી રાજસભાઓમાં પુરુષો શા માટે શ્રમ કરે છે ? સૈનિકો અને સેનાપતિઓ શા માટે મરણ ભયનો સ્વીકાર કરે છે ? ધનાઢયજનો ગરીબો ખાતર શા માટે પોતાનાં ધનનો ત્યાગ કરે છે ? રાજ્યકર્તા શા માટે પ્રજાને કેળવણી આપવાનો મહા-પ્રયત્ન કરે છે ? સર્વનો ઉત્તર એ જ કે કર્તવ્યબુદ્ધિથી. એ કારણ ન હોત તો સ્વતંત્રતાની ભાવનાનો આજ સર્વત્ર સ્વીકાર થયો છે તે ક્યાં હોત ? શાંતિ, સમૃદ્ધિ, સંપત્તિ ક્યાં હોત ? અનાથનું રક્ષણ કેમ થાત ? વ્યાધિગ્રસ્તના ઉપચાર કેમ થાત ? સમસ્ત પ્રજાની બુદ્ધિનો પ્રકાશ કેમ શક્ય થાત ? કદાચ એમ કહેવામાં આવશે કે આમાંની કેટલીક પ્રવૃત્તિઓ યશની, કીર્તિની, નામનાની આશાથી મનુષ્યો કરે છે, તોપણ એજ પ્રશ્ન પુછીશું કે એ સર્વ પ્રવૃત્તિથી યશ, કીર્તિ શા કારણથી મળે છે ? એ પ્રવૃત્તિ કર્તવ્યકરણ છે માટે. રાજસભામાં રાજતંત્રનો શ્રમ કર્યો, સ્વતંત્રતા માટે પ્રયાસ કર્યો, યુદ્ધ કરી દેશનું રક્ષણ કર્યું, દાન કરી અશરણને સહાયતા કરી, એ સર્વમાં મ્હોટી કીર્તિ એજ છે કે તે કર-નારે કર્તવ્ય કર્યું. તે જ માટે માન મળે છે, યશ મળે છે, ઇલ્કાબ મળે છે. એ રીતે સર્વ ઉદાર પ્રવૃત્તિઓનું મૂળ કર્તવ્યબુદ્ધિમાં છે, અને મનુષ્યજાતિને સંતોષ તથા ઉપકારવૃત્તિ થવાનું કારણ કર્તવ્ય-કરણમાં છે.

મનુષ્યજાતિની આ સર્વમાન્ય વૃત્તિ કર્તવ્યના ઉપદેશમાં પણ જોવામાં છે. કર્તવ્ય કરવાનાં છે તે કર્તવ્ય ખાતરજ, ફલ કે લાભ ખાતર નહિં,—એ મનુષ્યજાતિનો વિશ્વાસ તેમના ઉપદેશ અને સિદ્ધાંત પણ સાબીત કરે છે. ભગવદ્ગીતામાં કૃષ્ણ અર્જુનને કર્તવ્ય-કર્મનો માર્ગ આ પ્રમાણે સમજાવે છે:

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥**
**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥**
**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥**

'અર્જુન ! યોગમાં રહી, આસક્તિ છોડી, સિદ્ધિ અને અસિદ્ધિ તરફ સમભાવ રાખી કર્મ કર; (એ) સમભાવ જ યોગ કહેવાય છે.'

'તારો અધિકાર કર્મમાંજ છે. ફલમાં કદિ નથી.'

'સુખ અને દુ:ખ, લાભ અને અલાભ, જય અને અજય, સરખાં કરી પછી યુદ્ધ માટે તૈયાર થા; એમાં પાપ નહિં થાય.'

કર્તવ્યકૃતિ વિશેની આ બુદ્ધિ સર્વ દેશોમાં અને સર્વ મનુષ્યોમાં સ્થાપિત થયેલી છે. એ બુદ્ધિનું પૃથક્કરણ કરતાં તેમાં રહેલા,—સુખનો ત્યાગ, ફલની અવગણના, લાભનો અનાદર,—એ સર્વ અંશ દર્શાવે છે કે મનુષ્યનો સ્વાભાવિક અને સાર્વત્રિક વિશ્વાસ એ છે કે જગત્માં સ્વાર્થનો ત્યાગ કરી પરાર્થ કરવો એમાં મ્હોટું કર્તવ્ય સમાએલું છે. મનુષ્યે પોતાનાથી પરની—પારકાની—અપેક્ષા કરવી એવું કર્તવ્યબુદ્ધિમાં વિધાન છે. પોતાનાથી ભિન્ન જનો માટે સ્વાર્થત્યાગ કરવાની મનુષ્યની આ અંતર્વૃત્તિ સિદ્ધ કરે છે કે મનુ-ષ્યની પર્યાપ્તિ પોતાનામાં—સ્વત્વમાં—નથી, મનુષ્ય પોતાનામાં વિશ્વને સમાપ્ત કરતો નથી, પણ બીજાનું ભિન્ન અસ્તિત્વ સ્વાભાવિક વિશ્વા-સથી માને છે. સ્વ અને પર—પોતે અને બીજા—એ જુદા હોય

ત્યારેજ પારકા અર્થે સ્વાર્થત્યાગનો સંભવ રહે છે. સ્વ અને પરના અભેદજ્ઞાનમાં–સ્વ અને પરને એક અભિન્ન માનવામાં–સ્વાર્થત્યાગ છે એ મત ભ્રમિત છે. પારકાને પોતના સરખા ગણવા, પારકાને પોતાના સરખા સુખ તથા માનને પાત્ર માનવા, અને તે માટે તેમને સારૂ સ્વાર્થનો ત્યાગ કરવો એ કર્તવ્ય છે પણ એ અભેદ નથી. પર–પારકો–છે જ નહિં, સ્વ જે છે તે સિવાય બીજું કોઈ છે જ નહિં, એવો અભેદ હોય તો ત્યાગ સંભવેજ નહિં. કોણ શાનો ત્યાગ કરે ? કોણ કોને માટે ત્યાગ કરે ? ભેદ હોય તો જ ત્યાગ હોય, તો જ ત્યાગની કિંમત હોય. પોતાનું જે હોય, પોતાને જે સુખકર હોય તે બીજા માટે મૂકી દેવું, એટલું પોતાનું સુખ ઓછું કરી બીજાના સુખની વૃદ્ધિ કરવી એમાં ઉદારતા છે. એ ઉદારતા અભેદ જ્ઞાનમાં –સ્વ તે જ વાસ્તવિક રીતે પર છે, પોતાની પાસેથી જઈ બીજાને મળે એમ બની શકે એવો ભેદ જ નથી એવા જ્ઞાનમાં–હોઈ શકતી નથી. એ અભેદ જ્ઞાન તે સ્વાર્થત્યાગ નથી, તેમજ એ અભેદ જ્ઞાન વા સ્વાર્થ-ત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતું નથી.

પોતાનાથી ભિન્નને અર્થે સ્વાર્થત્યાગ કરવાની સ્વાભાવિક અંતઃકરણ પ્રવૃત્તિ આ રીતે મનુષ્યને ઉદારતાનો બોધ કરે છે તે જ પ્રમાણે મનુષ્યમાં આશા પ્રેરે છે. કર્તવ્ય સંપૂર્ણ કરવાની આશા મનુષ્યને ઉત્સાહયુક્ત અને યત્નશીલ કરે છે, કર્તવ્યકરણ ન હોય તો મનુષ્ય પ્રવૃત્તિહીન, નિરાશ, ઉદાસીન થઈ જાય. આ રીતે પણ કર્તવ્યકરણ મનુષ્ય જીવનને ધન્ય કરે છે.

વળી, આ કર્તવ્યબુદ્ધિ બીજો એક બોધ કરે છે. શુભ ઉદાર અંતઃકરણ પ્રવૃત્તિને અનુસરી મનુષ્ય સ્વાર્થનો ત્યાગ કરે છે ત્યારે એ સ્વાર્થસાધનથી કંઈ બીજું વધારે અપેક્ષ્ય છે, વધારે માન્ય છે, એમ તેને અંતરમાં પ્રતીતિ હોય છે. ઐહિક સુખ અને ઐહિક લાભના ત્યાગમાંજ બીજા ઉદ્દેશનું અનુસરણ છે; એ ઉદ્દેશ આ લોક સંબંધે નથી, પરલોક સંબંધે છે.

અંતર્વૃત્તિ ઐહિકથી પર આ જે ઉદ્દેશ સૂચવે છે તેનું પરીક્ષણ કરીશું તો જણાશે કે સત્, શુભ, પુણ્ય, ઉત્તમ, ઉત્કૃષ્ટ, શુદ્ધ, પવિત્ર, ન્યાય્ય એવા કોઈ આદર્શ* (model) તરફ મનુષ્યના આત્માનું આકર્ષણ છે, અને તે આકર્ષણને લીધે મનુષ્ય કર્તવ્ય ખાતર અહીંના સુખનો ત્યાગ કરે છે. એ આદર્શના કંઇક કંઇક અંશ મનુષ્યહૃદયમાં સ્થપાએલા છે, મનુષ્યની સુનીતિપરાયણ પ્રકૃતિ (Moral nature) એ આદર્શની કંઇક કંઇક ભાવનાને× આધારે બંધાયેલી છે, એ વાતની સાક્ષી સર્વનો આત્મા પૂરે છે. એ આદર્શ-ભાવના, એ પ્રકારે પ્રાપ્ત થતા સુનીતિ સંસ્કાર, કંઇ ભ્રાન્તિ નથી. વિવેક અને તર્ક તેનું સમર્થન કરે છે. એ આદર્શની ભાવના આ લોકની નથી, પરલોકની છે. એવી ભાવના ધારણ કરી શકે એવો કોઈ આદર્શ આ લોકમાં છે નહિ —જડ પદાર્થોમાં સુનીતિની ભાવના વર્તમાન જ નથી, મનુષ્યમાં તે ઝાંખી અને અપૂર્ણ છે, આ લોકના સ્વાર્થથી એ ભાવનાનું ધોરણ જુદું જ છે. એ ભાવનાનો આદર્શ તે ઈશ્વર છે. સદ્ગુણનિધાન પ્રભુમાં એ ભાવનાનું ધામ છે, એ પ્રભુમાં એ ભાવનાનો સાક્ષાત્કાર છે, એ પ્રભુ એ ભાવનામય આદર્શ છે. એ કૃપાળુ પ્રભુએ મનુષ્યને કૃતાર્થ કરી ઉન્નત પદવી આપી છે, અને એ ભાવનાના અંશ મનુષ્યમાં સ્થાપ્યા છે. એ ભાવના મનુષ્યને સદ્ગુણજ્ઞાન આપે છે. એ ભાવના મનુષ્યમાં કર્તવ્યબુદ્ધિ પ્રેરે છે. એ ભાવના જેનામાં પરિપૂર્ણ છે તે આદર્શ ખાતર મનુષ્ય કર્તવ્યપરાયણ થાય છે. એ આદર્શનું અનુસરણ કરવું, તેને અનુકૂળ થવું, તેને પ્રિય થવું, એમાં મનુષ્ય પોતાને ધન્ય સમજે છે. એ ભાવનાનો આદર્શ મનુષ્યના મન અગાડીથી એક વાર ખસેડી નાખો અને મનુષ્યને કર્તવ્ય કરવાનો

---

* ભાવના=ઉત્તમતાનું સંપૂર્ણ સ્વરૂપ—Ideal.

× આદર્શ=ભાવના જેમાં નિવાસ કરે છે તે પુરુષરૂપ (Personal) વ્યક્તિ. Model (ઈશ્વર) મનુષ્યના આત્મામાં સુનીતિની ઉત્તમતા તે ઈશ્વરદત્ત અંશ છે. તેથી મનુષ્ય ઉત્તમોત્તમ સુનીતિનિધાન ઈશ્વર તરફ ખેંચાઈ સ્વાર્થનો ત્યાગ કરે છે.

કશો હેતુ-કશું કારણ નહિં રહે. મહાન્, ઉત્તમોત્તમ, સત્, શુદ્ધ, મંગલ પરમાત્માના અનુકરણની અભિલાષા મનુષ્યના હૃદયમાંથી જતી રહેશે. સદ્‌ગુણ, સદાચરણ, પવિત્રતાની કિંમત જ તેની દૃષ્ટિમાં નહિં રહે. ઉત્તમોત્તમ વ્યક્તિના શુભ ગુણોનું સ્મરણ મનુષ્યને કર્તવ્યકૃતિમાં દૃઢ કરે છે. એ ગુણોથી જે વિરુદ્ધ આચરણ તે નિષિદ્ધ છે એમ સમજાય છે, અને તે ગુણોને લક્ષમાં રાખી મનુષ્ય તદનુસાર વર્તન કરે છે.

ઈશ્વરના એ ન્યાય, સત્ય, ઇત્યાદિ ગુણો મનુષ્યની દૃષ્ટિ આગળથી લઈ લેવાનું શું પરિણામ થાય છે તેનું ઉદાહરણ એક પુરાણ કલ્પિત કથામાં બતાવ્યું છે. ઈજીપ્તના એક અતિ દુષ્ટ જુલ્મી રાજાને દેવોએ બહુ લાંબો કાળ રાજ્ય કરી સુખ ભોગવવા દીધું. તેનો ઉદારબુદ્ધિ પુત્ર માઇસિરિનસ સદ્‌ગુણ-મૂર્તિ હતો. ગાદી પર આવતાં માઇસિરિનસે મોજમજા અને એશઆરામનો સર્વ રીતે ત્યાગ કર્યો. રાજનીતિ અને નિયમ શાસનનું રક્ષણ કરવામાં તથા સુશીલ પ્રજાના સુખની વૃદ્ધિના ઉપાય યોજવામાં તે બધો કાળ કહાડવા લાગ્યો. પરંતુ, તેણે આ રીતે કર્તવ્ય કર્યું તે માટે દેવોએ તેનું માત્ર છ વર્ષનું આયુષ્ય બાકી રહે એવી આજ્ઞા કરી, આ અગમ્ય વિધિથી યુવાન રાજા એટલો નિરાશ થયો કે તેણે એકાએક રાજ્યભાર વૃદ્ધ મંત્રીઓને સોંપી દીધો અને વસ્તીથી દૂર અતિ રમણીય ઉપવનમાં જઇ રહ્યો, અને ભોગાસક્ત થઇ નિરંતર અનિયંત્રિત વિષયસુખમાં દિનરાત ગાળવા લાગ્યો. જગતનું શાસન કરનાર દેવો કર્તવ્યનું વિપરીત ફલ આપે છે એ જોઈ કર્તવ્ય કરવાને બદલે સુખોપભોગ લેવામાં જીવન ગાળવાનો ઠરાવ કરી તે રાજ્યનો ત્યાગ કરીને નીકળ્યો તે સમયે તેણે દેવો પ્રતિ સંબોધન કર્યું કે,

'Seems it so light a thing, austere Powers,
To spurn man's common lure,life's pleasant things ?
Seems there no joy in dances crowned with flowers,

Love, free to range, and regal banquetings?
Bend ye on these, indeed, an unmoved eye,
Not Gods, but ghosts, in frozen apathy?

× × × × × ×

Or in midheaven, perhaps, your golden cars,
Where earthly voice climbs never, wing their flight,
And in wild hunt, through mazy tracts of stars,
Sweep in the sounding stillness of the night?
Or in deaf ease, on thrones of dazzling sheen,
Drinking deep draughts of joy, ye dwell serene?'

*Matthew Arnold.**

* * * *

'કઠોર દેવો! જીંદગાનીની જે મોજમજાઓ મનુષ્ય માત્રને લલચાવે છે તેનો તિરસ્કાર કરવો એ શું બહુ નજીવું કામ જણાય છે? પુષ્પભારના મુકુટ ધરી નૃત્ય કરવાં, પ્રેમાનુભાવ કરવો, યથેચ્છ વિહાર કરવો, રાજવંશી ખર્ચની મિજબાનીઓ કરવી, એમાં શું કંઈ આનંદ જણાતો નથી? શું ખરે! આ સર્વ પર દષ્ટિ કરતાં તમને કંઇ આર્દ્રતા થતી નથી? તમે દેવો નથી, પિશાચ છો; બેદરકારીમાં તમે જડ થઈ ગયા છો.

અથવા કદાચ આકાશ મધ્યમાં તમારા સુવર્ણમય રથ ત્વરિત ગતિમાં ઉડયા જાય છે, અને પૃથ્વી પરના અવાજ ત્યાં પહોંચતા પણ નથી. તારકમય વિષમ અરણ્યોમાં મૃગયા રમતાં શાન્ત રાત્રિમાં સુસવાટ કરતા તમારા રથ દોડયા જતા હશે, કે શું ઉજ્જવલ દેદીપ્યમાન

* આ ઉતારા અને વૃતાંત "ડેક્કન કૉલેજ ક્વોરટરલી" ના જુલાઈ ૧૮૯૨ના અંકમાં પ્રસિદ્ધ થએલા 'ધી ટીચિંગ્સ ઓફ ટેનિસન' એ નામના લેખમાંથી લીધાં છે.

સિંહાસનો પર ચઢી તમે નિશ્ચિંત ચિત્તે આનંદપાન કરો છો, અને બધિરતા સાથે વિશ્રાન્તિ ભોગવો છો ?

જગતનું શાસન કરનાર ન્યાયવિમુખ છે એ કલ્પનાએ જ આ રાજાને કર્તવ્યભ્રષ્ટ કર્યો. સત્યનિધાન ન્યાયકારી જગન્નિયંતાપર શ્રદ્ધા નહિં હોય તો મનુષ્ય કદિ કર્તવ્યમાં અને સદાચરણમાં પ્રવૃત્ત થશે જ નહિં. એ શ્રદ્ધાહીન થતાં મનુષ્ય નિરાશ–નિરુત્સુક થઈ બેદરકારીથી કર્તવ્ય મુકી દેશે. આવું જ એક બીજું ઉદાહરણ "લોટસ ઇટર્સ" નામે કાવ્યમાં ટેનિસન વર્ણવે છે:

'Let us swear an oath, and keep it with an
equal mind,
In the hollow Lotos-land to live and lie reclined
On the hills like Gods together, careless of mankind,
For they lie beside their nectar, and the bolts
are hurl'd.
For below them in the valleys, and the clouds
are lightly curl'd
Round their golden houses, girdled with the
gleaming world
Where they smile in secret, looking over wasted
lands
Blight and famine, plague and earthquake,
roaring deeps and fiery sands,
Clanging fights, and flaming towns, and sinking
ships, and praying hands.

*Tennyson.*

'આપણે કસમ ખાઈ એવી પ્રતિજ્ઞા લેવી અને તે સમવૃત્તિ ચિત્તથી પાળવી કે કલમભૂમિના ઉદરમાં વસી વિશ્રાંતિમાં પડયા રહેવું;

મનુષ્યજાતિની દરકાર વિના ગિરિ શિખર ઉપર દેવોનું મંડળ જેવું નિશ્ચિત્ત રહે છે તેમ આપણે રહેવું. એ દેવો તો પાસે અમૃત લઈ પડયા રહે છે. ત્યાંથી બહુ નીચે દૂર ખીણોમાં અસ્ત્ર ફેંકયાં હોય છે. તેમનાં સુવર્ણમય સદનની આસપાસ વાદળાંની રેખા વિંટાએલી હોય છે, અને ફરતો સ્ફુરાયમાન પ્રદેશ હોય છે. ત્યાં રહ્યા રહ્યા દેવો ઉજ્જડ ભૂમિઓ જોઈ રહે છે, વનસ્પતિ ક્ષય અને દુકાળ જોઈ રહે છે, મરકી અને ધરતીકંપ જોઈ રહે છે, ઘુઘવતા સાગર અને રેતીનાં જળહરતાં મેદાન જોઈ રહે છે, ખણખણતા રણસંગ્રામ જોઈ રહે છે, બળતાં શહેર જોઈ રહે છે, ડુબતાં વહાણ જોઈ રહે છે, તથા પ્રાર્થનામાં અંજલીબદ્ધ થતા હસ્ત જોઈ રહે છે; અને એ સર્વ જોઈ એકાંતમાં દેવો સ્મિત કરે છે.

આ રીતે શુદ્ધ ઉત્તમ સ્વરૂપના આદર્શની ભાવના અને પ્રેરણાથી જ મનુષ્યો કર્તવ્યકૃતિમાં પ્રવૃત્ત થાય છે. મન આગળથી એ આદર્શ નષ્ટ થતાં મનુષ્ય ઉદાસીન અને પ્રવૃત્તિહીન થાય છે; જગન્નિયંતાના એક અદ્વિતીય પરમોન્નત આદર્શને વિસારી દઇ વિકારાધીન અનેક દેવોને જગતનું શાસન કરનાર માનવાથી સુનીતિની અને કર્તવ્યની આદર્શ ભાવનાનો ધ્વંશ થાય છે. સર્વોપરિ શક્તિમાં જ્યાં ન્યાયમય કર્તવ્ય નિયમન દેખાતું નથી ત્યાં મનુષ્યને કર્તવ્ય અકર્તવ્ય વચ્ચે મહોટો ભેદ લાગતાં નથી, પાપ-પુણ્ય તેને મન સરખાં થાય છે.

દુરાચારી જનો પણ બહારથી સદાચારનો ડોળ કરે છે, પોતાનાં અસત્ય, અન્યાય, અનીતિ કબુલ ન કરતાં સત્ય, ન્યાય, નીતિનો દેખાવ ધારણ કરવા પ્રયત્ન કરે છે, એ વાત પણ એ જ દર્શાવે છે કે મનુષ્યજાતિમાં ઐશ્વરી ભાવના દૃઢ છે અને તે સદ્‌ગુણને સર્વોપરિ તથા સર્વમાન્ય મનાવે છે. દુર્ગુણ અધમ છે, સદ્‌ગુણ ઉત્તમ છે, તેથીજ દુર્ગુણીઓ સદ્‌ગુણનો આડંબર કરવા મથે છે.

સદ્‌ગુણની લોકપ્રતિષ્ઠા હોવાથી કેટલાક મનુષ્યો સદ્‌ગુણની

દિવ્ય પ્રેરણાની પ્રતીતિ અંતઃકરણમાં દૃઢ કર્યા વિના માત્ર બાહ્ય આચરણ પ્રશસ્ત ગણાય એટલે સુધીજ સદ્ગુણનું અનુસરણ કરે છે. પરંતુ સદ્ગુણની, પુણ્યની, શુદ્ધિની કિંમત અંતઃકરણમાં છે. અંતઃકરણ આ સર્વથી શૂન્ય હોય તો બહારથી તેમનો આભાસ વૃથા છે. બાહ્ય સદાચારની એવી પ્રવૃત્તિથી આત્માની ઉન્નતિ થતી નથી. જન સમાજના વ્યવહારમાં એવા મનુષ્યો હાનિકારક ન થાય એટલોજ તેમની કૃતિથી લાભ થાય છે, પરંતુ તેમનો દંભ ગુપ્ત રહેતો નથી, અને દાંભિકતાના દર્શનથી હાન જ થાય છે. વળી એવા મનુષ્યો પોતાને છેતરવાના અભ્યાસમાં પડી અંતે મનુષ્યજાતને છેતરવાના અભ્યાસમાં પ્રવૃત્ત થાય છે.

મનુષ્યજાતિની સ્વાભાવિક વૃત્તિ આવા દાંભિક વ્યવહારથી ભિન્ન છે. ઈશ્વરશ્રદ્ધા મનુષ્યમાં પ્રકૃતિથી આવેલી છે, અને તે શ્રદ્ધા અંતઃકરણમાં સ્થાપિત થયેલી કર્તવ્યબુદ્ધિનું અનુસરણ કરાવે છે. ઈશ્વર પ્રીત્યર્થેજ મનુષ્ય કર્ત્તવ્યપરાયણ થાય છે.

ઈશ્વરકૃપાથી એ કર્ત્તવ્યબુદ્ધિ સદૈવ દૃઢ અને ઉત્તેજિત રહો.

તથાસ્તુ.

---

# આચરણની યોગ્યતા*

## તાત્કાલિક અને દૂરસ્થ

(અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ)

આજની દિંડીમાં આપણે વાંચ્યું કે,

'પરમ ભક્ત ધર્મમાર્ગથી ન ચૂકે,
તજે પ્રાણ તદપિ સત્ય નહી મૂકે;
કરે સર્વકાલ નીતિયુક્ત કર્મ,
ધરે સત્ય સ્વજન બંધુપ્રીતિ ધર્મ.

(દિંડી ૧૮ મી.)

* 'જ્ઞાનસુધા'ના ૧૮૯૯ના જુલાઈ અંકમાં પ્રસિદ્ધ થયેલ.

આ વચનમાં એ સિદ્ધાંત પ્રસિદ્ધ કર્યો છે કે ધર્મના માર્ગથી કદિ કોઈ પણ કારણસર ચૂકવું નહિ, પ્રાણનો ત્યાગ થતો હોય તો પણ સત્ય મૂકવું નહિ, ગમે તેવો પ્રસંગ આવી પડયો હોય તોપણ સદૈવ નીતિયુક્ત કર્મ કરવાં, કદાપિ નીતિ વિરૂદ્ધ આચરણ કરવું નહિં. મનુષ્યબંધુઓ તરફ પ્રીતિભાવ રાખવો એ ધર્મ છે અને તે આ ઉપર કહેલા આચરણ—પ્રકારથી વિરોધી નથી, એ પ્રકારના આચરણથી જ સ્વજનબંધુપ્રીતિધર્મ ધારણ થાય છે; આમાં પરમ ભક્તિ છે. ધર્મ, નીતિ અને સત્ય, એ અખંડ પાળવાનાં છે. ધર્મને વળગી રહેતાં, પ્રાણ જવાનો સમય આવ્યો હોય તોપણ ધર્મને વળગી રહેવું; સંકટ હોય, વિપત્તિ હોય, ધર્મ–નીતિ–સત્યના અનુસરણથી હાનિ થતી હોય, દુઃખ પડતું હોય, મૃત્યુ થવાનો ભય હોય તોપણ ધર્મ–નીતિ–સત્યના નિયમથી દૂર જવું નહિં, અધર્મ–અનીતિ—અસત્યનું કદિ અવલંબન કરવું નહિ, એ પરમ ભક્તનું કર્તવ્ય છે.

આ સિદ્ધાંત સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે; આ સિદ્ધાંતનો ઉપદેશ બહુ સાધારણ છે, પરંતુ તેના કેટલાક અપવાદ છે એમ કેટલીક વખત કહેવામાં આવે છે. અમુક પ્રસંગોએ ધર્મ, નીતિ અને સત્યના નિયમ તોડી શકાય છે, તોડવા જોઇએ; અર્થાત્ કંઈ લાભ થતો હોય, કંઇ હાનિનું નિવારણ થતું હોય, તો એવી વેળાએ ધર્મથી ઉલટું વર્તન કરવું, અનીતિનું આચરણ કરવું, અસત્ય બોલવું, એમ કેટલાક કહે છે. તત્કાળ તો ધર્મ, નીતિ કે અસત્યનું ઉલ્લંઘન આવે સમયે થાય પરંતુ આખરે તેથી શુભ ફલ થાય માટે એ ઉલ્લંઘન કરી શકાય છે એવું આ અપવાદનું રૂપ દર્શાવવામાં આવે છે તેથી પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે માણસે કરવાનાં આચરણની યોગ્યતામાં તાત્કાલિક અને દૂરસ્થ એવો ભેદ છે કે કેમ, જે આચરણ કરતી વખતે યોગ્ય ન હોય તે પાછળથી થવાનાં પરિણામના ઉદ્દેશને લીધે યોગ્ય ગણી શકાય કે કેમ? આ અપવાદના સમર્થન માટે એવું ઉદાહરણ આપવામાં આવે છે કે કોઇ નિર્દોષ માણસને મારી નાખવા

તેની પાછળ કોઇ ખુની પડયો હોય અને તે નિર્દોષ માણુસ કોઇ સ્થળે સંતાયો હોય, એવે સમયે ખુની માણુસ આવીને તે કયાં સંતાયો છે તે પૂછે, સંતાવાનું ઠેકાણું આપણુને ખબર હોય, પણુ એ બાબતમાં આપણે સાચું બોલીએ તો ખુની નિર્દોષને શોધી કાઢી તેનો વધ કરે પરંતુ જુઠું બોલીએ તો ખુની બીજે ઠેકાણે ચાલ્યો જાય અને એટલામાં નિર્દોષને નાસી જવાનો અગર રક્ષણુના ઉપાય લેવાની તક મળે; આવે પ્રસંગે સત્ય શા માટે બોલવું, અસત્ય શા માટે ન બોલવું એમ પૂછવામાં આવે છે; અને અસત્ય જ બોલવું એમ આગ્રહ પણુ કરવામાં આવે છે. એ જ પ્રમાણે કોઇ સમયે અધર્મથી, અન્યાયથી, અસત્યથી, અનીતિયુક્ત આચરણુથી દેશને, રાજ્યને, જન મંડળને લાભ થતો હોય તો તેવું આચરણ જ કરવું એમ કહેવામાં આવે છે. ત્યારે ધર્મ, નીતિ સત્યનાં ધોરણ શાશ્વત દઢ છે કે આમ પ્રસંગાનુસાર બદલાય એવાં છે એ વિવેચન કરીએ. પોતાના સ્વાર્થ ખાતર ધર્મ, નીતિ કે સત્યનો ભંગ કરવો એમ તો સ્પષ્ટ રીતે કહેવામાં આવતું નથી કેમકે એવો મત તો એકદમ ક્ષુદ્ર અને અસ્વીકાર્ય લાગે છે. પરંતુ પરમાર્થ ખાતર, પરોપકાર ખાતર, પારકાનું સારૂં કરવા ખાતર, આ નિયમભંગનો બચાવ કરવામાં આવે છે. આ કહેવાતા અપવાદની દલીલનું પૃથક્કરણુ કરીશું તો જણુાશે કે જે શુભ ફ્લ માટે યથાર્થ નિયમોની પ્રવૃત્તિ બંધ રાખવાની માગણી કરવામાં આવે છે તે ફ્લ એ રીતે પ્રાપ્ત થશે એવો કશો ભરોસો નથી અને એ રીત વિના યથાર્થ નિયમો સાચવ્યા છતાં પણુ એ ફ્લ પ્રાપ્ત થવામાં વાંધો આવતો નથી. પૂર્વોક્ત ઉદાહરણુમાં અસત્ય બોલ્યાથી નિર્દોષ માણુસ બચશે જ એવી ખાત્રી કશીજ નથી. સંતાવાનું ઠેકાણું ખોટું બતાવ્યા પછી અથવા સંતાવાનું ઠેકાણું ખબર નથી એમ કહ્યા પછી પણુ એમ બને કે ખુની આપણો ઉત્તર ખરો ન માને અને નિર્દોષને પોતાની મેળે શોધી કાઢે. પરંતુ નિર્દોષને બચાવવા અસત્ય બોલવાની જરૂર તો છેજ નહિં. કંઈ પણુ અસત્ય બોલ્યા વિના એ બે પ્રસંગે

આપણે ખુનીને કહી શકીએ કે ઉત્તર દેવા અમે ખુશી નથી. આવા જવાબમાં જુઠું કશું નથી, અસત્યનો ઈસારો પણ નથી, જવાબનું રૂપ ગૂઢ હોય પણ સાંભળનાર સમજે તે અસત્ય હોય એમ પણ નથી. છતાં આ ઉત્તરથી પ્રથમના અસત્ય ઉત્તર કરતાં કંઇ પણ વધારે હાનિ ન થાય, એથી ખુનીને કાંઈ પણ મદદ ન મળે. અલબત્ત વખતે, નિર્દોષને બતાવી દેવાની ના પાડવાથી આપણા જીવને જોખમ થાય, ખુની આપણને ઇજા કરે એમ બને અને તે જ માટે પ્રાણત્યાગ થતાં પણ અસત્ય ન બોલવું એવો સિદ્ધાંત કર્યો છે. દુનિયાના ઇતિહાસ પરથી પણ એ જ માલમ પડશે કે કોઇ દેશ અથવા કોઇ પ્રજા અધર્મ્ય, અનીતિમય, અસત્ય આચરણથી સુખી થઈ નથી. અયોગ્ય આચરણથી અંતે શુભ પરિણામ થયાં જ નથી. માણસ જાતનો અનુભવ એ જ કહે છે. માણસ જાતનો અનુભવ એ જ કહે છે શુભ આચરણથી શુભ પરિણામ થાય છે અને અશુભ આચરણથી અશુભ પરિણામ છે. અસત્ય બોલનારા, અનીતિએ ચાલનારાં પોતાનું કે પારકાનું કોઈનું કલ્યાણ કરી શકયા નથી.

આ વિષય સંબંધે બેકને અતિયોગ્ય ધોરણ બતાવ્યું છે,

"A number of like cases there are of comparative duty. Amongst which that of all others is the most frequent, where the question is of a great deal of good to ensue of a small injustice. Which Jason of Thessalia determined against the truth. A little evil must be done to secure greater good. But the reply is good. You can do what is right now, but you have no security for the good that is to be done in the future. Man must pursue things which are just in present and leave the future to the divine Providence."

Advancement of learning Bk. II. XXI, 11.

અર્થ: 'કર્તવ્યના વિષયમાં (યોગ્ય–અયોગ્યની ઈષ્ટ–અનિષ્ટની) સરખામણીનાં આવાં ઘણાં સ્થાન છે. તેમાં સૌથી વધારે વાર જે પ્રશ્ન ઉત્પન્ન થાય છે તે થોડા અન્યાયથી પરિણામે ઘણું શુભ થવાનું હોય તેનો છે. થેસેલીઆના જેસને તેનો નિર્ણય સત્યથી ઉલટો કર્યો છે કે "વધારે શુભ પરિણામ પ્રાપ્ત થાય તે સારૂ થોડું અશુભ આચરણ કરવું જોઇએ." પણ તેનો ઉત્તર સારો છે, "હાલ તત્કાળ જે સારૂં છે તે તમે કરી શકો છો, પણ ભવિષ્યમાં જે સારૂં થવાનું (આ રીતે કહેવામાં આવે) છે તે વિશે તમારી પાસે કંઇ ખાતરી નથી". જે વાતો વર્તમાન સમયે સારી હોય તેનું મનુષ્યોએ અનુસરણ કરવું જોઇએ, અને દૂરદર્શી દિવ્ય નિયંતાને ભવિષ્ય સોપવું જોઇએ."

જે સત્ય અને નીતિમય છે તેની યોગ્યતા નિઃશંક છે, તે સર્વકાળ સારાં અને યોગ્ય હોયજ–હોય છે. તો અસત્ય અને અનીતિમય આચરણ જે નઠારૂં તથા અયોગ્ય છે તેથી ભવિષ્યમાં સારૂં ફળ થશે એવો શો ભરોસો છે?

ધર્મ, નીતિ, સત્ય, ન્યાય, એ સર્વ ઈશ્વરનાં સ્થાપેલાં છે; તે વડે કલ્યાણ થાય, સુખ થાય એવો તેનો નિયમ છે. તે વડે તે જગતનું કલ્યાણ કરે છે, તે વડે ચૈતન્યવાન પ્રાણીનો ઉદ્ધાર થાય છે. એ અંશ તેના કૃપામય સ્વરૂપમાં વ્યાપી રહેલા છે તો એ મંગલ તત્ત્વોના ઉલ્લંઘનથી કલ્યાણ થશે એવો નવો નિયમ ઉભો કરવાને મનુષ્યને શો અધિકાર છે? એ નિયમની સત્યતા મનુષ્યે કયાં જોઇ છે? જગતનો જે નિયંતા છે તેનો મંગલમય શુભવ્યાપાર નીતિમય, સત્યમય, ન્યાયમય છે તો તેની સાથેનો સંબંધ તેના ગુણનું અનુસરણ તે ધર્મ છે, તો અધર્મથી, અનીતિથી, અસત્યથી, અન્યાયથી કોઈનું પણ શી રીતે મંગલ થશે, કાંઈ પણ લાભ શી રીતે થશે?

બેકનના વચનમાં દર્શાવેલા ઉપરના સિદ્ધાંતના વિરૂદ્ધ કેટલીક વખત આવો વાંધો લેવામાં આવે છે કે 'ઘણી વખતે જે આચરણ

ખોટું હોય તે કોઇ વખત સારૂં શા માટે હોઇ ન શકે? નીતિના નિયમો જો કોઇ તત્ત્વવ્યવસ્થાને આધારે હોય તો, આ અવશ્ય ફલિત થશે કે મનુષ્યને આચરણ કરવાના પ્રસંગમાં જે જાત જાતની હકીકત આવી બને છે તે બધી હકીકત માટે એક નિયમ હોઇ શકે નહિ. જ્યાં પરસ્પર વિશ્વાસ ન હોય ત્યાં જનસમાજ ટકી શકે નહિં તેટલા માટે સત્ય બોલવું એ સારૂં છે. એમ હોય તો, જ્યાં સત્ય બોલ્યાથી જનસમાજના બંધારણને જોખમ પહોંચે તેમ હોય ત્યાં અસત્ય બોલવું એ સારૂં હોવું જોઈએ, પણ એની સાથે એ પણ ખરૂં કે સત્ય બોલવાનો નિયમ સામાન્ય રીતે પાળવાની આવશ્યકતા સાબીત થએલી છે તેથી અમુક પ્રસંગે એ નિયમ તોડવાનું જે વ્યાજબી કહેતા હોય તેમના શિર પર એ વાતના પુરાવાનો બોજો રહેવો જોઈએ.'

આ મત સ્વીકાર્ય નથી. પ્રથમ તો નીતિનું મૂળ વ્યવહારોપયોગિતા (Utility) માં નથી. જનસમાજને લાભ થાય તે માટે મનુષ્યોએ નીતિનો નિયમ ઘડી કાઢેલો અથવા સંકેતથી ઉભો કરેલો નથી. નીતિનો નિયમ ઈશ્વરે સ્થાપેલો છે તેનું મૂળ ધામ ઈશ્વર સ્વરૂપમાં છે. તે માટે તે નિયમથી જનસમાજને લાભ થાય છે. એ નિયમ મનુષ્યના અંતઃકરણમાં સ્થાપિત રહેલો છે તેથી મનુષ્ય તેનું અનુસરણ કરે છે, મનુષ્યના લાભાલાભની ગણનાથી સ્વતંત્ર હોઈ તે મનુષ્યહૃદયમાં દિવ્ય મંગલમય સ્વરૂપના અંશ પ્રેરે છે તેથી હાનિ ન ગણકારતાં પ્રાણત્યાગ થતાં પણ તેને વળગી રહેવું એવો મનુષ્યો સદૈવ આગ્રહ કરતા આવ્યા છે. મનુષ્યોએ રચેલો નિયમ બધી હકીકત માટે એક હોઈ શકે નહિ, પણ નીતિ–નિયમ ઈશ્વર રચિત હોવાથી સૃષ્ટિવ્યવસ્થાનાના બીજા નિયમો પેઠે તે બધી હકીકત માટે એકજ છે. સકળ આત્મમંડળની નીતિમાં વૃદ્ધિ થાય એ તત્ત્વવ્યવસ્થાને આધારે નીતિમય આચરણના નિયમો સ્થપાએલા છે, તેથી તત્ત્વવ્યવસ્થાનો હેતુ સફળ કરવા કોઇપણ પ્રસંગે અનીતિની અને આશ્રયની

જરૂર પડતી નથી. ઈશ્વરસ્વરૂપના નીતિમય અને મંગલમય અંશ પરસ્પર સંબંધ છે તેથી નીતિના અનુસરણથી જનસમાજનું શ્રેય થાય છે અને તેથીજ જનસમાજના શ્રેય માટે અનીતિ કદી ઈષ્ટ નથી પણ હમેશ વર્જ્ય છે. જગન્નિયંતાએ જનસમાજ ટકે એવી યોજના સારૂ નીતિનિયમનું એ વિધાન કર્યું છે તેથી જનસમાજના બંધારણ માટે તે જરૂરનો છે અને તેથી જ જનસમાજના બંધારણ માટે તેના નિયમના ભંગની જરૂર નથી. સત્યથી, નીતિથી જનસમાજના બંધારણને કદિ જોખમ પહોંચ્યું નથી. નીતિનિયમમાં રહેલા જનસમાજમાં વિશ્વાસ બંધુપ્રીતિની તથા પરોપકારની પ્રવૃત્તિ છે, તેથી એ નિયમ તોડયાથી વિશ્વાસ, બંધુપ્રીતિ અને પરોપકારમાં ઘટાડો જ થાય. જનસમાજના વ્યવહારમાં આવતા પ્રસંગ બહુ જાત જાતના હોવા છતાં નીતિનિયમ "સામાન્ય રીતે પાળવાની આવશ્યક્તા સાબીત થએલી છે" તેનું આજ કારણ છે. એ નિયમનાં મંગલમય પરિણામ એક જમાનામાં કે યુગમાં પરિપૂર્ણ થઇ રહેતાં નથી પણ આત્માની સનાતન પરમ ગતિ એ નિયમથી ઉદ્ભવે છે, તેથી, એ નિયમના અનુસરણથી કોઈ પ્રસંગે અમંગલ થાય છે, એ નિયમનો ભંગ કોઈ પ્રસંગે આવશ્યક બને છે એવી કલ્પના કરવાનું મનુષ્ય પાસે સાધન નથી, એવી કલ્પના કરવાનો મનુષ્યને હક્ક પણ નથી. દુઃખ, સંકટ, વિપત્તિ છતાં મનુષ્યો નીતિનિયમને વળગી રહે છે અને તે નિયમને વળગી રહેવામાં પરમ સુખ, પરમ આનંદ માને છે. મનુષ્યને જાતિની વય ઘણી થયા છતાં હજી નીતિનો ભંગ કયારે કરવો તે નિયમ મનુષ્યને જડયો નથી, એ ભંગ જેને કરવો હોય તેણે તેમ કરવાનું વાજબીપણું સાબીત કરવું જોઇએ એવી નીતિનિયમની શિથિલતા માનનાર પણ માગણી કરે છે. આ સર્વ સિદ્ધ કરે છે કે નીતિથી લાભ છે, એટલોજ મનુષ્યનો અનુભવ છે, તેથી અલાભ છે—અનીતિથી લાભ છે એવો મનુષ્યને અનુભવ થયો નથી, નીતિ સ્થાપનારે નીતિમાં અંતે લાભ મૂકયો છે અને તે માટે નીતિમય આચરણ સર્વકાળ યોગ્ય છે, સદૈવ તે તત્કાળ યોગ્ય હોય છે અને દૂરસ્થ ભવિષ્યમાં પણ તેની જ યોગ્યતા સિદ્ધ થાય છે.

કેટલીક વખત નીતિમય અપવાદની દલીલની એવી વ્યાખ્યા કરવામાં આવે છે કે “The end justifies the means” ‘ઉદ્દેશથી સાધનનું વાજબીપણું સ્થપાય છે,’ અર્થાત જે ઉદ્દેશ સાધવાનો હોય તે સારો હોય તો તેની સિદ્ધિ માટે નીતિમય કે અનીતિમય ગમે તેવાં સાધન લઈ શકાય. આ મત ખોટો જ છે કેમકે ઉપર કહ્યું તેમ શુભ સાધનથી જ શુભ સિદ્ધિ થાય છે. વળી મનુષ્યજીવનમાં જે પરમ ઉદ્દેશ ધર્મ, નીતિ, સત્ય એ સર્વની સિદ્ધિનો છે, એ સર્વ જ સાધ્ય છે; તેમના ઉલ્લંઘનથી તો માત્ર એ સિદ્ધિમાં હાનિ જ થાય. જીવનમાં પ્રતિક્ષણે ધર્મ, નીતિ અને સત્યનું અનુસરણ કરવું એ પરમ ઉદ્દેશ છે તો પછી એ ઉદ્દેશ સિદ્ધ કરવા એ ઉલ્લંઘનનો અવકાશ ક્યાં રહ્યો? એ ઉલ્લંઘનથી જે લાભ ભવિષ્યમાં થવાનો આભાસ થતો હોય તે ધર્મ, નીતિ સત્યના લાભથી ગૌણ છે, તો એ ઉલ્લંઘન કયા ઉદ્દેશ માટે કરવાનું રહ્યું. सत्यान्नास्ति परो धर्मः સત્યથી મ્હોટો કોઇ ધર્મ નથી, સત્યથી જુદો કોઈ ધર્મ નથી, સત્ય એ જ ધર્મ છે. તો કયા ધર્મની સિદ્ધિ માટે અસત્યનું અવલમ્બન કરવું પડે? અસત્યનું અવલમ્બન કરતાં એ ઉપાય સત્ય માટે લીધેલો કેમ ગણાય? ધર્મ, નીતિ, સત્ય એ જ અન્ત્ય પ્રયોજન છે તો અધર્મ, અનીતિ, અસત્ય, તેમનાં સાધન કેમ હોઈ શકે?

‘ઉદ્દેશથી સાધનનું વાજબીપણું સ્થપાય’ એ સૂત્ર અનીતિના આશ્રય માટે ગ્રહણ કરવામાં આવે તો એટલું જ પરિણામ થાય કે ‘ચિત્તમાં હેતુ સારો રાખી ગમે તેવાં નઠારાં કર્મ કરવાં’ એ ધોરણ પ્રચલિત થાય. મનુષ્યોના ચિત્તહેતુ ગુપ્ત રહે છે અને દુરાચારની લાલચથી મનુષ્યો ગમે તેવા હેતુ પ્રકટ કરી શકે છે, એ લક્ષમાં લેતાં આ ધોરણનું એજ ફળ થાય કે દુરાચરણની વૃદ્ધિ થાય. નીતિનિયમ અચલ અવ્યય દૃઢ રહેવાથી જ આવાં વિષમ પરિણામ ન થાય. ખરેખરા સારા હેતુથી અશુભ આચરણ કેટલીક વાર કરાતાં હોય તો અશુભ આચરણની ટેવથી નીતિબુદ્ધિનો હ્રાસ થાય છે, નીતિતત્ત્વ

શિથિલ થાય છે, અને સારા હેતુનું વિસ્મરણ થઈ કેવળ અશુભ આચરણની પ્રવૃત્તિ કરવામાં મનુષ્ય પડે છે. વળી, અશુભ સાધનથી ઉદ્દિષ્ટ ઐહિક લાભ થવાની ખાતરી નથી ત્યાં શુભ નીતિમય સાધન ગ્રહણ કરવાના સાર્વત્રિક નિયમનો અતિક્રમ કરવાનું સાહસ મનુષ્યે શા આધારે કરવું ?

આ રીતે ધર્મના અનુસરણમાં અને નીતિના નિયમમાં અપવાદ છે જ નહિં. ધર્મથી આપણા આત્માનો ઉદ્ધાર થાય છે, નીતિથીજ જનમંડળનું રક્ષણ થાય છે; ધર્મ અને નીતિથી જ મનુષ્યને લાભ થાય છે.

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोवधीत् ॥**

'ધર્મનો ઘાત કરતાં તે (મનુષ્યનો) ઘાત કરે છે, ધર્મનું રક્ષણ કર્યાથી તે (મનુષ્યનું) રક્ષણ કરે છે; તે માટે ધર્મનો ઘાત કરવો નહિ કે ધર્મનો ઘાત થતાં તે આપણો ઘાત કરે નહિં.'

ધર્મથી, નીતિથી, સત્યથી જગતનો સુખમય તંત્ર ટકી રહ્યો છે. જગન્નિયંતા અનીતિની પુષ્ટિ કરતો નથી; તે અધર્મ વડે, અનીતિ વડે, અસત્ય વડે રક્ષણ કરતો નથી; એ રીતે રક્ષણ કરવાના ઉપાય તે યોજતો નથી, મનુષ્યને એવા ઉપાય દર્શાવતો નથી, મનુષ્ય એવા ઉપાયથી રક્ષણ કરી શકતો નથી.

ધર્મમાં કોઈ પ્રકારની અનીતિનો સમાવેશ થઈ શકતો નથી. કોઈ જાતનો દુરાચાર ધર્મની વૃદ્ધિ કરતો નથી. દુરાચાર ધર્મને આશ્રયે ટકતો નથી.

માટે ઉપરની દિંડીમાં ઉપદેશ કર્યો છે તે પ્રમાણે પ્રાણત્યાગના સમય આવતાં ધર્મમાર્ગથી ભ્રષ્ટ થવું નહિ. સર્વકાળ નીતિયુક્ત કર્મનું આચરણ કરવું. એમાં જ સ્વજન બંધુ ઉપર પ્રીતિ છે, એથી જ પોતાના અને મનુષ્યજાતિના કલ્યાણની અભિવૃદ્ધિ છે, એ જ ઈશ્વરને પ્રસન્ન કરવાનો માર્ગ છે.

# ધર્મની શાશ્વત સત્યતા.*

## ( અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ. )

સૃષ્ટિવિજ્ઞાન (Science) ના વિષયમાં અર્વાચીન કાળમાં અનેક શોધો થઇ તે પછી દુનિયામાં બહુ ફેરફાર થયા છે અને ઘણી ઉથલપાથલ થઇ છે. દુનિયાની સ્થિતિજ બદલાઈ ગઇ છે. આપણે જાણે જુદીજ—નવીજ—દુનિયામાં રહીએ છીએ એમ પહેલાંના જમાના પર નજર કરતાં હાલ લાગે છે. થોડી મુખ્ય બાબતોમાં પહેલાંની અને હાલની સ્થિતિની સરખામણી કરીશું તો ભૂત અને વર્તમાનકાળ વચ્ચે પડી ગએલું મહાન અંતર લક્ષમાં આવશે.

વેપાર અને મુસાફરીનાં સાધનમાં કેટલો બધો ફેર પડી ગયો છે! વહાણોને લાંબી, ભયભરેલી સલામતી વગરની, અનિશ્ચિત્ત સફરો કરવી પડતી તે હવે કયાં રહ્યું છે? ભરદરિયે પડેલા વહાણના પાછા આવવા વિશે કંઇ કહી શકાતું નહિં, બંદરેથી નીકળેલું વહાણ પાછું આવે ત્યાંસુધી તેનો કંઇ પત્તો જણાતો નહિં, એ શંકાગ્રસ્તતા હવે રહીજ નથી. આગબોટો અને તારથી આખી દુનિયા એક શહેર સરખી બની ગઇ છે; અને સ્થળકાળનું અન્તર કુદી જવાની શક્તિ માણસમાં આવી છે. ચીન, હિંદુસ્તાન અને ઇરાનમાં પ્રવાસ કરી યુરોપ પાછા જતાં માર્કોપોલોને ૨૩ વર્ષ થયાં એ વિલંબનો ખ્યાલ આવવો હવે મુશ્કેલ થઈ પડે છે. પૃથ્વી ગોલ ખુંદનારા જે પ્રવાસીયો ( Globe-trotters ) યુરોપ અને અમેરિકાથી દર વર્ષે નીકળે છે તે થોડા માસમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી સ્વસ્થાને પાછા જઇ પહોંચે છે. જમીન પરની મુસાફરીમાં પણ રેલ્વેથી એવોજ મ્હોટો ફેરફાર થઇ ગયો છે. દેશને એક છેડેથી બીજે છેડે જવું એમાં હવે સાહસ કે સંકટ રહ્યાં નથી. સ્હેજ કામ

* 'જ્ઞાનસુધા', સન ૧૯૦૦ ના ઓગષ્ટથી ડિસેમ્બર અંકમાં પ્રસિદ્ધ થયેલ.

માટે સેંકડો ગાઉની મુસાફરી માણસો હરરોજ કરે છે. વણજારાની પોઠ અને જાત્રાના સંઘ હવે વર્તમાનને બદલે વાર્તાના વિષય થયા છે.

યુદ્ધના વિષયમાં તીર, કામઠાં, બખતર અને ઢાલના દિવસો ગયા છે. એ સર્વના ઉપયોગની હકીકતથી ભરેલાં યુદ્ધવર્ણન અને વીરરસ સાહિત્ય હવે મનના અનુભવથીજ ગમ્ય રહ્યાં છે. એવાં વર્ણન હવે નવાં બની શકે તેમ નથી. યુદ્ધનાં વર્ણનમાં હવે દારૂ ગોળા, બંદુક, તોપ, કવાયત, રેલવે, મનવાર, ટોરપીડો, એ સર્વની હકીકત સમાયેલી હોય છે. યુદ્ધ અને વિગ્રહનું રૂપ હવે જુદીજ જાતનું થયું છે; અને તેને લીધે સાહિત્યની કલ્પના અને ઇતિહાસની ગતિ જુદીજ દિશામાં જાય છે. રોમના વિશાલ રાજ્યને ગોથ વગેરે જંગલી પ્રજાઓએ ઉથલાવી નાંખ્યું તેવા દાખલા હવે બનવાનો સંભવ નથી. તીરકામઠાંની યુદ્ધસામગ્રી જંગલી પ્રજાઓને હાથ સુધરેલી પ્રજાઓના જેટલી જ પ્રાચીન કાળમાં હતી, અને સૈનિકોની ભારે સંખ્યાવડે જંગલી પ્રજાઓ સુધરેલી પ્રજાનો પરાભવ કરી શકી હતી. આમ થવાની હવે સુધરેલાં રાજ્યોને બીક રહી નથી. નવી યુદ્ધસામગ્રીઓ જંગલી પ્રજાઓને જોઇએ તેટલી મળી શકતી નથી; અને યુદ્ધસામગ્રીઓ તેમજ રેલવે મનવાર વગેરે બીજાં સાધનોમાં પદાર્થવિજ્ઞાનની વૃદ્ધિ સાથે સુધરેલી પ્રજાઓ દિનપર દિન નવાં નવાં સામર્થ્ય મેળવતી જાય છે. જંગલી પ્રજાઓ આ સર્વ શક્તિથી ન્યૂન હોઈ સુધરેલાં રાજ્યમાં ફરી વળવા કોઇ દિવસ સમર્થ થઇ શકે એમ નથી.

રોગનિવારણમાં બહુ વધારો અને ફેરફાર થઈ ગયો છે. શીતળાના ભયાનક મહા ઘાતક ઉપદ્રવ આગળ માણસો નિરુપાય થઈ બેસી રહેતા તે સ્થિતિ હવે ગઇ છે; અને લાખોના જીવ એ રોગમાંથી હવે બચે છે. મનુષ્યશરીરના બંધારણને ઝીણામાં ઝીણી માહિતી વૈદકશાસ્ત્રમાં પ્રાપ્ત થઈ છે અને દરેક જાતના રોગથી શરીરની અંદરના કયા ભાગમાં કેવી અવ્યવસ્થા થાય છે તેની કુશલ પરીક્ષા કરી વૈદ્યો વ્યાધિના નિદાનની ચિકિત્સા કરી શકે છે.

બીજાં સુખનાં સાધન પણ સર્વ દિશામાં વધ્યાં છે. પહેલાં જે સુખ તવંગરોને અને રાજાઓને નહોતાં તે હવે સાધારણ મનુષ્યને અને ગરીબોને પણ મળે છે.

આ સર્વની સાથે મનુષ્યજાતિના જ્ઞાનમાં પણ ઘણો વધારો થયો છે અને થતો જાય છે. પૃથ્વી ઉપરના, પૃથ્વીના પડની અંદરના અને આકાશમાંના પદાર્થો મનુષ્યની જ્ઞાનગોચરતામાં પુરાતન કાળ કરતાં ઘણાં વધારે આવ્યાં છે. પહેલાં કદિ નહિ જાણવામાં આવેલા એવા નવા પદાર્થો, પદાર્થોના નવા ધર્મો, નવી શક્તિઓ મનુષ્યના જાણવામાં આવી છે. જે પદાર્થો અને પદાર્થોના જે સંબંધો ન જાણી શકાય એવા તથા સદા કાળના ગૂઢ જણાતા હતા તે જાણવામાં આવ્યા છે. મનુષ્યનું જ્ઞાન ચારે તરફ ફરી વળ્યું છે અને એ જ્ઞાને સૃષ્ટિનું રૂપ મનુષ્યની દૃષ્ટિમાં ફેરવી નાંખ્યું છે, મનુષ્યને મન દુનિયા પહેલાં કરતાં તદ્દન બદલાઈ ગઈ છે.

મનુષ્યજાતિના જ્ઞાનમાં તથા શક્તિમાં આ રીતે જે ભારે ઉથલપાથલ થઈ છે તેને પરિણામે ઘણા નવા મતો નિકળી આવ્યા છે, ઘણા જુના મતો નાબુદ થઈ ગયા છે. મનુષ્યોએ સ્નેહપૂર્વક સાચવી રાખેલા ઘણા ઈષ્ટ સિદ્ધાંતોને ધોકો પહોંચ્યો છે; અને આ અભિઘાતની અસર ધર્મસિદ્ધાંતો સુધી પણ જઇ પહોંચી છે.

વાસ્તવિક રીતે જોઇશું તો પદાર્થવિજ્ઞાનની વૃદ્ધિથી ધર્મનું સત્ય કંઈ ખોટું પડતું નથી અને ધર્મના સનાતન સિદ્ધાન્તો તો કાયમ રહ્યા છે અને રહેશે. એક બીજા પ્રસંગે ધર્મ અને પદાર્થવિજ્ઞાનના વિષય વિભાગ વિશે વિસ્તારથી વિવેચન કર્યું હતું. બન્નેના પ્રદેશ જુદા છે અને એક બીજા સાથે વિરોધ થવાનો સંભવજ નથી. પદાર્થોના નિયમો કે પદાર્થોની વ્યવસ્થા અમુક હોવા ઉપર ધર્મનો પાયો છેજ નહિ અને તેથી એ નિયમો કે એ વ્યવસ્થા વિશેની પ્રથમની કલ્પના ખોટી પડયાથી ધર્મને હાનિ થાય તેમ છેજ નહિ. પદાર્થવિજ્ઞાન પુરૂં થાય છે, ત્યાં ધર્મનો આરંભ થાય છે. પદાર્થ-

વિજ્ઞાન જડપદાર્થોના પરસ્પર સંબંધ વિશે છે, ધર્મ સૃષ્ટિના ચૈતન્ય સાથેના સંબંધ વિશે છે. પદાર્થો એક બીજા સાથેના સંબંધ ગમે તેવો હોય પણ તેથી ચૈતન્યના અસ્તિત્વ કે ચૈતન્યની સર્વોપરિ સત્તાને બાધ આવતો નથી. તેથી, પદાર્થવિજ્ઞાન વધવાથી ધર્મને નુકશાન થયું નથી અને થઇ શકે તેમ નથી. ઉલટું ધર્મને તેથી લાભ છે. કેમકે જ્ઞાન એ ધર્મનો અંશ છે.

પદાર્થવિજ્ઞાનની વૃદ્ધિથી ધર્મનો આધાર શિથિલ થયાનો કેટલાકને જે આભાસ થાય તેનું કારણ એ છે કે ધર્મગુરૂઓએ અને ધર્મસ્થાપક પેગંબરોએ પોતાની જાતીય મહત્તાના દાવા ખરા ઠરાવવા સારૂ સર્વજ્ઞ હોવાનો ડોળ કરી ધર્મને નામે અને ધર્મને આશ્રયે પદાર્થવિજ્ઞાન વિશે ચલાવેલા અનેક ખોટા મત તુટી પડયા છે અને એ મતોને ધર્મમય માનનારા જનોને ગ્લાનિ લાગી છે. મનુષ્યજાતિની ઉત્પત્તિ એક જોડામાંથી થઈ કે અનેકમાંથી, પૃથ્વી છ દિવસમાં બની શકે કે કેમ, પૃથ્વીમાં સાત સમુદ્ર અને સાત બેટ છે કે કેમ, પૃથ્વીને નીચે કોઈ નાગનો કે બીજાનો ટેકો છે કે કેમ; એ પ્રશ્ન ધર્મને લગતા છેજ નહિ, એ વિશેના મતને ધર્મ જોડે સંબંધ છેજ નહિ. ધર્મજ્ઞાન તથા ધર્માચરણનો આ વિષય પર લેશ માત્ર આધાર નથી, અને ધર્મના સ્થાપનમાં એ વિષય દાખલ કરવાની કંઈ પણ જરૂર નહોતી. પરંતુ ધર્મગુરુઓ મોહથી અને અભિમાનથી એ બાબતમાં ખોટા મત બાંધી બેઠા અને પછી સ્વાર્થથી તેને વળગી રહેવાનો આગ્રહ કરવા લાગ્યા. સૂર્ય ફરે છે કે પૃથ્વી ફરે છે એમાંથી ગમે તે મત ખરો ઠરે પણ તેથી મનુષ્યને મનુષ્યો પ્રતિના અને ઈશ્વર પ્રતિના પોતાના ધર્મમાં કંઈ ફેરફાર કરવાનો નહોતો, ગમે તે મત ખરો ઠરવાથી ધર્મને હાનિ કે લાભ નહોતો પરંતુ જ્યારે ગેલીલિઓએ સાબિત કર્યું કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એ જુનો મત ખોટો છે અને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ વાત ખરી છે ત્યારે યુરોપના ધર્મગુરૂઓ

જુના મત લઇ બેઠા. સૂર્ય ફરે છે એ મત મુકવા કરતાં તો ઇશ્વરના અસ્તિત્વનો મત મુકવા તેઓ વધારે રાજી હતા. આ દેશના બ્રાહ્મણો પણ રાહુ અને કેતુથી ગ્રહણ થાય છે એ મતની સત્યતાને ધોરણે સકલધર્મવિષયની સત્યતાની કસોટી કરાવવા તૈયાર છે. ધર્મગુરૂઓની આવી મતાંધતાથી લોકોમાં ધર્મવિરૂદ્ધ લાગણી ઉત્પન્ન થઇ. પદાર્થવિજ્ઞાનના નવ મત ખરા ઠર્યાથી ધર્મગુરૂઓ અને તેમણે બતાવેલા ધર્મમત ખોટા ઠરે છે એમ અનુમાન બંધાયું. સૃષ્ટિવિજ્ઞાન વિશે ધર્મશાસ્ત્રોમાં કહેલી વાતો ખોટી પડવાથી અને ઇશ્વરથી સાક્ષાત્ મળેલા જ્ઞાનના ડોળથી ધર્મશાસ્ત્રો લખેલાં હોવાથી ઇશ્વરવાક્ય ખોટાં પડયાં એમ લોકોએ માન્યું. ધર્મશાસ્ત્ર ભૂલભરેલાં જણાયાથી તેમાં કહેલી આધ્યાત્મિક વાતો પણ શંકાસ્પદ થઈ. વળી, પુરાતન ચિંતકોએ સૃષ્ટિકાર્યમાં ઇશ્વરનો જેટલો પ્રભાવ, જેટલી શક્તિ, જેટલું મહત્ત્વ, જેટલી યોજના કલ્પ્યાં હતાં તેથી વધારે પ્રભાવ, વધારે શક્તિ, વધારે મહત્ત્વ, વધારે યોજના સૃષ્ટિમાં જણાયાં, ત્યારે ઇશ્વરથી તે સર્વ થઈ શકે તેમ નથી, ઇશ્વર તો પુરાતન કલ્પના જેટલો જ છે, એમ થોડો વિચાર કરનારાની દૃષ્ટિએ ભાસ્યું. ધર્મગુરૂઓએ ફેલાવેલા વહેમ નિકળી જવાની સાથે ધર્મવિષયની ઇશ્વરશ્રદ્ધા પણ વહેમરૂપ કેટલાકને લાગી.

આ રીતે નાસ્તિકવાદ, અજ્ઞેયવાદ, શંકાવાદ, વગેરે વાદ નિકળ્યા, અને એક વખત એવો હતો કે એ વાદ માનનારા જ ખરા તત્ત્વચિંતકો અને ઉંડા ફિલસુફો ગણાતા. એ વાદ માનનારા પોતાને સ્વતંત્ર રીતે વિચાર કરનારા (Free thinkers) કહેવડાવતા. સુભાગ્યે એ સર્વ વાદનો બહોળો પ્રચાર હવે બંધ થયો છે, તેમનું જોર હવે નરમ પડી ગયું છે. 'સ્વતંત્ર રીતે વિચાર કરનારા' તે બુદ્ધિને પરતંત્ર શક્તિહીન કરી નાખે છે, સૃષ્ટિનાં મૂલગત પ્રાથમિક કારણોનું અન્વેષણ કરવાને બદલે જડમાં રહેલાં ગૌણ કારણોમાં જ આવી તેઓ બુદ્ધિવ્યાપાર અટકાવે છે; નાસ્તિકો જે ખરેખરી રીતે છે તેની ના

પાડે છે; અજ્ઞેયવાદીયો જ્ઞેયને હાથે કરી જાણવા નથી માગતા; શંકાવાદીઓ નિશ્ચય કરવાનાં સાધન તરફ જાણી જોઈ ચક્ષુ બંધ કરે છે, એમ હવે પ્રતીતિ થઈ છે. શંકાવાદીઓના અગ્રેસર પ્રોફેસર હકસલીએ પણ પોતાના જીવનના પાછલા સમયમાં કબુલ કર્યું હતું કે કુદરતમાં બધાને નિયમન કરનારી એક શક્તિ વ્યાપી રહી છે. સૃષ્ટિવિજ્ઞાનથી જ સમજાયું છે કે સૃષ્ટિની રચના અતિ અદ્‌ભૂત સૌન્દર્ય, ચતુરાઈ, યોજના, દૂરદર્શન, નિયમ, પૂર્વાપર સંબંધ, એ સર્વથી ભરેલી છે. સર્વ જગતંત્ર અકસ્માત ગોઠવાઈ ગયું છે એ પૂર્વના નાસ્તિકોનો મત હવે વિચારવંત મનુષ્યો સ્વીકારતા નથી. સૃષ્ટિ પદાર્થવિજ્ઞાને નિયમોનો જે વ્યાપાર ચાલી રહેલો શોધી કાઢ્યો છે તેજ અકસ્માતના વાદને અગ્રાહ્ય કરે છે.

સૃષ્ટિપદાર્થવિજ્ઞાનનું ખરૂં સ્વરૂપ સમજાતાં એ સિદ્ધાંત થાય છે કે પદાર્થવિજ્ઞાનને અને ધર્મને વિરોધ નથી. બન્નેના ઉદ્દેશ જુદા છે, બન્નેના વિષય જુદા છે, અને બન્ને સત્યનું અનુસરણ કરે છે, તેથી એ બે વચ્ચે વિગ્રહ હોઇ શકે નહિં; બન્ને ઇશ્વરનો મહિમા પ્રકટ કરે છે. તો, એક બીજા દષ્ટિબિન્દુથી આ વિષયનું નિરીક્ષણ કરીએ.

સૃષ્ટિપદાર્થવિજ્ઞાન અને ધર્મ શેમાં જુદા છે તે નહિ; પણ બન્નેનો માર્ગ શેમાં એક છે, સૃષ્ટિવિજ્ઞાનની પદ્ધતિ ધર્મના વિષયમાં શું દર્શાવે છે, તે જોઇએ. એ ચર્ચામાં ડૉકટર જોન ફ્રિસ્ક એલ. એલ. ડી. નામે એકત્વવાદી (Unitarian) મંડળના એક વિદ્વાન લેખકકૃત The ever lasting Reality of Religion 'ધર્મની શાશ્વત સત્યતા' નામે નાના ગ્રન્થની મદદ લઇશું.

સૃષ્ટિવિજ્ઞાનથી જણાયેલા નિયમો વિશે ઉપર કહ્યું ત્યાંથી હવે આરંભ કરીએ. ઑગસ્ટ કૉમ્ટ નામે યુરોપના એક ફિલસુફે પોતાનું દર્શન Positivism અથવા 'પ્રત્યક્ષ પ્રમાણવાદ' નામે સ્થાપ્યું છે ત્યાં આવી કેટલા ચિંતકો અટકે છે. જે બનાવો દષ્ટિગોચરતામાં

આવે છે તે જાણીને જ અટકવું એવી તેમની વૃત્તિ હોય છે. કેટલાક બનાવો એવા છે કે તેમાંનો એક બને છે તે પછી હમેશ બીજો બને છે, તથા કેટલાક બનાવો એવા છે કે હંમેશ સાથે બને છે; આવી સનિયમ વ્યવસ્થા સર્વત્ર જોવામાં આવે છે. એટલી જ કથા આ વિશ્વ કહે છે એમ તેમનું માનવું છે. ગુરુત્વાકર્ષણનું ઉદાહરણ લઇએ. એક ગ્રહ બીજા ગ્રહનું આકર્ષણ કરે છે એમ કહેવામાં ખેંચવાનો અર્થ રહેલો નથી, અર્થ એટલો જ છે કે વિશ્વમાંના અમુક બે પદાર્થો અમુક સ્થિતિમાં આવે ત્યારે હંમેશ અમુક રીતે સ્થાન બદલતા જણાય છે. આટલું જ જાણીને એ ચિંતકો બેસી રહે છે. પૂર્વાપર અને સમકાલીન સ્થિતિઓ (sequences and co-existences) ની પછાડી રહેલા કારણની તપાસ તેઓ કરતા નથી; એનું કારણ નથી એમ તેઓ માને છે. પણ એ મતનો સ્વીકાર ચાલુ રહ્યો નથી. કૉમ્ટનો પોતાનો જ સિધ્ધાન્ત ધાર્મિક વૃત્તિને દૂર કાઢવામાં કેવો નિષ્ફળ નીવડયો એ સુવિદિત છે. મનુષ્યમાં ઠસી રહેલી પૂજ્યવૃત્તિ કાઢી નાખવી તેને અશક્ય થઈ પડી, અને કારણોના કારણ તથા નિયમોના નિયામક જગત્કર્તાનો તેણે ત્યાગ કરેલો હોવાથી એ ખરા પૂજ્યની પૂજાને બદલે કૉમ્ટે Humanitarian માર્ગ એટલે મનુષ્યજાતિમાં થયેલા મ્હોટા મ્હોટા મનુષ્યોની પૂજા કરવાનો માર્ગ કહાડયો. આ પૂજાવિધાન પરથી સર્વ મહત્ત્વના આદર્શની, સર્વ મહત્ત્વના મૂલની પૂજાની યોગ્યતા સાબીત કરવી અઘરી નથી; મનુષ્યમાં જે ઉત્તમ અંશ છે તે ઇશ્વરે આપેલા છે અને ઇશ્વરની પૂજ્યતાનીજ તે પ્રતીતિ કરાવે છે. પણ આ પ્રત્યક્ષ પ્રમાણવાદ સૃષ્ટિવિજ્ઞાન શાસ્ત્રીઓમાં હવે બહુ માન્ય રહ્યો નથી.

આ વાદથી કંઇક અગાડી આવનારો મત તે Agnosticism અથવા શંકાવાદ છે. તે વાદ સર્વ નિયમોના નિયામકનો 'સર્વવ્યાપી મૂલશક્તિનો' સ્વીકાર કરે છે. પણ તે એટલેથી જ અટકે છે. એ શક્તિ કેવી છે, તેનું સ્વરૂપ કેવું છે તે વિશે કંઇ ઉત્તર આપવાની તે ના પાડે છે.

એ સ્વરૂપની શોધમાં મુખ્ય પ્રશ્ન એ છે કે એ મૂલશક્તિ ચૈતન્યમય છે કે કેમ. મનુષ્યમાં જે આત્મા છે એવા જ પ્રકારનું ચૈતન્ય, એવા જ પ્રકારની જ્ઞાનવાળી મનોવ્યાપારવાળી (પણ મનુષ્યાત્માથી ઘણી મ્હોટી) એ શક્તિ છે કે કેમ એ મ્હોટા સવાલનો નિર્ણય એ વિષયમાં કરવાનો છે. સૃષ્ટિવિજ્ઞાનના કેટલાક અભ્યાસકો આવી વ્યક્તિની અર્થાત્ પરમાત્માની ના પાડે છે. ધર્મના સમર્થકો કહે છે કે સૃષ્ટિ વિજ્ઞાન જ અમને પરમાત્માની પ્રતીતિ કરાવે છે, સૃષ્ટિમાં રહેલી ઉંડી યોજના અને અપાર વ્યવસ્થા અમારી ખાતરી કરે છે કે ચૈતન્યવાન યોજના કરનારે જ આ અદ્ભૂત સૃષ્ટિ કરી છે. હવે, સૃષ્ટિવિજ્ઞાનના જડવાદી અભ્યાસકોની દલીલ તપાસીશું તો જણાશે કે પરમાત્માના અસ્તિત્વની વિરૂદ્ધ તથા જીવાત્માના પરમાત્મા સાથેના સંબંધ વિરુદ્ધ તેઓ કંઇ પણ સાબીત કરી શકતા નથી. તેમની કોટીનો સારાંશ આ છેઃ 'સૃષ્ટિપદાર્થવિજ્ઞાન ચૈતન્ય વિશે કંઈ કહેતું જ નથી. તે તો માત્ર જડશક્તિના નિયમો પરથી સર્વ દ્રશ્યમાં અન્તર્ભૂત રહેલી એક અનંત મૂલગત્ જડશક્તિ સાબીત કરે છે. તે પરથી તે શક્તિમાં ચૈતન્યનો આરોપ કેમ થાય? સૃષ્ટિવિજ્ઞાન ક્યારે મનુષ્યના આત્મા સરખા પદાર્થની વાત કરે છે? સૃષ્ટિવિજ્ઞાનમાં માત્ર દસ્ય પદાર્થોના સંબંધ બતાવ્યા છે; તેમાંથી અદસ્ય પરમાત્મા શી રીતે સિદ્ધ કરાય? એ મૂલશક્તિને પરમાત્મા એવું ધાર્મિક નામ કેમ અપાય? આ પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ એ કબુલ કરીશું કે ચૈતન્ય દસ્ય નથી પરંતુ, જડ દસ્ય હોય તો જ તે જડનું અસ્તિત્વ મનાય તેટલા પરથી એ સાબીત થતું નથી કે ચૈતન્ય દશ્ય હોય તો જ ચૈતન્યનું અસ્તિત્વ મનાય. ચૈતન્ય દશ્ય છે અથવા ચૈતન્ય જડ સરખું છે એમ ચૈતન્યવાદીઓ તરફથી કદિ કહેવામાં આવતું જ નથી. જડ જાણવાના પ્રકારથી ચૈતન્ય જાણવાના પ્રકાર જુદા છે, અને જડ જાણવાના પ્રકાર ચૈતન્યને નાસાબીત કરી શકતા નથી. દરેક મનુષ્યને પોતાના

અસ્તિત્વની જે ખાત્રી છે, પોતે જડથી પૃથક્ વ્યક્તિ છે અર્થાત્ સ્વતંત્ર આત્મા છે એવી જે તેને પ્રતીતિ છે તે જડના કોઈ પણ નિયમને કે પ્રમાણને આધારે થતી નથી. પોતાના આત્માને જોયા વિના કે અડક્યા વિના મનુષ્ય આત્માનું ચૈતન્ય સ્વરૂપ જાણી અને માની શકે છે; અને તોપણ, જડ દેહમાં તથા જડ પદાર્થોની વચમાં રહ્યે રહ્યે જ મનુષ્યને આત્માના અસ્તિત્વની આ પ્રતીતિ થાય છે, અને એ આત્મા અસ્તિત્વમાં હોય તો જ જડ પદાર્થોના અસ્તિત્વનું અને નિયમોનું જ્ઞાન ખરૂં હોઈ શકે છે. પરમાત્માનું અસ્તિત્વ પણ એ રીતે સૃષ્ટિમાંના બધા જડ પદાર્થોની તથા તેમના પરસ્પર સંબંધોની ગણતરી કરતાં દશ્ય થતું નથી. પરંતુ, એ હકીકતથી પરમાત્માના અસ્તિત્વને બાધ આવતો નથી, એટલું જ નહિ પણ તેના અસ્તિત્વ વિના જડસૃષ્ટિની વ્યવસ્થાનો ખરો આખરનો ખુલાસો મળી શકતો નથી. જડ વસ્તુઓ જાતે જ્ઞાનહીન છે; યોજના કલ્પવા અસમર્થ છે; એક બીજા સાથે સંબંધ કરવાની, એક બીજા સાથે મળી નિયમો ઉદ્‌ભૂત કરવાની, પોતાથી જુદાં રહેલાં ફળ તરફ પ્રવૃત્તિ કરવાની જડ વસ્તુઓમાં શક્તિ નથી. કારણવ્યાપાર (causation) હોય તો જ સૃષ્ટિ થાય છે, અને કારણવ્યાપાર ઇચ્છા વડે જ થાય છે, ચૈતન્યના પ્રયાસથી જ થાય છે. સૃષ્ટિનો ખુલાસો આપવા સારૂ આખરની જે એકતા જડવાદીને કબુલ કરવી પડે છે, સર્વ દશ્યમાં અન્તર્ભૂત રહેલી જે એક અનંત શક્તિનું અસ્તિત્વ તેને કબુલ કરવું પડે છે તે 'જડ' હોઈ શકે તેમ નથી. જડના નિયમો એવી એકતા, સર્વવ્યાપિતા, અનંતતાથી વિરુદ્ધ જાય છે. જડ પદાર્થો એકબીજાથી જુદા જુદા છે, એક બીજાને ઓળખતા નથી, સર્વ પોતપોતે જુદા જુદા પ્રવૃત છે, તે છતાં તે સર્વની એક દિશામાં ગતિ થાય છે, એક સરખું નિયમન થાય છે, તે આખરની એક શક્તિનો વ્યાપાર છે તો તે શક્તિ જડ હોય શકે જ નહિં, જડમાં એવી એકરૂપતા જ નથી. જડસૃષ્ટિની અસમર્થતાને લીધે આવી એક શક્તિનો આશ્રય લેવો પડે છે.

હવે, મનુષ્યની પોતાના આત્મા વિશેની પ્રતીતિનો અનુભવ તપાસીશું તો ત્યાં આવી એકતા નજરે પડે છે. ભિન્ન ભિન્ન અને વિરોધી શક્તિવાળા જડપદાર્થોને એકઠા કરી અમુક ઇષ્ટ ફળ ઉત્પન્ન કરવાની, તેમને અમુક દિશામાં દોરવાની કંઇક કલ્પના આત્મા કરી શકે છે, કંઈક અંશે એવાં ઈષ્ટ ફળ તે ઉત્પન્ન કરી શકે છે. આત્મા પોતાની ઇચ્છા વડે કારણવ્યાપારને ગતિમાં મુકી શકે છે. એક અનંત શક્તિનો ખુલાસો આ માર્ગે અગાડી વધીને જ મનુષ્યથી થઈ શકે એમ છે. ચૈતન્યવાન પરમાત્મા (જેના કંઈક અંશ મનુષ્યોના જીવાત્મામાં આવિર્ભૂત જણાય છે તે) જ સૃષ્ટિને નિયમન કરનાર અનંત શક્તિ છે એ પરિણામ આખરે ફલિત થાય છે.

પરંતુ, સૃષ્ટિવિજ્ઞાનના નિયમો જ આ પ્રકારે ધર્મજ્ઞાનનું પગથીઉં થાય છે એટલેથી અટકવાની જરૂર નથી. દૃશ્યના નિયમોમાં પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન કરવાનો પ્રયત્ન વૃથા છે તે છતાં એ નિયમોથી બનતા સૃષ્ટિવિજ્ઞાનની પદ્ધતિ ધર્મવિષયમાં એક પ્રકારે ઉપયોગી થાય છે.

ઉત્તરોત્તર ઉત્કર્ષ (evolution)ની જે ઐતિહાસિક પદ્ધતિથી સૃષ્ટિના પદાર્થો વિશે ઘણું જ્ઞાન સંપાદન થયું છે તે જ પદ્ધતિથી ધર્મની શાશ્વત સત્યતા પણ જણાઈ આવે છે.

વિશ્વમાં વ્યાપી રહેલી અનંત શકિત ચૈતન્યમય છે અર્થાત્ ઇશ્વર અને મનુષ્ય વચ્ચે આત્મત્વનો સંબંધ છે, એ ભાવના મનુષ્યજાતિમાં સદૈવ અને સર્વત્ર વિદ્યમાન છે. ઇશ્વર કંઇક મનુષ્યના જેવો છે એ પક્ષ હંમેશ સ્વીકારેલોજ ગણવામાં આવેલો છે. એવા ઈશ્વરના અસ્તિત્વ વિશે અર્વાચીન કાળમાં શંકાઓ ઉઠાવવામાં આવી ત્યાંસુધી તે સાબીત કરવાનું કોઈને સુઝયું જ નહિ હોય એમ લાગે છે. થોડા ચતુર તત્ત્વચિંતકો (જેમની ગણતરી કેટલીક કોડીની થાય તેમને) બાદ કરતાં એમ કહી શકાય કે સર્વ મનુષ્યજાતિએ એમ માની લીધું છે કે કેટલેક પ્રકારે મનુષ્ય જેવા ચૈતન્યવાળી દિવ્યશક્તિ કે

દિવ્યશક્તિઓ વસે છે. ડાહ્યામાં ડાહ્યા અને સાદામાં સાદા માણસોએ આ પ્રમાણે માન્યું છે. જુનામાં જુના અસલી કાળથી તે વર્તમાન કાળ સુધી આવી ભાવના માનવ વિચારનો એક અંશ બની રહી છે. આ ભાવના અનેકાનેક સ્વરૂપે બહાર પડી છે પણ સર્વ સ્વરૂપમાં રહેલી મૂલ ધારણા એ જ છે.

ઈશ્વર વિશેની આપણી કલ્પનામાંથી મનુષ્ય સરખું આ આત્મત્વ લઈ લઈએ તો ઈશ્વરને માનવામાં મનુષ્યજાતિએ જે વાતને પ્રથમથી બહુ મ્હોટી ગણી છે તે જ શૂન્ય થઈ જશે. ઈશ્વર-વાદના આ અતીવ ચિત્તાકર્ષક અંશ જોડે સંબદ્ધ રહેલો સામાન્ય મત પરલોક વિશે છે. ઈશ્વરને માનવાની સાથે મનુષ્યે એ અદૃશ્ય પરલોક માન્યો છે અને એ લોક સાથેના સંબંધમાં મનુષ્યનું હિત રહેલું છે એમ માન્યું છે. મૃત્યુ પછી મનુષ્યનો આત્મા પૃથક્ વ્યક્તિરૂપે કાયમ રહે છે એ મત બહુ પુરાણો છે. મરનારના ઉપયોગ સારૂ મડદા જોડે વાસણો અને ઘરેણાં દાટવાનો જંગલી પ્રજાઓનો રીવાજ એટલો જુનો છે કે જે સમયે પૃથ્વીપર ઘણું બરફ પથરાએલું હતું, તે કાળમાં પણ આ રીવાજ હતો એમ પૃથ્વીનાં પડ ખોલતાં માલમ પડે છે. એમ કહીએ તો ખરૂં છે કે એક લાખ વર્ષથી મનુષ્ય-જાતિએ બે લોકમાં પોતાનું હિત માન્યું છે, એક ભૂતલોક અને બીજો પરલોક; તે પરલોકની રેખા પ્રમાણમાં કંઈક ઝાંખી અને અસ્પષ્ટ છે. પણ મનુષ્યના ચૈતન્યનો તે લોક સાથે વધારે નિકટ સંબંધ છે. ઈશ્વર છે એવું મનુષ્યોએ માન્યું ત્યારથી જ આ અદૃશ્ય પરલોક છે એમ માન્યું છે. હલકામાં હલકી દશાના જંગલી લોકો ભૂતની જે પૂજા કરે છે તેમાં આ બન્ને મતનો સમાવેશ થાય છે. દુનિયામાં કોઈ પ્રજા એવી થઈ નથી કે જેમણે પ્રેતલોક માન્યો ન હોય. હવે, પ્રેતલોક માનવામાં જ એ અર્થ રહેલો છે કે મૃત્યુ પછી મનુષ્યોની વ્યક્તિ કાયમ રહે છે. આવા રૂપમાં આ મત ઘણા અપરિપક્વ છે, પણ તે સ્થાયી ભાવના દર્શાવે છે. ઈશ્વર વિશેની

કલ્પના જેમ સંસ્કાર પામતી ગઈ તેમજ પરલોક વિશેની કલ્પના પણ સંસ્કાર પામતી ગઈ.

હાલના એકેશ્વરવાદમાં ઈશ્વર અને મનુષ્ય વિશે જે સંબંધ માનવામાં આવે છે તે એ છે કે મનુષ્યમાં આત્મા છે અને વિશ્વમાં જે આત્મા સનાતન છે તેના સરખો મનુષ્યાત્મા છે. મનુષ્યનો જીવાત્મા પરમાત્મા સરખો છે એ મત તથા આત્મા અમર છે. એ મત મૂળમાં તેમજ વિકાસમાં સદૈવ જોડાએલા છે. મનુષ્યના મનના એક વિશેષ ઉત્સ્ફોટનમાંથી એ બન્ને મત ઉલ્લાસ પામ્યા છે.

અદૃશ્ય પરલોક વિશેના મતમાં આ ઉપરાંત નીતિસિદ્ધાન્ત પ્રથમથી સમાએલો છે. જંગલી લોકો જુના વખતથી ભૂત માનતા આવ્યા છે. તે મતમાં પણ શું કરવું જોઈએ અને શું કરવું ન જોઈએ એ વિશે વિચાર મિશ્ર થયેલા છે. મિ. ડાર્વિન અને તેમના કેટલાક સોબતીઓ દક્ષિણ અમેરિકાને છેડે ટેરાડેલફ્યુગો ગયા હતા. ત્યાં તેમનામાંથી એક જણે નમુના માટે કેટલાંક પક્ષી માર્યાં તે પરથી ત્યાંના એક દેશીને બીક લાગી કે વાદળાંનું તોફાન થઈ બરફ પડશે. આ હકીકત આનું જ ઉદાહરણ છે. એ ઠેકાણે રહેનાર દેશીઓને આહારના પદાર્થો ભાગ્યે પુરેપુરા મળતા હતા; તેમાં આ પ્રમાણે ખાવાની વસ્તુઓનું નાહક નુકસાન કરવામાં આવે તો તેથી હવાના દેવતાઓનો કોપ થાય એમ તેમને લાગતું હતું.

આ રીતે, ઈશ્વરના અસ્તિત્વ વિશેની, અદૃશ્ય પરલોક વિશેની, તથા સત્ અસત્ વિશેની ભાવનાઓ મનુષ્યજાતિમાં ઉદ્ભૂત થવા માંડી ત્યારથી તે એક બીજા સાથે એવી સંમિશ્ર થયેલી છે કે તે જુદી પડી શકે તેમ નથી. ધર્મ અને નીતિ આરંભમાં અવિભેદ્ય હતાં અને ધર્મની ક્રમશઃ વૃદ્ધિ થઈ તે છતાં તે અવિભેદ્ય રહ્યાં છે. મનુષ્યને વધારે વિસ્તારી અને ઉંડો અનુભવ થયા પછી જુની કલ્પનાઓ બદલાઈ છે; પણ ધર્મ અને નીતિનો યોગ અખંડ

રહ્યો છે; પરલોકના સુખ કે દુઃખ વિશે કંઈ અભિપ્રાય આપી શકાય નહિ એમ જે તત્ત્વચિંતકો માને છે તેઓ પણ એટલું માને છે કે કર્મ પ્રમાણે ફળ મળશે અને એ રીતે નીતિનો ધર્મ સાથે તેઓ યોગ કરે છે.

ધર્મની સત્યતા તે શું તે જોઈશું તો માલમ પડશે કે (૧) ઈશ્વર પરમાત્મા છે અને મનુષ્યના જીવાત્માને તે મળતો છે, (૨) મૃત્યુ પછી મનુષ્યનું જીવન અદૃશ્ય પરલોકમાં કાયમ રહે છે; અને (૩) મનુષ્યના જીવનને નીતિનિયમની આવશ્યકતા છે તથા પરલોકમાં મેળવવાની સાર્થક્તાને આ નીતિનિયમ સાથે વિશેષ ગાઢો સંબંધ છે, આ ત્રણ અંશ સર્વ કાળમાં અને સર્વ ધર્મમાં શાશ્વત સત્યરૂપે રહ્યા છે. આ અંશ દૃઢ કરવા અને તેને અનુકૂલ ઘટના કરવા મનુષ્યના મને કરેલા પ્રયાસથી ધર્મનો ઈતિહાસ બનેલો છે.

પ્રાણીજીવનનો ઈતિહાસ એ જ પ્રકારનો માલમ પડે છે. ‘બહારના સંબંધને અનુકૂલ અંદરના સંબંધની ઘટના નિરંતર થતી આવે છે', એ સિદ્ધાંતનું હર્બર્ટ સ્પેન્સરે સંપૂર્ણતાથી વિવેચન કર્યું છે. સાદામાં સાદી બાબતોમાં પણ આ સિદ્ધાન્તનો સાક્ષાત્કાર થાય છે. જીવતા પ્રાણીઓનો એક મુખ્ય ધર્મ એ છે કે બહારથી ઉદ્દીપન થતાં તેઓ તે તરફ ગતિમાન થાય છે. રસ્તામાં પડેલા કુતરાને લાકડી ભોંકીશું તો તે કાન ફફડાવી બેઠો થશે. નીચા નમી જતા છોડ ઉપર પાણી રેડીશું તો તે ઉંચો આવશે. પૃથ્વી ઉપર જીવતી માનસિક તેમજ પાર્થિવ સર્વ વ્યક્તિઓમાં આ પ્રમાણે બહારની વ્યવસ્થા સાથે અંદરની વ્યવસ્થા અનુકૂલ ઘડાતી જાય છે. આ ઘટના જે પ્રાણીઓમાં બરોબર થઈ તે કાયમ રહ્યાં છે; અને તેમનો વિસ્તાર થયો છે. જે પ્રાણીઓ જીવવાને સહુથી વધારે યોગ્ય હતાં તે કુદરતી રીતે બીજાથી જુદાં પડી કાયમ રહ્યાં છે.

પ્રાણીઓનો આકાર અને તેમની શકિતઓ પણ ધીમે ધીમે અનુકૂલ ઘટના પામી ઉત્કર્ષક્રમમાં ઘણે કાળે રચાયાં છે. કરોડવાળું

હાડપિંજર એ રીતે ઘડાયું છે. બિલાડીની મૂછોમાં સ્પર્શશકિત ઘણી રહેલી છે પણ આંચળવાળા પ્રાણીઓના શરીર પર છે તેવી જાતના એ વાળ છે, માત્ર તેમાં વિશેષતા આવેલી છે. આંખ અને કાન એ પણ આરંભમાં પ્રાણીઓનાં શરીરપરના વિશેષ શકિત પામેલા વાળ હતા. ધીમે ધીમે જોવાની, સાંભળવાની અને અડકવાની શકિતઓ જુદી પડતી ગઈ. આ રીતે આંખનો ઇતિહાસ જોઈશું તો શરૂઆતમાં તે સૂક્ષ્મગ્રાહી ટપકું હતું અને તેટલા ટપકાવાળી જગાથી અજવાળું માલમ પડી શકતું હતું. ધીમે ધીમે ત્યાં પ્રકાશ ગ્રહણ કરવાની શકિત વધી, બાહ્ય ગોળાકાર થયો, અને અનેક ખાનાં બંધાયાં તથા કીકીમાં આવી મળતાં તંતુરૂપે તે ગોઠવાયાં. દૃષ્ટિની શકિત પ્રાણીમાં આ પ્રમાણે વિકાસ પામી એટલે તેની ગોચરતા વધી, જોવાના અનેક અદ્ભૂત પદાર્થો વધ્યા, અને તે પ્રમાણે અંદરની શકિતની ઘટનામાં ફેરફાર થયો. પ્રાણીઓમાં ઈંદ્રિયશકિત વધતી ગઈ તેમ તેમ મગજની શકિત અને બુદ્ધિનો વિકાસ થતો ગયો, પ્રાણીના જીવન તથા બાહ્ય જગત્ વચ્ચે અનુરૂપતા થવાનો અવકાશ આમતપણે વધ્યો.

મનુષ્યને દિન પ્રતિદિન જે જરૂરો પડે છે તેને માટે જે ઘટનાની અનુરૂપતા કરવી પડે છે તે ઘણીખરી માનસિક છે. આપણે કેવી અવસ્થામાં છીએ તે વિશે આપણે જે મત બાંધીએ તે પ્રમાણે આપણે કાર્ય કરીએ છીએ. બહાર બનતી બીનાઓને અનુકૂળ જે વિચાર આપણે બાંધીએ તે જ ખરો મત હોય છે, અને એવી અનુકૂળ ઘટનાથી જ આપણાં કાર્ય પાર પડે છે.

આ પૃથ્વીમાં થયેલા પ્રાણીવર્ગની ઉત્પત્તિના ઇતિહાસ પર દૃષ્ટિ કરીએ છીએ તો આ રીતે આપણને માલમ પડે છે કે, તળાવની સપાટી ઉપર ઉગનારા ઘાસ સિવાય બીજું કોઇ પ્રાણી પૃથ્વી પર વસતું નહોતું ત્યારથી અને તે પછી અસંખ્ય યુગ ગયા પછી હાલનો જમાનો આવ્યો અને પ્રકૃતિના રહસ્ય મનુષ્યે શોધી કાઢવા

માંડયાં ત્યાંસુધીમાં, સૂક્ષ્મ ઘટનાઓની ઘણી જ ધીમી પરંપરા ચાલતી આવી છે અને આન્તર જીવન પ્રયત્ન કરી ધીમે ધીમે બહાર વીંટળાઈ રહેલી દુનિયાના સંસર્ગમાં વધારે ને વધારે આવતું ગયું છે. પરમ બુદ્ધિવાળું મનુષ્યત્વ પ્રાપ્ત થતા સુધી એ ઉત્કર્ષ થતો ગયો છે, અને પ્રાણીના શરીર બહાર રહેલી ખરેખરી વસ્તુઓને સંબંધે દરેક વેળા ઉત્કર્ષ થયો છે. બહાર પ્રકાશમાન તેજ હોવાથી ઉદ્દિપ્ત થઇ આંખ વિકાસી પામી છે, બહાર શબ્દનાં મોજાં ચાલતાં હોવાથી કાન વિકાસ પામ્યો છે. બાલકને માતાના પ્રેમની જરૂર હતી તો તે પ્રેમ ઉદ્‌ભૂત થયો છે. દરેક ઠેકાણે બહાર રહેલી ખરેખરી બીના સાથે અનુરૂપતા થાય તે પ્રમાણે અંદરની વ્યવસ્થાની ઘટના થઇ છે. કુદરતની આ રીત છે. જે જે પ્રકારનું જીવન જોવામાં આવ્યું છે તે સર્વમાં ઉંડો વસી રહેલો આ નિયમ છે.

હવે આ પૃથ્વીના ઇતિહાસમાં એક અણીનો વખત આવ્યો હતો. તે વખતે પ્રેમ વડે એક નવો જ વ્યવહાર થવા માંડયો હતો, વિકાસ પામતા મનુષ્યાત્મામાં સત્ અસત્‌ના વિચારના અંકુર ફુટતા હતા, કુટુંબવ્યવસ્થા રચાતી હતી, સંસારના સંબંધોના બંધન જોડાતાં હતાં, શબ્દો પાંચ ધારણ કરી હવામાં ઉડવાનો આરંભ કરતા હતા. આ વખતે ઉત્કર્ષ ક્રિયાનું સ્થાન બદલાઈ ઉંચી પદવીના સ્થળમાં સ્થપાતું હતું, પ્રાણવંત શરીરના વિકાસમાં આચારવિચારની સુધારણાનો ઉમેરો થતો હતો. તે વખતે પ્રાણીઓમાંનું છેલ્લું અને ઉંચામાં ઉંચું પ્રાણી ઉત્પન્ન થતું હતું; અને સૃષ્ટિકાર્યનો વિકાસ પરાકાષ્ઠાએ પહોંચતો હતો. આ અણીને વખતે વિકાસ પામતો મનુષ્યાત્મા પોતાના સરખા કોઈ ચૈતન્યને પામવા અસ્ફુટ પ્રયાસ કરતો હતો, અને તે ચૈતન્ય ક્ષણભંગુર પાર્થિવ બનાવોમાં નથી પણ દુનિયાની પાર રહેલા અનંત ધામમાં છે; એમ તેને ઝાંખી થતી હતી, એવું આપણને માલમ પડે છે. મનુષ્યના મનની અંદર અદશ્ય લોકને અનુરૂપ વિચાર ઘટના બંધાઈ. એ વિચારો

ઘણા કાચા અને બાળકસમ હતા, તથા કઢંગી રીતે ગોઠવાયા હતા તે સ્વાભાવિક હતું. મુખ્ય વાત એ છે કે કાચું બાળકસમ મન ઈન્દ્રિયાતીત નીતિમય લોક સાથે સંબંધ કરવા ફાંફાં મારતું હતું. મનુષ્યજાતિના જન્મ સાથે ઉદ્‌ભૂત થયેલા આ ધર્મની અસર જ જનસમાજના ઉત્કર્ષમાં તે પછી બહુ બળવાન થઈ છે, અને એ અસર થઇ ન હોત તો ઇતિહાસની ગતિ કેવી થઈ હોત તે કલ્પી શકાતું નથી.

મનુષ્યજાતિના આરંભ સમયે મનુષ્યાત્મા અને અદૃશ્ય અમૂર્ત લોક વચ્ચે બંધાયેલા આ સંબંધમાં મનુષ્યની અંદરનો આત્મા જ ખરી વસ્તુ હોય અને મનુષ્યની બહાર રહેલો તે પરલોક અસ્તિત્વમાં જ ન હોય, તો કહેવું જોઇએ કે આખી સૃષ્ટિના ઇતિહાસમાં પૂર્વે આવું ઉદાહરણ કદિ જોવામાં આવ્યું નથી. ઉત્તરોત્તર ઉત્કર્ષનો ક્રમ મનુષ્યને જે સમજાયો છે તે આવી ધારણાથી સર્વથા વિરૂદ્ધ છે. મનુષ્યના ઉત્કર્ષના સંબંધમાં પૂર્વે થયેલા ઉત્કર્ષની ગતિનો આવો આ સ્થાને ભંગ થાય એ કુદરતના નિયમોથી ઉલટું છે. વિશ્વપ્રકૃતિનું આપણને જ્ઞાન છે તે પ્રમાણે તો એ જ અનુમાન સબળ રીતે ફલિત થાય છે કે મનુષ્યના ઉત્કર્ષના ઇતિહાસમાં મનુષ્યની અંદરની વ્યવસ્થાને ઉદ્દિપ્ત કરનાર બહાર રહેલી વ્યવસ્થારૂપ આ અદૃશ્ય પરલોક વાસ્તવિક રીતે અસ્તિત્વમાં છે, અને નીતિનિયમની પરિપૂર્ણ સાર્થકતા એ પરલોકમાં થાય છે.

ઉત્તરોત્તર ઉત્કર્ષના સિદ્ધાન્તથી એ પરિણામ નિકળે છે કે અનેક યુગથી મનુષ્ય ધર્મ માટે વાંછના કરતો આવ્યો છે તે ભ્રમણા નથી; પણ ઘણાં ફાંફાં મારતાં અને ઘણી ઠોકરો ખાતાં, સનાતન ઈશ્વરની પેઠે મનુષ્યાત્મા પણ ચૈતન્યવાન હોઈ તેનો સજાતીય છે એ વાતનો સ્વીકાર વધારે ને વધારે થતો આવ્યો છે. ઉત્તરોત્તર ઉત્કર્ષના સિદ્ધાન્તપરથી મનુષ્ય વિશે જે જે વાત ઉપલક્ષિત થાય છે તેમાં સર્વથી ઉંડી અને સર્વથી બળવાન વાત એ છે કે ધર્મ એ શાશ્વત સત્ય છે. ધર્મના ઉપર કહેલા ત્રણ મૂળભૂત અંશ ઇતિહાસનાં

આરંભથી ઝાંખે રૂપે પણ દેખા દેઇ સર્વ કાળે સર્વ પ્રકારના ધર્મમાં કાયમ રહ્યા છે. પરમાત્મા, પરલોક તથા નીતિ સિદ્ધાન્ત વાસ્તવિક હોવાથી મનુષ્યના મનની આન્તર રચના તેને અનુકૂલ ઘડાઇ છે. ધર્મમાં બીજા નિરુપયોગી અંશો હતા તે ધીમે ધીમે દૂર થયા છે અને આ ત્રણ અંશ શુદ્ધરૂપે પ્રકટિત થતા ગયા છે. સૃષ્ટિપદાર્થવિજ્ઞાનની વિવૃદ્ધિથી ધર્મની સત્યતાને હાનિ થઇ નથી પણ તે સત્યતા ઉલટી વિશેષ રીતે આવિર્ભૂત થઈ છે; અને અનુરૂપ ઘટનાનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે કે ધર્મમાં માનેલા પદાર્થો સત્ય હોવાથી ધર્મમાં શાશ્વત સત્યતા છે.



